# આપણે આંગણે

# પંખી



:: નિરંજન વર્મા :: :: જયમલ પરમાર ::

# આપણે આંગણે ઊડનારાં

લેખક

નિરંજન વર્મા
જયમલ્લ પરમાર
('જય-વિજય')




'ફૂલછાબ' કાર્યાલય : રાણપુર : (કાઠિયાવાડ)

અ ર્પ ણ

**અમારા મેઘાણીભાઇને**

[ શ્રી. ઝવેરચંદ કા. મેઘાણી ]

જેમની પ્રેરણા, માર્ગદર્શન, સહાનુભૂતિ
અને સહકારથી અમે લખતા થયા.



# આ લેખકોનાં અન્ય પુસ્તકો

## પ્રગટ થઇ ગયેલ

### કાઠિયાવાડના ઘડવૈયા

વઢવાણની સંતત્રિપુટિ—કર્મયોગી મોતીભાઇ દરજી, કર્મવીર ફૂલચંદભાઈ શાહ અને સાધક ચમનભાઈ વૈષ્ણવનાં જીવનચરિત્ર: જેને સારો લોકાદર મળતાં ચાર માસમાં જ પહેલી આવૃત્તિ ખલાસ થઇ. બીજી આવૃત્તિ છપાય છે.

કિંમત રૂા. ૦–૧૨–૦

## પ્રગટ થનાર

### ગગનને ગોખે

'આપણે આંગણે ઊડનારાં'ની જેમ જ 'ફૂલછાબ'માં લેખમાળા રૂપે પ્રગટ થઇ ગયેલ, અવની પર અંધારા ઊતર્યે કોટાનકોટિ તારક–નક્ષત્રો, ગ્રહો અને નિહારિકાઓથી ઉજ્જવળ બનતા આભના રત્નમણિ-ઓની ઓળખાણ આપતું સુમધુર વાણીમાં લખાયેલ વૈજ્ઞાનિક પુસ્તક.

# નિવેદન

**બાળપણમાં** વાડી–બગીચામાં રહેતાં અને વગડા–ડુંગરમાં આથડતાં જે પંખીઓનો સાહજિકપણે છતાં અવ્યક્ત રીતે પરિચય થયેલો તે, ચાર–છ વર્ષ પહેલાં જીવનમાં અચાનક આવી પડેલી ફુરસદમાંથી પ્રભાતી રખડપાટનો સંયોગ પ્રાપ્ત થતાં, તાજો થયો; પંખીજીવનમાં વિશેષ ઊંડા ઊતરવાનું મન થયું અને થોડાંક અંગ્રેજી પુસ્તકો વાંચ્યાં. (ડગલાસ દિવારનાં The Common Birds of India અને The Sportsman's Birds of India. ટી. બી. ફ્લેચરનું The Birds of an Indian Garden. હ્યુ વીસલરનું Popular Handbook of Indian birds : માત્ર આટલાં જ.) 'કુમાર'માં આવતી પંખી–વિષયક લેખમાળાઓ (૧) શ્રી. ગજાનન ભટ્ટ લિખિત 'પંખીનિરીક્ષણ' અને (૨) શ્રી. 'વનેચર' (શ્રી. હરિનારાયણ આચાર્ય) લિખિત 'વનવગડાનાં વાસી' જોઈ. વાચનને લીધે પ્રભાતી રખડપાટમાંથી થોડાંક વર્ષ સુધી લુપ્ત થયેલ જૂની રઝળુ વૃત્તિ ઊછળી આવી. સવાર, બપોર, સાંજ અને રાતની રખડપાટો શરૂ થઈ. છેલ્લાં ચાર–છ વર્ષોની એ રખડપાટોમાં પંખી–નિરીક્ષણમાંથી જે આનંદ પ્રાપ્ત થયો એ અવર્ણનીય હતો; પણ એ આનંદ અંગત હતો, એકાંતની પળે જાણે એકલાએ જ માણવાનો ઉપભોગ હતો.

જીવન–સંયોગોએ અમને 'ફૂલછાબ'ને આંગણે પત્રકારિત્વમાં જોડયા. અહીંથી રોજ સાંજે બોટાદ જતા મેઘાણીભાઈને વળાવવા જતાં પંખીઓની વાતો નીકળી. એમના નૈસર્ગિક પત્રકારિત્વે પંખી–જીવનની વિશિષ્ટતાઓ અને અજાયબીઓ સાંભળીને, એ વસ્તુ તો 'ફૂલછાબ'ના વાચક–સમૂહ સમક્ષ રજૂ કરવા જેવી છે એમ જણાવી, તેને 'ફૂલછાબ'માં લેખમાળા રૂપે આપવા આગ્રહ કર્યો. સાથે સાથે લોકભોગ્ય રૂપે કેમ રજૂ કરી શકાય તેનું માર્ગદર્શન આપ્યું. બચપણથી જ લોક–સંસ્કારમાં ઊછરેલ, એટલે લોકજીવનમાં પંખીઓનું કેટલું બહુવિધ સ્થાન છે તેના તરફ લક્ષ્ય દોરાયું; મેઘાણીભાઈ સંપાદિત લોક-સાહિત્યનો ભંડાર પંખી–જીવનની દૃષ્ટિએ ફરીથી અભ્યાસની નજરે જોઈ ગયા અને લેખમાળામાં ઠેર ઠેર એના ઉતારા પુરાવા રૂપે રજૂ કર્યા. લોકજીવનમાં પંખીઓનું કેટલું સ્થાન છે તેનો સળંગ ખ્યાલ બંધાતો આવ્યો. (તેનો સમગ્ર નિતાર આ પુસ્તકના 'પ્રજાજીવનમાં પંખીઓ' નામક પ્રવેશક રૂપે રજૂ કર્યો છે.) પ્રજાના એ જૂના વારસા સહિત વૈજ્ઞાનિક જીવનચર્યા રજૂ કરતી લેખમાળા 'જય–વિજય'ના ઉપનામથી 'ફૂલછાબ'માં લખાતી ગઈ અને શહેરના શિક્ષિત તેમજ ગામડાના અશિક્ષિત વર્ગ તરફથી પણ એને ખૂબ આદર–સત્કાર મળ્યો. દોઢ વર્ષ સુધી એ લેખમાળા 'ફૂલછાબ'માં ચાલુ રહી. લોકોએ અને મિત્રોએ

એને પુસ્તકરૂપે પ્રગટ કરવા આગ્રહ કર્યો. સંયોગોને બળે એ લેખમાળા આજે એ વર્ષ બાદ આ પુસ્તક રૂપે જનતા સમક્ષ રજૂ થાય છે.

અલબત્ત, એ લેખમાળામાં ચાલુ રઝળપાટોના નિરીક્ષણે ઘણા સુધારા-વધારા અને ફેરફાર કરાવ્યા છે. લેલાં, દેવચકલી, કલકલિયો, લક્કડખોદ, ચીબરી, ગીધ અને સારસ તો નવાં જ આલેખન છે.

આ રીતે બધાં મળીને લગભગ ૪૦ લોક-પરિચિત પંખીઓનો પરિચય આ પુસ્તકમાં આવે છે. હજી બાકી રહેતાં આવાં જ લોક-પરિચિત પંખીઓનું આવડું જ બીજું પુસ્તક થઇ શકે એટલું સાહિત્ય પડયું છે. વિશિષ્ટ અને અને અજાયબ જીવન ધરાવતાં અન્ય પંખીઓ તો જુદાં. પણ એ બધાં કયારે પુસ્તકસ્થ (!) બનશે તે તો કાળને આધીન છે.

આ વિષયનું ખેડાણ તો આપણે ત્યાં ઊતરેલા અંગ્રેજ અમલદારોએ જ કર્યું છે. પણ ઉપર-લખ્યા સિવાયના કોઇનાં પુસ્તક મેળવવાં અમારે માટે દુષ્કર હતાં, તેથી ઉપર-લખ્યાં પુસ્તક સિવાય વિશેષ વાચનનો ભાથો નથી. ગુજરાતમાં તો 'વનેચર' અને શ્રી. ગજાનન ભટ્ટ સિવાય કોઇએ આ વિષયને ખાસ લેખનરૂપે છેડયો નથી; એટલે એ પુરોગામીઓએ પાડેલા ચીલા માટે તેમનો આભાર માનવાનો રહે છે. શ્રી. હરિનારાયણ આચાર્ય ('વનેચર') સાથે તો ગુજરાતની પ્રકૃતિના એક માત્ર અભ્યાસ-ચોરા સમા 'પ્રકૃતિમંડળ'ના સભ્ય થતાં અંગત સંબંધ જ બંધાઇ ગયો; તેમાંથી અવારનવાર માર્ગદર્શન મળતાં થયાં. આ પુસ્તકની શાસ્ત્રીય પ્રસ્તાવના ભરચક કામ વચ્ચેથી પણ તેમણે લખી આપીને જે સમૃદ્ધ ઉમેરો કર્યો છે તે બદલ તેમનો આભાર માનીએ તો શિષ્ટાચાર ગણાઇ જવાને ભય રહે એટલી નિકટતા હવે તો તેમની સાથે ઊભી થઇ ગઇ છે.

જેમણે પહેલેથી છેલ્લે સુધી આ પુસ્તકના લેખનમાં પ્રેરણા, સહાનુભૂતિ, માર્ગદર્શન અને સહકાર આપ્યાં તે મેઘાણીભાઇ, અને અમારા મુરબ્બી સમા નાથાભાઇનો આભાર કેવી રીતે માનવો તે ખ્યાલ નથી આવતો. એટલું જ કહી શકાય કે આ પુસ્તકનું પ્રકાશન તેમને આભારી છે.

ભાવનગરના અવધૂત પંખી-અભ્યાસી શ્રી. કંચનરાય તથા પંખી-અભ્યાસના મૌલિક વારસદાર સમા તેમના પુત્ર શ્રી. પદમભાઇ વગેરેનો પણ આ સમ-અભ્યાસના ક્ષેત્રોમાં વીહરતાં થયેલ ચર્ચાઓ માટે આભાર માનવો જ જોઇએ.

માંદગી વચ્ચે યે ચિત્ર દોરી આપવા માટે શ્રી. કનુભાઇનો આભાર માનીએ છીએ.

રાણપુર
તા. ૩૦-૮-૪૨

નિરંજન વર્મા
જયમલ્લ પરમાર

## શાસ્ત્રીય વર્ગીકરણ અને નામાભિધાન

સમસ્ત પ્રકૃતિ–જગતના વૈજ્ઞાનિક અભ્યાસીઓએ પશુ, પંખી, જીવજંતુ કે વનસ્પતિ–સૃષ્ટિના નામાભિધાન માટે શાસ્ત્રીય વર્ગીકરણ કર્યું છે, તે મુજબ પંખીઓનું વર્ગીકરણ પણ થયું છે. એ વર્ગીકરણ કઈ રીતે કરવામાં આવ્યું છે તે રસિક વિષયની રજુઆત તો એક સ્વતંત્ર લેખ માગી લે છે, જે અત્યારે શક્ય નથી. અહીં તો માત્ર હિંદનાં પંખીઓનું વર્ગીકરણ જ રજૂ કરી સંતોષ માની લઇએ.

હિંદનાં પક્ષીઓના શાસ્ત્રીય વર્ગીકરણ અને નામાભિધાન માટે ચાર તબક્કા આવી ગયા. પહેલો તબક્કો હિંદનાં પંખીઓના પ્રાથમિક અભ્યાસીઓ–હોડસન, જેર્ડોન અને બ્લીથના સંશોધન આસપાસનો. તે નામાભિધાન જેર્ડોનના ૧૮૬૨માં પ્રગટ થયેલ 'બર્ડ્ઝ ઓફ ઈન્ડીઆ' પુસ્તકમાં પ્રગટ થયું. બીજા તબક્કામાં મિ. હ્યુમે (ઈન્ડીઅન નેશનલ કોંગ્રેસના સ્થાપક) અનેક અભ્યાસીઓના અભ્યાસને તેમના સામયિક 'સ્ટ્રે ફેધર્સ'માં ૧૮૭૨થી ૧૮૮૮ સુધી રજૂ કર્યા. ૧૮૮૯માં બ્લેન્ડફર્ડ અને ઓટસ તરફથી 'ફોના ઓફ બ્રિટિશ ઇન્ડીઆ : બર્ડ્ઝ' પ્રગટ થયો ત્યારથી ત્રીજો તબક્કો શરૂ થયો; એના અનુસંધાનમાં ત્રણ પુસ્તક પ્રગટ થયાં અને ૧૯૨૨ સુધી તે તબક્કો આવી પહોંચ્યો.

સૌથી છેલ્લો અને અગત્યનો તબક્કો હિંદનાં પક્ષીઓના જબરા અભ્યાસી મિ. સ્ટુઅર્ટ–બેકરે 'ફોના ઓફ બ્રિટિશ ઇન્ડીઆ : બર્ડ્ઝ'ની બીજી આવૃત્તિ બહાર પાડી ત્યારથી શરૂ થયો. પોતાના અભ્યાસમાંથી હિન્દનાં પંખીઓનાં હજારો કલેવર (Skins) ઇંગ્લાંડ લઇ ગયા બાદ, ત્યાંની લંડનની ઝુઓલોજીકલ સોસાયટીમાંનાં લાખો કલેવર મેળવીને એણે પંખીઓના માત્ર ૬–૭ વર્ગ હતા, તેમાંથી ૨૦ વર્ગ પાડયા અને અનહદ શ્રમ લઈને હિંદી પંખીઓનાં વર્ગીકરણ અને નામાભિધાન રચ્યાં, જે આજે હિંદભરમાં એકમતે માન્ય થયેલ છે. એ વર્ગીકરણ અનુસાર પ્રકટ થયેલ હુ વીસલરના પુસ્તક 'પોપ્યુલર હેન્ડબુક ઓફ ઇન્ડીઅન બર્ડ્ઝ'માંથી લઈને આ પુસ્તકમાં આવનાર પંખીઓનાં નામાભિધાન નીચે મુજબ આપેલ છે:

| નામ | અંગ્રેજી નામ | શાસ્ત્રીય નામ |
|---|---|---|
| | *Order : Passeres* | |
| | *Family : Corvidae* | |
| ૧ કાગડો : | Common House crow | Corvus splendens |
| ૨ કારીનો કાગડો: | Jungle Crow | Corvus coronoides |
| | *Family : Timaliidae* | |
| ૩ લેલું : | Jungle Babbler | Turdoides terricolor |
| ૪ બડબડિયું : | Common Babbler | Argya caudata |
| | *Family : Turdidae* | |
| ૫ દેવચકલી : | Indian Robin | Saxicoloides fulicata |
| | *Family : Dicruridae* | |
| ૬ કાળીઓ કોશી : | King-Crow | Dicrurus macrocercus |
| ૭ સફેદપેટો કાળીઓ કોશી : | | |

૮ ભીમરાજ : Large racket-tailed Drongo — Dissemurus paradiseus

*Family : Sturnidae*

૯ કાબર : Common Mynah — Acridotheres tristis

૧૦ બબ્બાઈ : Brahminy Mynah — Temenuchus pagodarum

૧૧ શિરાજી : Bank Mynah — Acridotheres ginginianus

૧૨ વૈયાં : Rosy Pastor — Pastor roseus

*Family : Fringillidae*

૧૩ ચકલી : House-sparrow — Passer domesticus

૧૪ રાજી : Yellow-throated Sparrow — Gymnorhis xanthocollis

*Order : Pici*

*Family : Picidae*

૧૫ લક્કડખોદ : Mahratta Wood-pecker — Liopicus mahrattensis

૧૬ સોનેરી પીઠવાળો લક્કડખોદ : Golden-backed Wood-pecker — Brachypternus benghalensis

*Order : Anisodactyli*

*Family : Alcedinidae*

૧૭ સફેદપેટા કલકલિયો : White-breasted Kingfishar — Halcyon smyrnensis

૧૮ કાબરચીતરો કલકલિયો : Pied Kingfisher — Ceryle rudis

૧૯ રંગરંગીન કલકલિયો : Common Kingfisher — Alcedo atthis

*Order : Coccyges*

*Family : Cuculidae*

૨૦ કોયલ : Koel — Eudynamis scolopaceus

૨૧ બપૈયો : Common Hawk-cuckoo — Hierococcyx varius

*Order : Psittaci*

*Family : Psittacidae*

૨૨ પોપટ : Green Prakeet — Psittacuala krameri

૨૩ સુરપાણનો પોપટ : Large Indian Parakeet — Psittacula eupatria

*Order : Accipitres*
*Family : Gypidae*

| | | |
|---|---|---|
| ૨૪ ગીધ : | White backed-Vulture | Pseudogyps bengalensis |
| ૨૫ રાજગીધ : | King-Vulture | Torgos calvus |
| ૨૬ ધુધડ : | Neophron | Neophron percnopterus |

*Family : Falconidae*

| | | |
|---|---|---|
| ૨૭ સમળી : | Common Pariah Kite | Milvus migrans |
| ૨૮ રાજ-સમળી: | Brahminy Kite | Haliastur indus |

*Order : Striges*
*Family Strigidae*

| | | |
|---|---|---|
| ૨૯ ચીબરી : | Spotted Owlet | Athene brama |

*Order : Columbae*
*Family : Columbidae*

| | | |
|---|---|---|
| ૩૦ પારેવું : | Blue Rock-pigeon | Columba livia |
| ૩૧ હરિયાળ : | Common Green Pigeon | Crocopus phaenicopterus |
| ૩૨ હોલો : | Indian Ring Dove | Streptopelia decaocto |
| ૩૩ હોલડી : | Little Brown Dove | Streptopelia senegalensis |
| ૩૪ રાતડિયો : | Red Turtle-Dove | Cenopopelia tranquebarica |
| ૩૫ હોલાં : | Spotted Dove | Streptopelia chinensis |

*Order : Gallinae*
*Family : Phasianidae*

| | | |
|---|---|---|
| ૩૬ મોર : | Common Pea-fowl | Pavo cristatus |
| ૩૭ સફેદ મોર | | |

*Order : Grallae*
*Family : Baliaricidae*

| | | |
|---|---|---|
| ૩૮ સારસ : | Sarus Crane | Megolornis antigone |
| ૩૯ કુંજ : | Demoiselle Crane | Anthropoides virgo |
| ૪૦ કુલંગ : | Common Crane | Grus cinerea |

# અનુક્રમણિકા


| | પાનું |
|---|---|
| નિવેદન | ૫–૬ |
| શાસ્ત્રીય વર્ગીકરણ | ૭–૯ |
| અનુક્રમણિકા | ૧૦ |
| પ્રજાજીવનમાં પક્ષીઓ (પ્રવેશક) | ૧૧–૩૦ |
| ૧ કાગડો | ૧ |
| ૨ : કાશીનો કાગડો | ૧૪ |
| ૨ લેલાં | ૧૫ |
| ૨ : બડબડિયાં | ૨૧ |
| ૩ દેવચકલી | ૨૩ |
| ૪ કાળીઓ કોશી | ૩૦ |
| ૨ : સફેદપેટો કાળીઓ કોશી | ૩૫ |
| ૩ : ભીમરાજ | ૩૬ |
| ૫ કાબર | ૩૭ |
| ૨ : બબ્બાઈ | ૪૪ |
| ૩ : શિરાજી | ૪૫ |
| ૪ : વૈયાં | ૪૬ |
| ૬ ચકલી | ૪૮ |
| ૨ : રાજી | ૫૮ |
| ૭ લક્કડખોદ | ૫૯ |
| ૨ : સોનેરી પીઠવાળો લક્કડખોદ | ૬૭ |
| ૮ કલકલિયો | ૬૮ |
| ૨ : કાબરચીતરો કલકલિયો | ૭૧ |
| ૩ : રંગરંગીન કલકલિયો | ૭૨ |
| ૯ કોયલ | ૭૭ |
| ૧૦ બપૈયો | ૯૧ |
| ૧૧ પોપટ | ૧૦૦ |
| ૨ : સુરપાણનો પોપટ | ૧૧૫ |
| ૧૨ ગીધ | ૧૧૭ |
| ૧ : ગરજાડાં | ૧૨૩ |
| ૨ : રાજગીધ | ૧૨૭ |
| ૩ : ધુઘડ | ૧૨૯ |
| ૧૩ સમળી | ૧૩૦ |
| ૨ : રાજસમળી | ૧૩૯ |
| ૧૪ ચીબરી | ૧૪૨ |
| ૧૫ પારેવાં | ૧૫૧ |
| ૨ : હરિયાળ | ૧૬૩ |
| ૧૬ ઉપયોગી ને ઉપદ્રવી પારેવાં | ૧૬૫ |
| ૧૭ હોલો | ૧૭૬ |
| ૨ : હોલડી | ૧૮૨ |
| ૩ : રાતડિયો | ૧૮૪ |
| ૪ : હોલાં | ૧૮૭ |
| ૧૮ મોર | ૧૮૮ |
| ૨ : સફેદ મોર | ૨૦૪ |
| ૧૯ સારસ | ૨૦૫ |
| ૨૦ કુંજ | ૨૧૪ |
| ૨ : કુલંગ | ૨૨૩ |

# પ્રજાજીવનમાં પક્ષીઓ

'**પ**ણ પક્ષીઓને આપણા જીવન સાથે એવો કયો સંબંધ છે કે તમે એને લેખમાળા રૂપે આટલું બધું મહત્ત્વ આપો છો, તે જ મને સમજાતું નથી.' આવો પ્રશ્ન જ્યારે 'આપણે આંગણે ઊડનારાં'ની લેખમાળા 'ફૂલછાબ'માં ચાલુ હતી ત્યારે એક સહૃદયી અને સુશિક્ષિત ભાઈએ કરેલો.

આપણું એ દુર્ભાગ્ય છે કે માનવીની દૃષ્ટિ–મર્યાદામાં વિસ્તરી રહેલ જે સમગ્ર જડચેતન સૃષ્ટિને આપણા પૂર્વજોએ પોતાનાં અને સમાજ–જીવનનાં અંગ–પ્રત્યંગમાં આત્મસાત બનાવી દીધી છે એનું પૃથક્કરણ કરીને પિછાન આપવી પડે છે કે 'પંખીનું આપણા જીવનમાં સ્થાન શું?'

## પંખી અને માનવીનો સંબંધ

આંખની પાંપણો અહર્નિશ રજ–કસ્તરથી આંખોનો બચાવ કરતી ઉઘાડ-બીડ થયા કરતી હોય છે; પણ પાંપણોની એ ક્રિયા એટલી સહજપણે થયા કરતી હોય છે કે એનો ભાગ્યે જ ખ્યાલ આપણને આવે છે. એવી જ સ્થિતિ વિરાટકાય કુદરતનાં બાળ પંખી અને માનવી વચ્ચે પ્રવર્તી રહેલ છે. એક જ કુદરતનાં બાળ સમાં પંખી અને માનવી વચ્ચેનો સંબંધ વેદકાળથી એકબીજા સાથે ઘનિષ્ટતાથી સાતત્ય જાળવી રહ્યો છે, છતાં પૃથક રીતે એને ભાગ્યે જ બતાવવો પડે એટલો એ સહજ થઈ ગયો છે.

કુદરતની સહસ્રાવધિ યોનિઓ માંહેની એક યોનિ સમા માનવીએ પોતાની વિશિષ્ટ બુદ્ધિશક્તિને કારણે અન્ય યોનિઓથી ઘણો વિકાસ સાધ્યો છે ખરો, પણ એ પોતાના જીવનમાં વિસ્તરી રહેલા ભોગ–વિલાસ અને રંગરાગ, પોતાની ઉન્નતિ અને આદર્શ–બધાનું બળ કુદરત પાસેથી જ મેળવી રહ્યો છે. પ્રત્યેક ક્ષણે કુદરતને હૈયે આળોટીને નવચેતન મેળવતા માનવીએ કુદરતનો જ ખોળો ખૂંદતા પંખીજીવનમાંથી પણ રંગ અને રાગ લીધાં છે; રૂપ અને નૃત્ય લીધાં છે; કલ્પના અને કાવ્ય લીધાં છે; ચિત્રકળા, શિલ્પ અને સ્થાપત્ય

માટે આકાર લીધા છે. ખોરાક અને દવા પણ મેળવ્યાં છે. અરે, એનાં પીછાંને પણ દેહ-શણગાર વધારવામાં નથી છોડયાં.

## નિષ્ફળ કૃત્રિમ ઉપાય

પણ આજની નવ-સંસ્કૃતિએ, સાચું કહીએ તો શહેરી સંસ્કૃતિએ માનવને કુદરતથી દૂર કર્યો છે; સાથે સાથે વિમુખ પણ કર્યો છે. શહેરી સંસ્કૃતિએ પોતાના અનોખા ભોગવિલાસ જરૂર ઊભા કર્યા છે, પણ તેથી એણે માનવી અને કુદરત વચ્ચે આડી દીવાલ રચી દીધી છે. પરિણામે માનવીએ કુદરત-દીધા સહજ રસ-રાગોને કૃત્રિમ રીતે ઊભા કરીને પણ પોતાની વૃત્તિઓને સંતોષવા પ્રયત્ન કર્યા છે. પણ એથી તો એની ભૂખ કદી શાંત થતી નથી. 'ખાઉં... ખાઉં...' કરતી એ અણપૂરી જ રહે છે અને જે પોતાની સમક્ષ આવે તેનો ભક્ષ્ય કરતી જાય છે.

ચાસટિયાથી હિલોળા લેતી કોઈ વાડી કે સઘન વનરાજીથી મઘમઘતી ગિરિ-કંદરામાંથી મળતી સુગંધ એણે અત્તરો અને પોમેડોમાંથી મેળવવા પ્રયાસ કર્યો. ઉષાટાણે અને સંધ્યાટાણે, મધ્યાહ્નને કે અપરાહ્ણકાળે વાદળ-મઢયા કે નિરભ્ર આભને ઓવારે ઊભા થતા સૂર્યકિરણોના સહસ્રાવધિ રૂપસિંગારને એણે પરિમિત કાગળના કટકા પર આલેખીને ચિત્રરૂપે માણવા પ્રયત્ન કર્યો. પહાડ અને ખીણોમાં, ખેતરો કે જંગલોમાં ભમીભમીને એણે ઉન્મુક્તપણે મસ્ત બની નાચતાં કે કલરવ કરી ગાતાં અસંખ્યાત પંખીઓને નીરખવા કે સાંભળવાને બદલે, એ કુદરત-વિહારી પંખીઓનાં નૃત્ય અને ગાનની અનુકૃતિ એણે જડ ચાર દીવાલોની વચ્ચે ઊભી કરવા ફાંફાં માર્યાં. પણ એવા ફોગટ પ્રયાસ કાંઈ આમૂલ સંતૃપ્તિ આપી શકે કદી? પરિણામે માનવીની રૂપ, રસ, ગંધ કે નૃત્યની આંતરિક ક્ષુધા અણપોષી ને અણપોષી જ રહી છે; અને માનવી 'કાંઈક ખૂટે છે, કાંઈક ખૂટે છે.' એમ પોકારતો આગળ વધતો જાય છે. અને માનવીને આ બધા રસનાં મૂળ અને કુદરતી કેન્દ્રો તરફ કોઈ આંગળી ચીંધે તો પૂછે છે કે 'એની જીવનમાં શી જરૂરીયાત છે?'

## શી જરૂરિયાત છે?

જો માનવી રૂપનો ભૂખ્યો હોય અને તેને નીરખવા માટે એ ચિત્રકળાનું સર્જન કરતો હોય, તેમાંથી જાતજાતના રૂપ-આવિષ્કાર સર્જીને, ચિત્રકળાનાં પ્રદર્શનો ભરીભરીને પોતાની વૃત્તિઓને કોમળ બનાવવાની જરૂરિયાત સમજતો હોય તો પંખી-જગતમાં અકલ્પ્ય રૂપ-સંભાર ભર્યો છે. માનવીની

દૃષ્ટિ–મર્યાદામાં વિસ્તરી રહેલ કુદરતને ખોળે અનંત રંગ–વૈવિધ્ય અને રૂપ–વૈવિધ્યવંતી યોનિઓમાં પક્ષીજગત પણ માનભર્યું સ્થાન મેળવી શકે તેમ છે.

જો માનવી–જીવનમાં સંગીતની જરૂરિયાત હોય અને તે માટે કોઈ અબ્દુલકરીમખાં સમા મશહૂર ગવૈયાના તાન–આલાપ સાંભળવા તે રાતોના ઉજાગરા ખેંચતો હોય તો, પંખી–જગતમાં માનવી ન કલ્પી શકે એટલી અનેક શ્રુતિઓથી ભરપૂર ગાન પડ્યું છે અને પંખીઓ તે છૂટે હાથે દિનરાત જગતને માથે વેરી રહ્યાં છે.

જો માનવી ઉદયશંકરનાં નૃત્યો નીરખવામાં આનંદ અનુભવતો હોય તો જેની નૃત્યાચાર્યો અનેક વરસોથી નકલ કરવા પ્રયાસ કરી રહ્યા છે તેવા મયુરનૃત્યની સાથોસાથ ઊભી શકે તેવાં અસંખ્ય નૃત્યો અન્ય પંખીઓ પૃથ્વીને ખોળે નિર્બંધપણે નાચી રહ્યાં છે.

પણ આજનો શહેરી માનવ પોતાના પગને ડગ દેવા ચાહતો નથી અને આ બધો કુદરત–ખોળે ભર્યોપડ્યો આનંદ ભોગવવા તૈયાર થતો નથી. ઊલટો પૂછે છે કે એની આપણા જીવનમાં જરૂર શી?

## જડ–ચેતન સૃષ્ટિમાં આત્માનાં દર્શન

એની સાચી જરૂર તો આપણા પૂર્વજોએ જોઈ હતી અને તેનું યોગ્ય મૂલ્યાંકન કર્યું હતું. કુદરતને ખોળે આળોટીને વિકસિત થયેલી હિંદી સંસ્કૃતિના જનક સમા આપણા પૂર્વજોએ તો ભૌતિક રીતે જ નહિ, પણ આધિભૌતિક રીતે પણ, આસપાસ ખેલી રહેલી માત્ર ચેતનસૃષ્ટિમાં જ નહિ, પણ જડસૃષ્ટિમાં સુદ્ધાં જીવાત્માનાં દર્શન કરીને, 'આત્મવત સર્વભૂતેષુ'નો સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો હતો અને એને સમગ્ર જીવનમાં વણી દીધો હતો.

કુદરતનાં જળ–સ્થળ પર દૃષ્ટિમર્યાદા અને કલ્પનાવિસ્તારમાં જે જે જીવોના, જે જે ભવ્યતાના કે જે જે ઉન્નત તત્ત્વોના સંસર્ગમાં તેઓ આવતા ગયા તેમાં તેમણે કુદરતનાં અગમ્ય બળોનાં મહદ્ દર્શન કર્યાં અને પોતાનું અહં તેમાં તેમણે ગાળી નાખ્યું. તેમણે પંખીઓને કે પશુઓને, ઝાડને કે જીવડાંને પોતાનાથી જુદાં જ ન ગણ્યાં. પણ માનવ–જીવનના એક અનિવાર્ય અંગ તરીકે ગણીને એને સળંગ જીવનમાં સ્થાન આપી દીધું. એને માત્ર નવરાશની પળે નીરખવાનાં ભાજન બનાવવાને બદલે પોતાના પ્રત્યેક જીવન–વ્યવહારમાં સમરૂપ ગણીને વણી દીધાં છે, ગૂંથી દીધાં છે. એમણે પશુ–પંખીઓને મિત્ર બનાવ્યાં, પુત્ર બનાવ્યાં, પિતૃ બનાવ્યાં અને દેવ તરીકે પણ સ્થાપ્યાં. તેમને પૂજનીય ગણીને તેમની પૂજા–અર્ચા પણ ચાલુ

કરી દીધી અને માનવી તેમને એકે ય અંગમાંથી જુદાં ન કલ્પી શકે એટલાં આત્મસાત બનાવી દીધાં. માનવી–જગતમાંથી જો પંખી અને પશુઓ, ઝાડપાન અને જીવજંતુને ઉઠાવી લઈએ તો માનવીને પોતાના હાથ કે પગ કપાતાં જેટલું દર્દ થાય એટલાં એકરૂપ તેમને બનાવી દીધાં છે.

અને સમરૂપતાની આ ગોઠવણી પણ ભારે કુશળતાથી કરી છે. માનવી પોતે જાણે આ બધા વિવિધદર્શી જડચેતન જગતનો એક ભાગ જ માત્ર હોય, તેમ ગોઠવણ કરવા છતાં યે માનવી આસપાસના એ વિવિધરંગી જગતને પોતાના અહંભાવને આગળ આવવા દીધા સિવાય, પૂરેપૂરું માણી શકે એવી એમાં યોજના છે.

આસપાસના બધા વિસ્તારનો માનવીએ–જીવનમાં સમાવેશ કર્યો તેમાં સૌથી વિશેષ સ્થાન ઝાડપાનને આપેલ છે. તે પછી તરતનું સ્થાન પંખીઓને જ મળ્યું દેખાય છે. પંખી પછી જ અન્ય જીવજંતુને સ્થાન આપ્યું દેખાય છે.

## પક્ષીઓ : ખાદ્ય પદાર્થ તરીકે

આપણા જીવનમાં પંખીઓનું સ્થાન ક્યારથી પૂર્વજોએ સ્વીકાર્યું એ જોવા જઈએ તો કદાચ માનવ–જીવનની શરૂઆત સુધી પહોંચી જવું પડે. ધન–ધાન્યની ઉત્પત્તિ જ્યારે ન હતી અને માનવી જ્યારે વનફળ કે શિકાર કરીને માંસાહાર પર નભતો હતો ત્યારથી કદાચ પક્ષીજગત સાથે સંબંધમાં આવ્યો હશે અને તેના દેહ તેમ જ ઇંડાંમાંથી ખોરાક મેળવ્યો હશે. એ સિવાય કાંઈ શુક્લ યજુર્વેદમાં સોનેરી લક્કડખોદને (સુવર્ણપૃષ્ઠ લક્કડખોદ : शतपत्र दर्विदा) યજ્ઞબલિ તરીકે સ્વીકાર્યો હશે? એ સિવાય પણ યજ્ઞબલિઓની નામાવલિમાં પક્ષીઓનો ઉલ્લેખ હોય છે જ. યજ્ઞબલિ જ શા માટે ? અથર્વ-વેદમાં તો શ્યેનયજ્ઞ ની વિધિ પણ છે. શ્યેનયજ્ઞ એટલે શકરાયજ્ઞ. જેમ શકરો પોતાના શત્રુ–સમુદાય પર ઝપટ મારીને વિજય મેળવે છે તેમ જેને પોતાના શત્રુઓ સામે વિજય મેળવવો હોય તેઓ આ યજ્ઞ કરતા. અને અત્યારે પણ આપણો અહિંસક ગણાતો ભારતવર્ષ કેટલાં બધાં પંખીઓને આહારમાં સ્થાન આપીને બેઠો છે? તે મોર અને તેતર ખાય છે, હોલો અને કબૂતર ખાય છે, કુંજ અને અનેક જાતની આડયો ખાય છે, ટર્કી અને એવાં અનેક પંખી-ઓની પરદેશમાંથી આયાત કરીને પણ ઉડાવી રહેલ છે. ઇંડાં માટે તો કેટલે બધે ઘેર કૂકડા અને તેતર પળાય છે? અને આજે તો નિરામિષાહારીઓમાં પણ નિર્જીવ ઇંડાં ખાવામાં બાધ નથી એટલે સુધી ચર્ચા આવી પહોંચી છે.

ભક્ષ્ય માટે શિકારમાં કેટલાં પંખી મરે છે એનો તો સરકારી અંદાજ નીકળતાં ૧૮૯૫થી ૧૯૧૦ સુધીમાં ૧,૧૪૯, ૩૪૫ પાઉન્ડ વજનનાં અને લગભગ ૧,૫૫૦, ૮૩૭ રૂપિયાનાં પંખી મરાયેલાં. આમાં દર વર્ષે ૧૦ લાખ જેટલાં પંખી મરતાં હતાં હતાં. આમ ને આમ જો પંખી-શિકાર ચાલે તો હિંદની પંખી-સૃષ્ટિ પર જબરો કાપ મુકાઇ જાય એમ સમજીને સરકારે અનેક પંખીઓને Protected : રક્ષિત તરીકે જાહેર કર્યાં છે અને તેને મારનાર માટે દંડ-સજા મૂકયાં છે.

## પક્ષીઓ : દવા તરીકે

એ રીતે નરી જીવન-જરૂરિયાતની દૃષ્ટિએ જોઇએ તો, ખાદ્યપદાર્થ બાદ પંખીઓનો દવા-યાકુતીઓમાં અસંખ્ય રીતે ઉપયોગ થાય છે. જેમ વનશ્રીનો આહાર કરતાં કરતાં, અમુક વનસ્પતિઓ દવા અર્થે આપણા સમાજે તારવી, એ જ રીતે પંખીનો ભક્ષ્ય કરતાં કરતાં જ એના દેહમાંથી દવાઓ શોધાઇ લાગે છે. એ માટે કાંઇ ઓછા અખતરા થયા નહિ હોય. આપણા ચરક, સુશ્રુત અને ધન્વંતરિ સમા મહાવૈદ્યોએ પંખીઓનાં અંગોની અનેક દવાઓ સૂચવી છે. યુનાની દવાઓમાં તો યાકુતીઓ બનાવવામાં ઠેર ઠેર પંખીઓનો ઉપયોગ થાય છે. અને આવી શાસ્ત્રીય વૈદક શાખાઓને જવા દઇએ તો, દવાનું જરા યે શાસ્ત્રીય જ્ઞાન ન ધરાવતા આપણા આમસમાજમાં કાનના દુઃખાવા પર મોરનો પગ તેલમાં કકડાવી કાનમાં નખાતાં તેનાં ટીપાં; સ્ત્રીઓના સુવારોગ પર અકસીર ગણાતા પંખી (આપણા ગિર-આબૂમાં થતા) ચિલોત્રાનું માંસ; શક્તિ અને આયુવર્ધન માટે ચકલીની જીભનો શેરવો; પથરી, વાળો કે ગૂમડાં તોડવા વિવિધ વસ્તુઓ સાથે વપરાતી પારેવાંની હગાર; ક્ષયમાં કાકડિયા કુંભારનું માંસ; સામાન્ય તાવમાં ઉત્તર હિંદમાં વપરાતી લાલ મુનીઆ—આમ અનેક રીતે રાજબરોજના જીવનમાં કામ આવી રહેલ છે.

## ખેતીને ઉપકારક પક્ષીઓ

એ સિવાય આપણે કહીએ નહિ તો યે, જાણીએ નહિ તો યે અને તેમનો ઉપકાર સ્વીકારીએ નહિ તો યે, આપણા ખેતીકામમાં કેટલાં બધાં પંખીઓ કામ આવે છે ? ચકલી અને કાબર, કાગડા ને કાળોકોશી, તેતર અને બપૈયા, લક્કડખોદ અને ચીબરી, ઢોરબગલાં અને ટિટોડી—આવાં અસંખ્ય પંખીઓ ખેતી-કામમાં ઉપદ્રવ કરતાં અસંખ્યાત તીડ—જીવડાંનો નાશ કરી નાખે છે અને મોલ, છોડ તેમ જ ઝાડની વૃદ્ધિમાં ફાળો આપી જાય છે. એમની એ સેવાઓ

લક્ષ્યમાં લઈને સરકારે કેટલાં યે પંખીઓને રીતસર 'ખેતીને ઉપકારક' કહીને Protected: રક્ષિત તરીકે જાહેર કર્યાં છે.

બીજી બાજુ જાતજાતનાં ગીધ અને સમળી, કાગડા અને ભંગડી જેવાં કેટલાં યે પંખીઓ કોહેલું માંસ, ગંદકી વગેરે સાફ કરી, નિર્વેતનિક ભંગીઓનું સ્થાન પરાપૂર્વથી સાચવીને, કોણ જાણે કેટલી યે ગંદકીથી માનવીને બચાવતાં આવ્યાં છે.

શાહમૃગનાં સુશોભિત પીછાં પર આફ્રિકામાં ચાલતા લાખોના વેપારની વાત મૂકી દઈએ, તો આપણે જ આંગણે ઢોર પાછળ ખેતરોમાં આથડતાં ઢોર–બગલાંને ચોમાસા–ટાણે ઊગી નીકળતાં વધારાનાં મુલાયમ પીછાં (Aigrettes) તો યુરોપી રમણીઓના વેશ–પરિધાનમાં અગત્યનો ભાગ ભજવતાં હોઈને, સિંધમાં એનો રીતસર ઉછેર (Egret–farm માં) થઈ રહ્યો છે અને વિના દુઃખે એ પીછાં મેળવીને લાખોનો વેપાર ચાલતો થયો છે.

## યુદ્ધમાં સંદેશવાહક પંખીઓ

અને બાઈબલ–કથા પ્રમાણે ઠેઠ પૃથ્વીનો પ્રલય થયો ત્યારથી સંદેશવાહક તરીકે વપરાયેલ પારેવાંનો તો આપણા રજપૂત તથા મોગલ બાદશાહો પણ સંદેશવાહક તરીકે ઉપયોગ કરતા હતા. ૧૮૫૭ ના ફ્રેંચ કિલ્લાના ઘેરા બાદ તો યુરોપમાં પારેવાં સાથે સંદેશા મોકલવાનો એક જબરો વ્યવસાય ચાલી રહેલ છે, માનવીએ તેમાં અદ્‌ભુત સફળતા મેળવી છે અને આજનાં યુદ્ધોમાં સંદેશ-વાહક પારેવાં અગત્યનું અંગ મનાઈ ગયાં છે. આપણા ઉત્તર હિંદુસ્થાનના પણ અસંખ્ય લોકો પારેવાંને પાળવાનો શોખ ધરાવે છે અને તેવા શોખીનોને ઘેર ઘેર પારેવાંને બેસવા માટે 'છત્રી'ઓ રચેલી હોય છે. ગિરિઃઘૂમરી ખાતા આપણા એક પારેવાની જાતનું નામ જ 'ગિરેબાજ' પડી ગયેલ છે અને સંદેશો લઈને પાછા ફરતા એક પારેવાની જાતનું નામ 'લોટણ' પડી ગયેલ છે.

## પંખીઓમાંથી દર્શનાનંદ

જીવનની માત્ર પ્રાથમિક જરૂરિયાતની વાત છોડી દઈએ, તો આપણા સમાજે પંખીઓમાંથી અન્ય પણ અનેક રીતે રસ અને આનંદ મેળવવા પ્રયાસ કર્યો છે. યુરોપની વાત છોડી દઈએ તો, મોગલ બાદશાહોના કાળથી શકરા–બાજી માટે જબરા સમારંભો ગોઠવાતા. શકરા–બાજને શિકાર શીખવવા મોટા પગારથી શિકારીઓ રાખવામાં આવતા અને તેથી જ મોગલ ચિત્રકળાનાં ચિત્રોમાં બાદશાહના હાથમાં શકરો કે બાજ બેસાડવો એ અગત્યની વાત

ગણાતી. એ શોખ ઠેઠ આધુનિક કાળ સુધી આપણાં રાજા–રજવાડાં અને શિકારીઓમાં અબાધિત સ્થાન રાખી રહ્યો છે.

એ જ રીતે માત્ર દર્શનાનંદ માટે બુલબુલ અને તેતર, કૂકડા અને લૌવા પળાય છે અને તેમની સામસામી લોહીલોહાણ લડાઇઓ હજી પણ રજવાડાંમાં અને ઉત્તર હિંદનાં સામાન્ય જનોમાં પણ ગોઠવાય છે. અદ્ભુત માળા ગૂંથતી સુગરીઓ પણ પળાતી અને તે લીંબડામાંથી ધાર્યું પાન લઇ આવતી કે અંગૂઠા પર મોતી પરોવી આપતી, તેથી અનેક પંખીશોખીન રાજવીઓની તે પ્રીતિકર થઇ પડતી.

## પંખીગાનમાં 'સારેગમ'

પંખીઓના ગળામાં ઝણુકી રહેલ અસંખ્યાત શ્રુતિઓનું જ્ઞાન આપણા જૂના સંગીત–શાસ્ત્રીઓને હોવું જ જોઇએ. એ કારણે તો આપણા પૌર્વાત્ય સંગીતના પાયા રૂપ ગણાતા 'સારેગમ'ના સ્વરો પંખીઓની બોલીમાં જોવા માટે તેમણે પ્રયાસ કર્યા દેખાય છે:

षड्जं मयूरो वदति, चातको ऋषभं तथा
अजो विरौति गांधारं, क्रौंचः क्वणति मध्यमम्।
पुष्पसाधारणे काले, कोकिला वदति पंचमम्
अश्वश्च धैवतं चैव, निषादं च गजस्तथा॥

(संगीत-मकरंद, प्रथम पाद, श्लोक १३-१४)

મોર ષડ્જનો સૂર (સા) બોલે છે અને ચાતક ઋષભનો (રે) સૂર. બકરો ગાંધાર (ગ) અને ક્રૌંચ મધ્યમ (મ) સ્વર ઉચ્ચારે છે. વૃક્ષોને પુષ્પ આવે ત્યારે કોયલ પંચમ (પ) સ્વર બોલે છે. ઘોડો ધૈવત (ધ) અને હાથી નિષાદ સ્વર (નિ) ચિત્કારે છે.

ઠેઠ 'શુકલ યજુર્વેદ'ના 'प्रातिशाख्य'માં પણ ઉલ્લેખ મળી આવે છે કે–

त्रिमात्रां तु शिखी ब्रूते,
नकुलस्त्वर्धं मात्रिकः।

મોર ત્રણ માત્રા જેટલું બોલે છે અને નોળિયો માત્ર અર્ધી માત્રા.

એ પછી તો સંગીતનાં અન્ય શાસ્ત્રીય પુસ્તકોમાં પણ પંખીઓના સ્વરને સ્થાન મળ્યું છે. 'સંગીત–રત્નાકાર'ના 'નાદશ્રુતિ પ્રકરણ'માં પણ તેવો ઉલ્લેખ મળી આવે છે અને માગધી ભાષામાં રચાયેલા જૈનોના 'अनुयोग द्वारसूत्र'માં પણ તેવો ઉલ્લેખ નીકળે છે.

## માનવ-વાચાનું અનુકરણ

સંસ્કૃત કાળના રાજવીઓ અને પંડિતોને ઘેર શુક અને સારિકા પળાતાં, તેમનાં આમનસામન લગ્ન થતાં અને પંડિત મંડનમિશ્રને ઘેર તો શુક અને સારિકા સંસ્કૃત શ્લોકોમાં સામસામા વાદવિવાદ કરતાં! માનવી સિવાયના સમગ્ર જીવ-વિસ્તારમાં માનવીની ભાષા, ભલે સમજ્યા વગર પણ બોલવાની શક્તિ ધરાવતાં હોય તો તે શુક અને સારિકા જ. માનવીએ કદાચ તેથી જ તેમનામાં આત્મૌપમ્ય નિહાળીને તેને વિશેષ ને વિશેષ પાળવા તથા પોતાની વાણીના પડઘા સાંભળા પ્રયાસ કર્યો હશે.

માત્ર એની શબ્દ શમાવતી જ વાણી નહિ, પણ એની વિવિધ શ્રુતિઓ ધરાવતી નૈસર્ગિક ગાન-શક્તિનો આનંદ માણવા માટે અનેક શોખીન જનો શામા અને દૈયડ, મેના અને જાત જાતના પોપટ, ભરત અંડુલ અને અગન, પીદ્દાં અને ભીમરાજ પાળે છે, તેમને શિક્ષણ આપે છે અને તેની પાછળ અસંખ્ય રૂપિયાનું ખર્ચ કરે છે.

'આવો' 'બેસો' એવા એકાદ બે ચાગલા બોલ લવતા પોપટને પણ સામાન્ય જનો પોતાને ત્યાં પીંજરામાં રાખવામાં ગર્વ ધરાવે છે. પોપટનાં પીંજરાં ધરાવતું ઘર આપણે ત્યાં રિદ્ધિસિદ્ધિવંતું ગણાયું છે અને તેથી જ આપણા લગ્નગીતમાં ગવાયું લાગે છે કે—

> **લાશ કયે લખમી, કિયે ઘેર જાશું?**
> **—જે ઘેર પોપટ પાંજરાં.**

આવાં પંખીને પકડવા માટે લાસા અને જાળ, પીંજરાં અને શિકારી પંખી, કાતરિયાં અને ગિલોલ વગેરેનું લોકોએ શાસ્ત્ર પણ રીતસર રચી કાઢેલ છે.

## મહા પ્રસંગોના કારણભૂત પંખીઓ

આમ આહારમાં અને દવામાં, સંદેશામાં અને સંગીતમાં, લડવામાં અને શકરાબાજીમાં—અનેક રીતે આપણા જીવનમાં સ્થાન પામી ગયેલ પંખીઓ હિંદના ઇતિહાસમાં મહા પ્રસંગો પણ યોજી ગયાં છે.

ઠેઠ પુરાણોમાં દિતિ-અદિતિના પુત્ર ગરુડ અને સાપની લડાઈ આલેખાઇ છે તેમાં, એ સમયના જંગલ-નિવાસી આર્યોને ભયરૂપ સાપના નિવારણ અર્થે ગરુડનો સ્વીકાર અને વસવાટ કરાયો હોવાનો સંભવ છે. તેને જવા દઇએ તો ક્રૌંચ-વધમાંથી ઋષિ વાલ્મિકિએ સંવેદન અનુભવીને રામાયણ સર્જ્યું એનો વારસો આપણે કેમ ભૂલી શકીએ? સીતાને હરી

જતા રાવણ સામે લડીને ખતમ થઈ જતા અને પૂજ્ય મનાઈ ગયેલા જટાયુને કેમ વીસરી શકીએ ?

આકાશના અસીમ પટમાં મહારાજની જેમ વીહરતા ગર્વોન્નત ગરુડ-રાજમાંથી મહત્ત્વાકાંક્ષાના પાઠ ભણીને આપણા મગધ-રાજાએ એને ધ્વજમાં સ્થાપ્યો અને સિદ્ધરાજ-જયસિંહે આબૂ આરાવળનાં જંગલોમાં ઉન્મુક્તપણે વીહરતા અને સમોવડિયાને આણાંતકે હરાવતા કૂકડાને પોતાના ધ્વજમાં સ્થાપીને કુક્કુટ-ધ્વજ ગુજરાતને આપ્યો. એ ધ્વજોના નામ પાછળ કેટલા સંહાર અને વિજય છુપાયા હશે? મયૂર-નૃત્યમાં સમાયેલું અપરૂપ સૌંદર્ય નીરખીને પ્રેમી મોગલ બાદશાહ શાહજહાને લાખોને ખર્ચે મયૂરાસન-તખ્તે-તાઉસ તૈયાર કરાવ્યું અને તેને નાદીરશાહ ઇરાનમાં લઈ ગયો તે કેટલી લડાઈઓનું કારણ બન્યું હશે ? અને શિબિરાજા પાસે શરણાંગત તરીકે પહોંચી જનાર હોલાની જેમ કાઠિયાવાડને આંગણે પરમારોને આશરે પહોંચી જનાર 'એક તેતરને કારણે' તો યુદ્ધ ખેલાયું એ તો હજી ગઈ કાલની જ વાત. (સૌરાષ્ટ્રની રસધાર ભા. ૨)

પણ આ બધાંને તો ભૂતકાળમાં કે અમુક જનસમુદાયમાં જ પરિમિત ગણાવવામાં આવે તો યે આપણા સામાન્ય લોકજીવનમાં પંખીનું કેટલું બધું સ્થાન છે ? કેટલે કેટલે સ્વરૂપે સ્થાન છે ? આપણો આમ-સમાજ તો હજી યે અનેક રીતે પંખીઓમાંથી રૂપદર્શન અને નૃત્યદર્શન, સંગીત-શ્રવણ અને તત્ત્વદર્શન પામી રહ્યો છે. અને એ બધું એણે પોતાના રોજબરોજના જીવન-વ્યવહારમાં વાર્તા અને કથા રૂપે, ગીત અને ઉખાણા રૂપે, દુહા અને ભજન રૂપે, કહેવતો અને રૂપકો રૂપે અપનાવી લીધેલ છે.

## પંખીઓમાંથી માનવરૂપદર્શન

રૂપદર્શન તો માનવીએ પંખીસૃષ્ટિમાંથી ખૂબ મેળવ્યું છે. માનવીના નાકને 'પોપટની ચાંચ જેવું' કે 'ગરુડની ચાંચ જેવું' કહીને, તેની સાથે સરખામણી કરવામાં ગૌરવ લીધું છે. એ જ રીતે અન્ય એકેએક અંગપ્રત્યંગમાં પણ સરખામણી કરીને ગૌરવ લીધું છે. 'આંખ તો ખંજન જેવી', પ્રેમથી મસ્ત આંખો 'પારેવા જેવી,' 'ગભરૂ-હોલડી જેવી, પારેવી જેવી' 'કોમળ કુંજના બચ્ચા જેવી,' તીક્ષ્ણ આંખો 'બાજ જેવી, શકરા જેવી, ખેરા જેવી', કંઠ, 'કોયલ જેવો,' 'ધોળાં બગલાંની પાંખ જેવાં.' એ જ રીતે વિરુદ્ધના છેડાનાં રૂપક પણ પંખીમાંથી જ શોધ્યાં છે. કલબલાટ કરતી 'કાબર જેવી,' 'માથું, સુગરીના માળા જેવું,' 'મૂરખ, ઘૂડ જેવો.'

અને જેમ રૂપદર્શનમાં તેમ જ રંગમિશ્રણમાં પણ માનવીને પંખીઓના દેહ પર છલકતા રંગો ઠીક મદદગાર થયા હશે. 'પોપટિયો' 'મોરથુથુ' એવા કેટલાક રંગનાં નામ પણ પંખી પરથી જ પડયાં છે.

અને પંખીનાં માત્ર અંગ જ શા માટે ? કેટલાંકનાં તો નામ પણ આપણે નખશીખ અપનાવી લીધાં છે. મોરભાઇ, પોપટલાલ અને ચકાભાઇ નામ ગામડાં કે શહેરમાં પુષ્કળ મળી રહેશે.

મોરના સૌંદર્ય પાછળ મુગ્ધ થઇને તો અસંખ્ય ગીતો રચાયાં અને ગવાયું કે–

**મોર તું તો આવડલાં રૂપ ક્યાંથી લાવ્યો રે**
**મોરલો મરત લોકમાં આવ્યો—**

અને આવા મોરને મારવામાં પાપ ગણાવી મનાઇ ફરમાવી કે—

**મોરલિયો નવ મારિયે રે,**
**ડુંગરાનો રખવાળ મારા વા'લા—**

અને મોરના અનુપમ પીછાંને સાવરણી અને વીંઝણામાં, તંબૂરના ગુચ્છમાં અને એમ અનેક રીતે લોકોએ વાપરી જાણ્યાં. અરે કૃષ્ણ ભગવાનનો મુગટ પણ મોરપિચ્છ વગર અધૂરો લાગ્યો !

## પંખીઓ : ઇષ્ટદેવોને સ્થાને

પોતાના ઇષ્ટ દેવનાં વાહનો લોકો આવાં સુંદર પંખીઓમાંથી ન કલ્પે તો ક્યાંથી કલ્પે ? મોર તો સરસ્વતી અને ભગવાન કાર્તિકેયનું વાહન; પીર પયગંબરોનો દુલદુલ પણ મોર જ. ગરુડ વિષ્ણુ ભગવાનનું વાહન. સમળી ભગવાનના દરબારની ઘોડી, તો પારેવાં ભગવાનનાં બ્રાહ્મણ. એથી યે આગળ વધીને પોતાના ઇષ્ટદેવોને તેમણે પંખીને સ્વરૂપે જ નીરખ્યા. સમળી માતા કાળકાનું સ્વરૂપ, તો દેવચકલી માતા ખોડિયારનો અવતાર. નીલકંઠ (ચાસ) ભગવાન શિવનું સ્વરૂપ તો હોલો અગ્નિનું સ્વરૂપ. મોર ઇંદ્રિ ભગવાનનું સ્વરૂપ તો વિષ્ણુનું વાહન ગરુડ પણ મૂળ તો અગ્નિનું સ્વરૂપ.

પણ આપણો સમાજ તો આગળ વધ્યો. એણે પક્ષીને જીવનથી જુદું ગણ્યું જ નહિ પક્ષિયોનિ અને માનવ–યોનિ વચ્ચેના ભેદ જ મિટાવી દીધા, એ કલ્પના–વિહારમાં પંખીઓ પણ માનવીની જેમ જ જાણે બોલતાં–ચાલતાં અને હરતાંફરતાં દેખાય છે; તેઓ પણ દુઃખ પામે છે અને સુખી થાય છે; ભૂલ કરે છે ને શાપ પામે છે. શાપિત માનવી પંખી થાય છે અને વરદાન પામેલ પંખી માનવદેહ મેળવે છે.

## માનવવૃત્તિના પડછંદા

ગૌતમ ઋષિનાં પત્નિ અહલ્યા પાસે જાર–કર્મ માટે પહોંચેલો ઇંદ્ર શાપિત થઇને મોરને રૂપે પૃથ્વી પર પડે છે ને અપરૂપ સૌંદર્ય અને નૃત્ય ધરાવતો છતાં પોતાની અસંખ્ય ઢેલડીઓને ભોગવી શકતો નથી. મહાજ્ઞાનિ શુકમુનિ આગલે અવતાર પોપટ હતા, તો કોઇ શાપિત ઋષિ કાગભુશુંડીનો અવતાર પામ્યા હતા. એ જ રીતે લોકકથાનકોમાં બગડાલમ ઋષિ પણ આવે અને રાક્ષસનો દેહ પાતાળમાં મૂકેલ કોઇ પીંજરમાં પૂરેલ પોપટ સાથે સંકળાયો હોય, જેના મોતે રાક્ષસનું પણ મોત લખાયું હોય.

માનવીએ તો પંખીયોનિ સાથે આટલો સહચાર સાધીને એનાં સ્વરૂપોમાં માનવ-સ્વભાવની વિવિધ વૃત્તિઓના પડછંદા પાડયા છે. 'તલ...તેતલા–તલ.... તેતલા' એવા સ્વર બોલતાં તેતરની બોલીમાંથી પત્નીના બોલથી ભરમાઇ જઇને પોતાની બ્હેનને મારી નાખનાર અવિચારી ભાઇનો જીવ બોલતો હોય છે, તો 'તેં તેં તેં–' એવા તેંકારા કરતાં લેલાં વહાલસોયા ભાઇને ખેંચા-ખેંચીમાં મારી નાખનાર સાત બ્હેનોને રજૂ કરે છે. 'મગ ભરડું કે કાં...કરા' એવા લાંબા લહેકાથી બોલતું કાળું તેતર પૂર્વાવતારમાં પોતાને દળાવી દળાવીને મારી નાખનાર સાસુની વહુ જાણે હજી યે ઠેકડી કરી રહી છે અને 'કરતી....તી વ્રત' એવા ઉચ્ચાર કરીને પાણી–કાંઠે ભટકતી ટિટોડી જાણે પુત્રૈષણા ધરાવતી છતાં અધૂરાં વ્રત તોડનારી કોઇ સ્ત્રીનું સ્વરૂપ બતાવે છે.

## જન્મથી માંડીને મૃત્યુ સુધી

અને આમ છૂટક છૂટક શા માટે ? હજી કુદરતની વિશેષ નજીક રહેતાં આપણાં ગ્રામજનોએ તો બાલ્યકાળથી માંડીને મૃત્યુ સુધી, અને એક સવારથી માંડીને બીજી સવાર સુધીના ચોવીસે કલાકના જીવનવ્યવહારમાં પંખીને વિવિધરૂપે જાણે ક્રમબદ્ધ સાંકળી દીધાં છે.

ઘોડિયામાં હીંચકતું બાળક પણ ઘોડિયાને મોરવાયે બેસાડેલ મોર કે માથા પર ઝૂલતા પોપટ સાથે અવ્યક્ત ઓળખાણ પામીને હાલરડાંમાં પણ પ્રથમ પંખીનો સૂર સાંભળે છે કે

**હાલ્ય વાલ્ય ને હેલ્ય,**<br>
**વગડે વસતી રે ઢેલ્ય,**<br>
**ઢેલ્યનાં પગલાં છે રાતાં,**<br>
**ભાઇના કાકા મામા છે માતા–હાં...હાં...હાં....**

અને એવાં હાલરડાંમાં અનેક પંખીઓની આછી પિછાન મેળવીને બાળક મોટું થાય છે. વાર્તા સાંભળતું થાય છે, ત્યાં જ ખીચડી રાંધતાં ચકોચકી, કમાવા નીકળેલો પોપટ, કોઠીંબું ખાતો કાગડો, ખેડ કરતી કાબર અને એવાં કેટલાં યે પંખીઓનો પરિચય મેળવી લે છે.

એમાં યે પોપટના ચતુર સ્વભાવનાં, કાગડાની લુચ્ચાઇનાં તથા કાબરનાં મહેનતુપણાનાં દર્શન સાથે બાળકોના સ્વભાવનું પણ આડકતરું ઘડતર થતું જતું હોય છે અને શિક્ષણ અપાતું જતું હોય છે.

## બાળ–રમતોમાં પંખીઓ

બાળક હાલતાં ન શીખ્યું હોય ત્યાં, બેઠાંબેઠાંની રમતોમાં પણ એ પંખી–પરિચય પામે છે. 'ચણ ચણ બગલી ચણાની દાળ, હું પોપૈયો તું મગ-દાળ, આવ રે કાગડા કઢી પીવા,' 'ચકલીને ચણ નાખશો જી? હા જી,' 'ચકી ચોખા ખાંડે છે, મોર પગલાં પાડે છે' વગેરે રમતો એ બેઠાં બેઠાં રમે છે અને એ રીતે પંખી સાથેનો પરિચય ક્રિયાત્મક બને છે.

બાળકના પગમાં ચાલવાનું ચેત આવતાં 'મારે માથે કોણ બેઠું? હોલો રાણો,'ની રમત રમીને હોલાનો પરિચય મેળવે છે; તો છોકરીઓ 'હક્કા પોપટડી, હક્ક મારું ડીલ વળે!' એવા પોપટ–બોલ સાથે નૃત્યારંભ આદરે છે. પંખીના બોલને પણ સંગીત રૂપે ઝીલીને ઠેકડા મારતાં સામા પડછંદા પાડે છે કે–

'ઘુ...ઘુ...ઘુ...વાગડ જાઉં,
પીલુ ખાઉં...મોટો થાઉં',

એમ હોલાને કહે છે, તો કોયલને ખીજવે છે કે

| | |
|---|---|
| કોયલ? | કુઉઉઉ! |
| કાગડાની વહુ? | કુઉઉઉ! |
| કાગડો મારો ભાઇ! | કુઉઉઉ! |
| તું મારી ભોજાઇ! | કુઉઉઉ! |

## કન્યાનાં ગીતોમાં પંખીઓ

છોકરી મોટી થાય છે, ગરબા ફેરવવા નીકળે છે અને 'ચકલીના ખેતરમાં વાવેલ ઝીંઝવે ચડીને આવતા આદમીને'–પોતાના ભાઇને નીરખે છે. એથી યે મોટી થઇને મોળાકતના વ્રતમાં નદી કાંઠે દેદો કૂટવા જઇને ત્યાં ઊભેલા બગ-લાને ગીતમાં ગૂંથે છે કે–

**બગલો આવે ને ઊડી જાય રે,**
**હાય ઓલી લીલડીને લઈ જાય રે,**
**ઓલ્યો રંગલો વાંહે થાય રે,**
**હાય મારી કાચની પૂતળી જાય રે !**

એ જ રીતે કૂવામાં વીંયાયેલ તથા મરી ગયેલ ઢેલનાં બચ્ચાંની કરુણતા રજૂ કરતાં ગાય છે કે–

**હાયવોય રે ! કૂવામાં ઢેલ વિયાણી,**
**હાયવોય રે ! ઢેલનાં બચલાં નાનાં,**
**હાયવોય રે ! એને કોણ ધવરાવશે,**
**હાયવોય રે ! એને કોણ પિવરાવશે,**

અને આ સમયે કિશોર અવસ્થામાં આવી પહોંચેલાં છોકરો અને છોકરી સાથે બેસીને દાદાની વાતો સાંભળે છે, તેમાં પોપટ અને પોપટી, ગરુડપંખી અને ગરુડ પંખણી, હંસ અને હંસણી, એવાં કેટલાં યે પંખીઓનો ચમત્કારી અને કલ્પનાવિહારી પરિચય મેળવે છે અને જોતજોતામાં તો યુવાનીમાં પ્રવેશ કરી જાય છે. છોકરી પોતાનો હૃદયભાવ લગ્નગીત અને રાસડામાં ઢાલવે છે; છોકરો પોતાના હૃદયભાવ દુહામાં ઢાલવે છે. અને અહીં પક્ષીસૃષ્ટિ તેમની પાસે અનેક સ્વરૂપે હાજર થાય છે.

## સ્ત્રી–જીવનમાં પંખીઓ

મયૂરનું અપરૂપ સૌંદર્ય જોઇને કન્યા લગ્નગીતમાં પસંદગી કરે છે કે–

**કાકા ! વર જોજે કાંઇ વાડી માયલો મોર,**
**.........અને કન્યા ઢળકતી ઢેલડી–**

લગ્ન તો લીધાં, પણ એનો સંદેશો કેવી રીતે મોકલવો ? દમયંતીએ પોતાનો સંદેશો નળ પાસે હંસ દ્વારા મોકલ્યો, તો કન્યાએ લગ્નગીતમાં તે માટે સૌંદર્ય–સ્વરૂપ મોરને પસંદ કર્યો–

**મોર જાજે ઉગમણે દરબાર,**
**મોર જાજે આથમણે દરબાર,**
**વળતો જાજે રે વેવાયુંને માંડવે હો રાજ !**

પણ મોર ક્યાં દેશ–પરદેશ ઊડીને જાય તેવું યાયાવર પંખી છે ? આથી તેમણે માનસરોવરથી આપણે ત્યાં આવતા હંસને સંદેશવાહક બનાવ્યો:

**ગાગર ઉપર બેઠો લીલો હંસ રે,**
**આ હંસ કોણે ઉડાડિયો રે ?**

અને વરને પરણાવીને પાછાં વળતાં કન્યાને સરખાવી કોની સાથે ?

**કાળી શી કોયલ શબ્દે સોહામણી,**
**આવે રે કોયલ આપણા દેશમાં–**

ભલે રંગે કાળી હોય, પણ બોલીએ તો સોહામણી ને ?

## પ્રેમ–જીવનમાં પંખીઓના પડઘા

પછી શરૂ થાય છે નવ–દંપતીનું પ્રેમમય જીવન. એ જીવનના વિવિધ ભાવ-આનંદ અને વેદના, વિરહ અને મિલન, ઉત્સુકતા અને ઉકળાટ–બધું તેમણે જાણે કુદરતને ખોળે ખેલતાં અસંખ્ય પંખીઓ પાસેથી શીખવા પ્રયત્ન કર્યો છે. એ બધા ભાવો વ્યક્ત કરવા માટે એમણે પંખીઓને વાહન બનાવ્યાં છે. એ સમયે મદદમાં આવી પહોંચે છે કોયલ અને મોર, બાપૈયા અને ચાતક, કુંજ અને સારસ, પારેવાં અને પોપટ.

પ્રેમ કેવો હોવો જોઈએ ? પારેવાંની એકનિષ્ઠ જોડી જેવો; સારસ–બેલડી સમો.

**પગ ટૂંકાં પારેવડાં, બેસંતાં બેલાડ,**
**જોડાણું એવું જડે, જો લખિયું હોય લેલાડ.**

નસીબમાં લખ્યું હોય એને જીવનમાં પારેવા સમી જોડી મળે. અને પોતાના પ્રિયજનનો વિયોગ થતાં સ્ત્રી કહે છે કે–

**સારસ સાજી રાત વલખે વાલમ જયું,**
**રહોને આજુ રાત, [અમારી] જોડી વછોડો મા જોગડા.**

સારસની જેમ મારે આખી રાત ધ્રુસકવલાટ રહેશે. હે પ્રિયતમ, આપણી જોડી ન તોડો. અને રાતને સમયે વનરાઈને ગજવતા મોરલાને સાંભળીને પોતાની નિંદરવિહોણી સ્થિતિમાં સ્ત્રીએ ગાયું કે

**મોર બોલે મધુરી વાણ રે, નીંદરા ના'વે રે–**

ચોમાસાની મેહ–ઝરતી ઋતુમાં તો પ્રિયજન ઘડીએ ઘડીએ સાંભરે, એટલે એનાં હૃદયદ્રાવક વર્ણનો કરતાં કરતાં પંખીઓને યાદ કર્યાં કે–

**આષાઢી ઘમઘોરિયા ને, વાદળ ગાજે ઘોર,**
**બાપૈયા પિયુ પિયુ કરે ને, મધરા બોલે મોર,**
**કે આણાં મોકલ ને મોરાર–**

## પંખીઓ સાથે પ્યાર

કોઈ કોઈ રમણી તો આવાં પંખીઓનાં સૌંદર્ય, નૃત્ય કે ગાનમાં મોહી પડીને, તેની પાછળ જીવ ન્યોછાવર કરવા તૈયાર થઈ ગઈ–

**પાણી ભરે ને મોર ડોળી ડોળી ડોળી નાખે જો,**
**રાજાનો કુંવરડો ગોખે જોઇ રિયો–**

એ ગીતમાં મોરના રૂપ પાછળ મોહી પડેલી રાણી પાસે, તેજ મોરને મારીને રાજાએ શાક કરાવીને ખાધું તેથી રાણી પોતાના પ્યારા મોરની સાથે જ બળી મરી આલેખાઈ છે.

કોઇ તો વળી હોલાના બોલ પર વારી જઇને પરણવા પણ તૈયાર થઇ ગઇ–

**બાવળની ડાળે બેઠો સટરપટર બોલે,**
**હોલડાની બોલી મને બહુ પિયારી લાગે.**
... ... ... ... ...
**સગાઇ કરો તો મને હોલડાને દેજો—હોલડાની**

પંખીઓ પર આવા ભાવ ઢોળતી સ્ત્રીઓએ ગીતમાં કડક નિયમન ફરમાવ્યાં કે–

**મોરલીઓ નવ મારિયેં રે,**
**ડુંગરાનો રખવાળ મારા વા'લા.**
**પોપટડો નવ મારિયેં રે,**
**પીંજરાનો રખવાળ મારા વા'લા.**
**કોયલડી નવ મારિયેં રે,**
**આંબલાની રખવાળ મારા વા'લા.**

## પ્રેમનાં સંદેશવાહક પંખીઓ

પ્રિયવિયોગે ઝૂરતાં એમણે સંદેશા મોકલવા માટે કોને કોને પસંદ કર્યાં ? કાગડા અને પોપટને, વેગીલી ઊડ ધરાવતી સમળીને તો ઠીક, પણ દરિયાપારથી આપણે ત્યાં આવતી કુંજડીને–

**કુંજલડી રે સંદેશો અમારો,**
**જઈ વાલમને કે'જો જી રે–**

સામી બાજુથી પુરુષે પણ દુહામાં એવા જ વિરહધ્વનિ પાઠવ્યા કે–

**અષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર,**
**તેજી બાંધ્યા તરવરે, મધરા બોલે મોર;**
**મધરા બોલે મોર તે મીઠા,**
**ઘણુમૂલાં સાજણ સપનામાં દીઠાં,**
**કે' તમાચી સુમરો, રિસાણી ઢેલ ને મનાવે મોર,**
**અષાઢ વરસે એલીએ ને ગાજવીજ ઘમઘોર.**

એણે કુંજડીઓના હૃદયવિદારક કકળાટમાંથી વિરહ દશા આલેખી કે–

**ઊંચું આભ ચડી, કરલાય મન કુંજાં જી,**
**ભો-મંડળ ભમી, હંસ ન ભાળું હેમીઓ.**

વિરહીજનોનાં હૈયાં ચીરે તેવો બપૈયાનો સૂર સાંભળીને તેઓએ ગાયું કે–

**મે મે કરતાં અમે, બાપૈયા થોડે બોલીએ;**
**સમદર ભરિયો છે, તો યે જળ નો ખોટે જેઠવા.**

## શિલ્પ, સ્થાપત્ય અને અન્ય કળામાં

આમ પંખીઓ દ્વારા અનેક રીતે પોતાનું પ્રેમજીવન વ્યક્ત કરતા માનવીને તે સિવાય જીવનનાં અનેક પાસાં છે. એ હરેક પાસામાં પણ એણે પંખીને તેના સ્વરૂપ અનુસાર ગૂંથી દીધાં છે. શિલ્પ અને સ્થાપત્યમાં, પિત્તળકામમાં અને લક્કડકામમાં–બધે એણે પંખીની સુંદરતા મૂલવી બતાવી છે.

આપણા સ્થાપત્યમાંથી હંસ અને કમળ બાદ કરો તો એમાં કેટલું સૌંદર્ય બાકી રહેશે? વિશિષ્ટ સ્થળોનાં સ્થાપત્યને મૂકી દઇએ તો આપણાં લોકોએ ઘેર ઘેર એ રૂપસુંદર પંખીઓને બેસાડી દીધાં છે. ઘરને માથે લાકડાના કે પતરાના મોરરૂપે, ગોળાના બુઝારા પર કે ઘોડિયાના મોરવાયા પર મોર રૂપે. પિત્તળના એક ચિત્રિત પ્યાલાનું તો નામ જ 'મોરલો' પડી ગયું છે. લાકડાને પાણિયારે પાણિયારે પૂતળીઓ સાથે પોપટ બેસાડયા છે અને પાટણના અત્યુત્તમ 'નારી–કુંજર' પટોળામાં હાથી અને સ્ત્રીઓની વચ્ચે ઠેર ઠેર પોપટને સ્થાન મળેલ છે. ભરતકામમાં તો સ્ત્રીઓએ મોર અને પોપટને જેટલા ઉતાર્યા છે એટલા કયાં આલેખાયા હશે?

આમ માત્ર સૌંદર્યને કારણે કે વ્યવહારમાં ઉપયોગિતા પૂરતો જ પંખીઓનો ખપ નથી લીધો. એમને પોતાના ધાર્મિક જીવનમાં પણ લોકોએ વણી દીધાં છે. કોયલનું ગાન–સૌંદર્ય જોઇને સ્ત્રીઓ 'કોયલ–વ્રત' રહે અને કોયલ સામે ટૌકા કરી એટલું વન્ય જીવન ગાળે. પરશોત્તમ માસની કથા સાંભળવા ઘણુકો–ઘણુકી પણ આવી પહોંચે અને તેમને માનવદેહ મળે. પારેવાની ચણ માટે ચબુતરા અને પાણી પાવા માટે ઘેર ઘેર પરબડી બંધાય, ઇંડાં મૂકવા માટે પારેવા માટે કૂવામાં ગોખ અને ચકલીને માટે ઘરમાં ચંદરવા બંધાય-એ બધાં ધાર્મિક માન્યતાના જ અવિષ્કાર છે ને?

## પંખી–જીવનમાંથી ઉપદેશ

એથી આગળ જઇને લોકોએ પંખીઓમાંથી ઉપદેશ પણ પારાવાર લીધો છે. વાતે વાતે ઉપદેશ દેતી 'હિતોપદેશ' અને 'પંચતંત્ર'ની વાતોમાં પંખી અને પશુઓ જ ઠેર ઠેર ઊભાં છે. એને જવા દઇએ તો યે સમળી કે કાગડાને ગુરુ માનીને તેમના જીવનમાંથી ઉપદેશ ખેંચનાર ગુરુ દત્તાત્રેયની જેમ લોકો પણ હંસ અને પોપટ, કાગડો અને કોયલ, બગલો અને ચકવો–ચકવી–બધાના જીવનમાંથી ઉપદેશ તારવે છે. કાગડાને જોઇને કહ્યું કે:

**કરતા હોય સો કીજિયે, અવર ન કીજે કગ્ગ,**
**માથું રહે શેવાળમાં ને ઊંચા રહે પગ્ગ.**

બગલાને જોઈને ઉપદેશ લીધો કે:

**મન મેલા તન ઊજળા, બગલા સુંદર રૂપ,**
**તેથી તો કાગા ભલા, તનમન એક જ રૂપ.**

વાતવાતમાં ટૂંકો ને ટચ ઉદ્‌બોધ આપવા માટે કહેવતો પણ રચી નાખી કે, 'કાગડાના મોંમાં રામ નહિ,' 'કૂકડો બોલ્યે જ વા'ણું વાય?' 'ચકલી નાની ને ફઇડકો ઘણો,' 'કીડી સંચે તેતર ખાય, પાપીનું ધન પરલે જાય.' 'હંસની ચાલ્ય ચાલવા જતાં કાગડાની યે ભૂલીશ.'

સવારને પહોર પ્રભાતિયાં ગાતા 'પોપટને રામનામ પઢાવતા' ભજનિકો પણ સાંજને સમે ભજનની શરૂઆત કરે છે કે

**એ...જી ગરવ કિયો ચકવી ને ચકવે,**
**રેન-વિજોગ કરી ડાર્યો,**
**સિયારામજીસે ગરવ કર્યો; સોઈ નર હાર્યો-**

રાત ઘેરાતી આવે ને ભજનો ઉપદેશ દેતાં આવે કે—

**કોયલ ને કાગડો, એક જ રંગી,**
**(પણ) કડવી છે કાગડાની વાણી રે,**
**મેવાડા રાણા! ઝેર તો પીધાં જાણી જાણી.**

## મૃત્યોત્તર જીવનમાં પણ પંખીઓ

આખા જીવનમાં સવારથી સાંજ અને સાંજથી સવાર સુધી આ રીતે વિવિધ રૂપે કિલ્લોલતાં પંખીઓ માનવીના મૃત્યુ બાદ પણ આવી પહોંચે છે અને શૂરાઓના સંગ્રામમાં અપ્સરાઓ મૃત શૂરવીરને પરણવા માટે સમળીનું રૂપ લઈને આવી પહોંચે છે. પિંડદાન દેતી વખતે પિતૃઓ કાગડાને સ્વરૂપે તથા ડોશીઓ સમળીને સ્વરૂપે દર વર્ષે શ્રાદ્ધના દિવસોમાં આવે છે અને લોકોને હાથે ઘર માથે નખાતાં ખીર-રોટલી ખાઈ જાય છે. સ્ત્રીના મૃત્યુ બાદ, તેનાં બાળકોની શી સ્થિતિ થાય છે તે વર્ણવતાં છાજિયાં ગવાય કે—

**હાં રે સખી! સાંભળ્ય ને રે, કુંજ વિયાણી રાનમાં,**
**હાં રે સખી! સાંભળ્ય ને રે, બચલાં મેલ્યાં તે એણે બેટમાં,**
**હાં રે સખી! સાંભળ્ય ને રે, ચાંચ વિના તે શેણે ચૂગશે?**
**હાં રે સખી! સાંભળ્ય ને રે, પાંખ વિના તે શેણે ઊડશે?**

પુરુષ મૂઆ પછી વિધવા સ્ત્રીની અસહાય દશા વર્ણવાય કે—

**ચકલી ચૂંથી, હાય હાય !**
**નેવે નાખી, હાય હાય !**

## પંખીજીવનનું ચોક્કસ નિરીક્ષણ

આટઆટલાં પાસાંમાં, આટઆટલી રીતે પંખીઓને જીવનમાં સ્થાન આપી દેનારા આપણા જનસમાજને ઓછા નિરીક્ષણની જરૂર પડી હશે ? વૈશાખ–જેઠમાં કોયલને તથા અષાઢ–શ્રાવણમાં મોર–બાપૈયાને તેમણે બોલતા આલેખ્યા છે તેમાં પૂરેપૂરી વાસ્તવિકતા છે અને,

**કાંઈ જાંબુવરણી કોયલ રે, કાંઈ આંબાડાળે બેઠી રે.**

એ ગીતમાં કોયલને કાળી ન કહેતાં જાંબુવરણી કહી તે તદ્દન નજીકનું નિરીક્ષણ સૂચવે છે.

પોતાનાં ઇંડાંને શોષી ગયેલા દરિયા પાસેથી પાછાં મેળવવા માટે આખી પંખીજાતને ભેળી કરતી ટિટોડીને લોકોએ આલેખી છે તેમાં એના 'માર્યા મોર તોભાં' કરતા અને કાળો કળેળાટ સૂચવતા સ્વભાવનું નિરીક્ષણ દેખાય છે.

**પોપટ હોય તો પઢાવિયે, સૂડાને ન હોય સાન–**

એમાં પોપટ જેટલી સૂડામાં અનુકરણશક્તિ નથી એવો સ્પષ્ટ ખ્યાલ છે.

બધી જાતનાં પંખીનું એકએક પીછું માળામાં મૂકે ત્યારે કાળાકોશીનાં બચ્ચાંની આંખ ઊઘડે, તે વાતમાં કાળાકોશીનો બધાં પંખી પર વિજય વર્તાવતો સ્વભાવ દેખાય છે. અને–

**કંઠે વડી કોયલ, કોયલને રૂપ ન દિયો,**
**રૂપે રૂડો મોર, મોરને પાંવ ન દિયો–**

તે તો સામાન્ય નિરીક્ષણનું જ પરિણામ છે, પણ–

**વરણ કવરણ ન હોય, ભલે કવરણ ઘર ઊજર્યો કરણ,**
**કોયલ કસદ ન હોય, ભલે દસદે પાળી દાદવા.**

દાદુ મુસલમાનને અંજલિ આપતાં ઇસરા પરમેસરાના આ દુહામાં કાગડો કોયલને ઉછેરે છે, છતાં કોયલનો સાદ કડવો થતો નથી, એવી વૈજ્ઞાનિકતાનો સ્પષ્ટ ખ્યાલ દેખાય છે.

'મોરનાં ઇંડાં ચીતરવાં ન પડે' એ કહેવતમાં મોરનાં ઇંડાં રૂપવિહીન હોવાનું ચોકખું નિરીક્ષણ દેખાય છે.

## નિરીક્ષણને પગલે પગલે

આવા નિકટના નિરીક્ષણ પરથી જ કદાચ, કુદરતની વધુ નિકટ અને કુદરતનાં આગામી તત્ત્વોને સાહજિકપણે પાર પામી જતાં પંખીઓ–ટિટોડી અને

કાગડાના માળા પરથી આપણા ખેડૂતો વરસાદ કેવો પડશે તેની આગાહી કરતા હોય તો ના નહિ. બાપૈયાના બોલની શરૂઆત બાદ બે ત્રણ દિવસમાં જ વરસાદ પડે એવી માન્યતા પાછળ પણ આવું જ કારણ કલ્પી શકાય. અને શુકન-અપશુકનની અપાર ઝીણવટમાં ઊતરી ગયેલો સમાજ કદાચ ચીબરી અને ઘુવડ, કાગડો અને કલકલિયાના ભયંકર અને કર્કશ અવાજોથી થતી માનવ-માનસની સ્થિતિ નીરખીને તો એટલે સુધી આગળ ચાલ્યો ગયો નહિ હોય?

આમ બાલજીવનનાં હાલરડાંથી માંડીને મૃત્યુ સુધી અને મૃત્યોત્તર ક્રિયા-ઓમાં યે પંખીઓને સ્થાન આપનાર આપણા જનસમાજમાં પંખીઓ હજી યે જીવી રહ્યાં છે; અને તેમનાં ગીતો અને રમતો, દુહા અને ભજનો એ પંખી-ઓને જીવંત રાખી રહ્યાં છે; વધારામાં જનસમાજના જીવનને પણ રસાળ બનાવી રહેલ છે. આવા જીવંત સાહિત્યના સંપર્કથી ગામડાનો નાનો છોકરો પણ શહેરના સુશિક્ષિત યુવાન કરતાં યે પંખીઓના વિશેષ પરિચયમાં હોય છે અને તેમાંથી મોજ માણતો હોય છે.

આમ કુદરતી આનંદ આપતાં અને આપણા જનસમાજમાં નૃત્ય અને સંગીત, વાર્તા ને દુહા, ભજનો ને કહેવતો, ઉખાણાં ને રમતોને રૂપે જીવતાં, માનવીને જીવનમાં આદર્શ અને દૃષ્ટાંત આપીને જીવન હંકારવામાં મદદરૂપ થતાં, તથા ખાદ્ય પદાર્થ તેમ જ દવા, ગંદકી-સફાઈ અને જીવાત-નાશ, લડવાડ અને શકરાબાજી એમ અનેક રીતે ઉપયોગમાં આવતાં પંખીઓના અભ્યાસની શી જરૂર છે એમ પ્રશ્ન પૂછવાની જરૂર રહે છે ખરી! આવી નિરવધિ ઉપયોગિતા અને નિઃસ્વૈર આનંદ વહાવતાં પંખીઓની નજીક આપણો શહેરી માનવ જશે તો કેટલું બધું મેળવશે?

## વિશેષ અભ્યાસની જરૂર

આપણા જનસમાજે પણ જીવનમાં પંખીઓને અનેક રીતે આત્મસાત કરી દીધાં છતાં, તેમની નજર પણ કુંઠિત અને પરિમિત થઈ ગઈ છે. તેમને મળેલ વારસામાં તેમણે ખાસ ઉમેરો કર્યો હોય તેમ લાગતું નથી. નહિ તો તેઓ શુક-સારિકાને નરમાદા સ્વરૂપે ન સ્વીકારી લેત.

**કેમ કરી કોયલ એ વન વાસ્યાં?**
**કેમ કરી સૂડો રાણો રીઝવ્યો?**

એવાં લગ્નગીત ગાઈને કોયલને પોપટની પત્ની ન કલ્પી હોત.

કુંજડીને દૂર દેશાવરથી આવનારી સમજ્યા બાદ, ભજનમાં ગાયું કે—

**મહેરામણુ માયાળુ રે, બચ્ચાં મેલ્યાં બેટમાં રે,**
**બચ્ચાં મેલીને કાંઇ હાલ્યાં દેશવિદેશ,**
**આઠ નવ માસે રે, આવી બચ્ચાં ઓળખ્યાં રે—**

એમ આઠ માસ બાદ બચ્ચાં ઓળખવાની માત્ર કલ્પના ગૂંથવાને બદલે કુંજડીનું દેશાન્તર કેમ થાય છે તે ખોળવા પ્રયાસ કર્યો હોત. દિવાળીટાણે આવતા પંખી ખંજનને 'દિવાળીઘોડો' નામ આપીને, તથા હોળીટાણે એને એક પીછું ઊગતાં તે અલોપ થાય છે અને દિવાળીટાણે ખરી જતાં પાછો દેખા દે છે એવી વાર્તા કલ્પીને એ પંખીના અદશ્ય નિવાસનો ખ્યાલ જન-સમાજને આવી ગયો દેખાય છે. પણ એથી આગળ વધીને એના દેશાન્તરનો કશો અભ્યાસ કર્યો નથી. ઢેલ મોરનાં આંસુ ઝીલીને જ ઈંડાં મેલે, કુંજ અને ટિટોડી રાત્રે ઊંઘી જાય ત્યારે ઊંઘ ન આવી જાય માટે પગમાં પાણો ઝાલીને સૂએ, ચકવા–ચકવીને રાત્રે વિજોગ થાય—વગેરે વાતો દૂરના ઓછા નિરીક્ષણથી કલ્પનામય રીતે ગૂંથી હશે, પણ વિશેષ અભ્યાસ કર્યો હોત તો ચોક્કસ વિધાન તારવીને નિર્મૂળ ઠરાવી દીધી હોત.

## રસાળ વારસાના વારસદારોની ફરજ

આમ આપણો સામાન્ય જનસમાજ તેમ જ શિક્ષિત સમાજ—બન્ને માટે પંખીઓનો વિશેષ અભ્યાસ જરૂરી દેખાય છે. આપણા પૂર્વજોએ પંખીઓને પરિમિત વ્યક્તિઓના અભ્યાસ પૂરતાં ન રહેવા દેતાં આપણા જીવનના એકેએક અંગમાં વણી દઇને, સમરૂપ બનાવી દીધાં છે અને દરેક માનવી પંખી-સૌંદર્યનો ઉપભોગ કરી શકે તેવી વ્યવસ્થા કરી દીધી છે. આવા અનુપમ અને રસાળ વારસાની ભૂમિકાથી શરૂઆત કરીને આપણે તો દોરેલા માર્ગ પર આગળ ડગલું જ માંડવાનું રહે છે. માત્ર પડી ગયેલ ઝોકને ટાળી દઈને સાતત્ય જ જાળવી રાખવાનું છે. એ ડગલામાં અને સાતત્યમાં સમાયાં છે જીવનને ઉપયોગી એવાં અનેક તત્ત્વો—સંગીત અને નૃત્યનો, રૂપ અને રંગનો વિવિધ સંભાર; એવો વિવિધ અને મનોહારી સંભાર કદાચ પૃથ્વીને પાટલે માનવીને બીજે અન્ય સ્થળે મેળવવો અશક્ય નહિ, તો દુર્લભ તો હશે જ.

**રાણપુર**
તા. ૨૩ : ૮ : ૪૨

**નિરંજન વર્મા**
**જયમલ્લ પરમાર**

# પ્રસ્તાવના

ગુજરાતનાં પંખીઓનો પરિચય કરાવનાર આ પ્રથમ પુસ્તકને સત્કારતાં મને અત્યંત આનંદ થાય છે. આપણા સાહિત્યમાં પ્રાણિજીવનને લગતી વિસ્તૃત લેખમાળાઓનો પ્રારંભ કરવાનો યશ તો કુમાર માસિકને ઘટે છે. પરંતુ એમાંના શ્રી ગજાનન ભટ્ટના લેખો કોઈ સ્વતંત્ર ગ્રંથરૂપે નહિ પણ વાર્તાઓ અને સ્કાઉટીંગના પુસ્તકના ઉપાંગ રૂપે જ પ્રસિદ્ધ થયા છે તેમ વર્ષોથી પ્રવાહિત 'વનેચર'ની લેખપરંપરા આજે તો કુમારનાં પાનાંમાં સમાધિસ્થ રહેવા સરજાયલી લાગે છે. એ પરિસ્થિતિમાં 'આપણાં આંગણે ઊડનારાં' ને ગુજરાતી સાહિત્યને અનન્યપદ આપનાર અગ્રિમ ગ્રન્થ કહેવામાં હું કંઈજ અજુગતું નથી જોતો.

આ ગ્રન્થના લેખકોના પ્રત્યક્ષ પરિચયમાં હું આવ્યો છું. એમનામાં મેં પંખીજીવનની ઊંડી જિજ્ઞાસા જોઈ છે. આ ગ્રન્થ કુમારમાં લેખમાળા રૂપે છપાતો હતો તે વખતે એમના આગ્રહથી પ્રસંગે પ્રસંગે મેં સૂચનાઓ અને ક્વચિત્ કઠોર સમીક્ષા કરી હતી. એ તમામનો રજ પણ કચવાટ સિવાય ઋજુભાવે એમણે યોગ્ય સત્કાર કર્યો હતો. એમના હેતુની આવી સ્વચ્છતાને લીધે જ એમણે કુમારના પાને રહેલા પુરોગામીઓના અભ્યાસ અને અનુભવનો આ ગ્રન્થમાં ઉપયોગ કરવામાં અને એ ઋણનો સ્વીકાર કરવામાં નાનમ માની નથી.

'આપણાં આંગણે ઊડનારાં' એ પક્ષિવંશનો શાસ્ત્રીય ઇતિહાસ નથી તેમ એમાં ગુજરાત કાઠિયાવાડ અને કચ્છનાં અશેષ પંખીઓની જીવનકથા પણ ચીતરી નથી. અહીં તો આપણાં ડગલે ડગલે નજરે પડનારાં સામાન્ય પંખીઓનો સરળ ભાષામાં પરિચય કરાવવાનો જ પ્રયત્ન કર્યો છે. વસ્તુતયા તો આપણે પંખીઓથી સાવ અજાણ્યા નથી હોતા. થોડાંકનાં નામ પણ આપણને આવડતાં હોય છે. પરંતુ એટલા માત્રથી પંખી જીવનમાં આપણે રસ લઈએ છીએ એમ તો ન કહેવાય. આવા ઉપરચોટીયા જ્ઞાનથી પર જઈ, પંખીઓનાં વિવિધરંગી જીવનમાં આપણે વધુ રસ, અધિક આનંદ લેતા થઈએ એ હેતુથી જ લેખકોએ સરળ છતાં શાસ્ત્રપૂત જ્ઞાન

આપવાનો આ ગ્રન્થમાં પ્રયાસ કર્યો છે. અને આવું જ્ઞાન કેવળ શાબ્દિક વર્ણન રૂપે લૂખું ન બની જાય એ હેતુથી, તેમ જ પક્ષિસમાજ અને માનવ-જીવન વચ્ચે જે ગાઢ સંબંધ પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે, તે દર્શાવવાના ઉદ્દેશથી, એમાં લોકકથા અને કવિતાનો છૂટથી ઉપયોગ કર્યો છે, છતાં એ રસ્તે હકીકતનો દોષ કે રસક્ષતિ ન થાય, એની પણ પૂરતી કાળજી રાખી છે. આવી રોચકતા લાવવામાં કહિંક દીર્ઘસૂત્રતા કે વિષયાન્તર પણ થઇ ગયું છે, જેને લીધે, અર્થવાદ સમો વાર્તાકથાનો અંશ, પક્ષિવર્ણનના અંગ-રૂપ થવાને બદલે જાતે જ પ્રધાન વસ્તુ બની બેઠેલો દેખાય છે. પરંતુ એમાં તો દોષને બદલે, લેખકોના સ્વવિષયના તાદાત્મ્યભાવનો જ અતિરેક હું જોઉં છું. કવચિત્ એવાં વિધાન પણ નજરે પડે છે કે જે લેખકોને સ્વાનુભવગત નથી છતાં જાત અનુભવની શ્રદ્ધા અને ઉત્સાહથી ઉતાર્યાં છે. પણ સામાન્ય વાચકને આવી વિવાદવૃત્તિ કે દોષદૃષ્ટિ સાથે સંબંધ નથી હોતો. એને તો પંખી વિષે સાચું અને વ્યાવહારિક જ્ઞાન મેળવવાની જ આકાંક્ષા હોય છે. અને એવી જિજ્ઞાસા સંતોષવા આ ગ્રંથ પૂરેપૂરો સફળ થશે, એવી મારી ખાતરી છે.

પરન્તુ પંખીઓને ઓળખવા જાણવાનો આટલો આગ્રહ શા માટે? માનવ-જીવનમાં કયાં ઓછી ઉપાધિઓ છે કે આ નવી પીડા વહોરી લેવી પડે. અને જો જાણવું જ હોય તો પંખીઓ જ શા માટે? અન્ય પ્રાણિસમૂહ કયાં નથી? વળી કેવળ પ્રાણીઓ જ કેમ: વનસ્પતીઓનો કયાં તોટો છે?

આ તકરાર તદ્દન અસ્થાને તો નથી જ. જંજાળથી ભરેલા જીવનમાં પંખીઓ જેવી અર્થહીન દેખાતી વસ્તુઓના અભ્યાસ અવલોકનનો અવકાશ ન યે હોય. છતાં મનુષ્યનું આખું જીવન કેવળ નિરાશામય વીતે છે એવું પણ નથી. અત્યંત ક્લેશમય જીવનમાં ય છૂટીછવાયી પણ કેટલીક એવી પળો આવે છે કે જેમાં વ્યવહારવ્યથિત ચિત્ત, ઘડીભર નિરાશાને ભૂલાવનાર શાંતિ કે સુખનું બાહ્ય આલંબન શોધે છે. આવાં આલંબનોમાં મોટે ભાગે રંગરાગ કે વિષયાતિરેકનો આશ્રય લેવાય છે. વિચારક મનુષ્ય આવી ક્ષુદ્ર આનંદસામગ્રીથી ન લોભાતાં, સાહિત્ય અને કલાનો ઉપાસક બની, વધુ સ્વચ્છ સુન્દર અને શુભદર્શનથી દુઃખ ભૂલવાનો પ્રયત્ન કરે છે. આ રસ્તે સુન્દરતાની ભૂખ સંતોષવાનું અન્ય એક સુલભ સાધન પક્ષિપરિચય પણ છે, એજ આ ગ્રન્થનું વકતવ્ય છે.

પંખીઓજ: અન્ય નહિ—એ આગ્રહનો પણ ઉકેલ કરી શકાય છે. માણસ પ્રકૃતિનાં અન્યાન્ય અંગોમાં વધુ પ્રમાણમાં વનસ્પાતઓથી વીંટળાયલો છે, એ

વાત સાચી. છતાં એની આસપાસના વાતાવરણમાં કોઇ વધુ આકર્ષનારૂં હોય તો પંખીઓ એકલાં જ. એમનાં રંગબેરંગી શરીર, એમનું લોકોત્તર અંગસૌષ્ઠવ, એમનાં ધમાલીઆં જીવન, એમનાં ઉન્માદભર્યાં ગાન, આપણાં ઓશરી આંગણાં અને વાડી ખેતર ભરી નાખતો એમનો અનિયંત્રિત સંચાર—આ બધાયથી માનવજીવન પંખીઓ સાથે દૃઢબંધ સંકળાયલું છે. પંખીઓના જીવનમાં જ એવું કંઇક છે કે જે મનુષ્યને બલાત્કારે આકર્ષે છે. એ આકર્ષણના પ્રેર્યા જ જગતભરની સુસંસ્કૃત પ્રજાઓમાં, સુંદરતાના ઉપાસકો અને કલ્પનાવિહારી કવિઓ અનાદિકાળથી પંખીઓનાં ગુણગાન ગાતા આવ્યા છે.

પંખીઓનો અને માનવ સમાજનો આવો ઘનિષ્ઠસંબંધ વિચારતાં, પંખી-અવલોકન એ નવરાશની બે ઘડી ગાળવાનું કે થાકેલાં હૃદયનો વીસામો બનનારૂં તેમ નિરાશ જીવનને આશ્વાસન આપનારૂં અર્થાત્ પ્રત્યેક વ્યક્તિને સહેજે આકર્ષનારૂં આનંદપ્રમોદનું સુલભ સાધન નીવડે એમ હોવાથી, એવા અવલોકનનો આગ્રહ રાખવામાં કશું જ અજુગતું નથી.

અને પંખીઓ કેવળ સૌન્દર્યલાલસા કે આનંદપિપાસા પરિતૃપ્ત કરવાનું જ સાધન છે, એવું પણ નથી. ઊંડા બુદ્ધિવ્યાપારમાં રાચતી વિચાર-પરાયણ વ્યક્તિઓને પણ આકર્ષનાર અનેકવિધ સમસ્યાઓ પક્ષિજીવનમાંથી જડી આવે છે.

## પંખીનાં રૂપરંગ

પંખીનાં રૂપરંગ લ્યો. ઊંડાં જળનાં મત્સ્યાદિ કે પતંગિયાં સિવાય, પ્રાણિ-સૃષ્ટિમાં અન્યત્ર માત્ર પંખીઓમાં જ આટલા વિવિધ અને મનોહર રૂપરંગના સંભાર જોવામાં આવે છે, એનો અર્થ શો ? જાત અનુભવે આપણે માનીએ છીએ કે પ્રાણિમાત્રમાં આવાં રૂપરંગ અંતે તો કેવળ જાતીય આકર્ષણનાં જ સાધન છે. આ દૃષ્ટિએ મોરનું રૂપ ઢેલને આકર્ષવાનું સાધન ગણાય. આ જ હિસાબે કુંજની કલગી, કુકડાનાં માંજર, શાહી બુલબુલનો પુચ્છભાર, શૌબીગી અને શકકરખોરાની ચમકતી કાયા—આ બધાં સંવનનકાળે માદાને આકર્ષવાનાં પ્રસાધન જ છે. નાચગાન, વગેરે હાવભાવ તો એનાં ઉપાંગ જ. પરંતુ વિચાર કરતાં સહેજે જણાશે કે આ તર્ક પૂરેપૂરો સમાધાનકારક નથી. જ્યાં નરમાદા ભિન્ન ભિન્ન વર્ણવાળાં—માદા રંગહીન, કુરૂપ, અનાકર્ષક: નર ભપકાભર્યા ચમકારા મારતા વિવિધરંગે રંગાયલો—હોય છે ત્યાં આ વાત સાચી છે, પરંતુ જે પંખીઓમાં રૂપરંગનો આવો વિસંવાદ નથી હોતો, જેમાં નરમાદા ઉભય એક જ રંગી—રૂપાળાં કે સાદાં—હોય છે, ત્યાં રૂપને

કેવળ જાતીય આકર્ષણનું સાધન ગણવું, એ નિરર્થક છે. એટલે પંખીનાં રૂપ-રંગનો અન્ય રીતે વિચાર કરવો રહ્યો.

એની ચાવી આપણને પંખીનાં જીવનના અવલોકનમાંથી મળી આવે છે અને એને પક્ષિવિદો Protective Colourationના નામે ઓળખે છે. પંખીઓનો જીવનસંગ્રામ નિર્વિઘ્ને ટકાવવાનું મુખ્ય સાધન વૃક્ષાદિ છે. આ આશ્રયમાં ભરાઇ બેઠેલાં કે ફરતાં પંખી, શિકારી પંખીઓની નજરે ન ચડે એવાં અનુરૂપ-ઝાડનાં પાંદડાં વગેરે સાથે ભળી જતાં શરીર એમને મળ્યાં છે. એકાદ સ્હાંજે કોઇ બાગ કે વાડીમાં ઊભા રહો. જાંબુડામાં કે બોરસલીની ઘટામાં ઊડતા આવજા કરતા પતરીંગા, પીંપળનાં આછાં પીળાં પાનમાં ભળી જતી થોડાકાબરો, વડનાં પાંદડાંમાં ફરતાં હરીયાળ અને સૂડા તેમ જ વરખડાના જરઠ પર્ણભારમાં કલબલાટ કરતાં વૈયાંને નીહાળો. પાંદડાંના રંગ ભેગા ઓગળી ભળી જતા એમના રંગ, આ Protective Colouration નાં રોજ નજરે પડતાં ઉદાહરણ છે. આનો સરસ અનુભવ તો મને બાળારામમાં થયો. આપણા જાણીતા પંખી કંસારાનું એક પીતરાઇ Green Barbet પહાડનું રહેનારૂં છે. આબુ ઉપર એ 'દશરથ' નામથી પરિચિત છે. બેએક વરસ ઉપર હું બાળારામ ગયો હતો. ત્યાં રગતરોહીડાનાં ઝાડમાં અસંખ્ય દશરથ બોલતા સાંભળવામાં આવ્યા. આખું ઝાડ એમના મધુર બુલંદ અવાજથી ગાજી ઊઠતું હતું પરંતુ એમનાં શરીર ઝાડનાં લીલાં પાન અને સુન્દર કેસરવરણાં ફૂલમાં એવાં ભળી જતાં કે પાણીદાર દૂરબીનથી ધારી ધારીને જોવા છતાં પણ હું મહાપ્રયત્ને એમને પાનથી જૂદાં પાડી શકતો.

આ તો રંગબેરંગી કે ચમકારા મારતી રૂપછટાવાળાં પંખીઓની વાત થઇ. જેમનાં શરીર એકરંગી અને કોઇ પણ જાતના ભપકા વિનાનાં મેલાં હોય છે, તેમના વિષયમાં પણ આવો જ અનુભવ થાય છે. અમારા ઘરની પાસે લીમડાનું એક પુરાતન જીર્ણ વૃક્ષ છે. સૂકું, બુઠ્ઠી ઉઘાડી ડાળીઓનાં ઠુંઠાંવાળું. રોજ સ્હાંજ પડે છે અને ૨૫-૫૦ શમળીઓ રાત ગાળવા ત્યાં આવે છે. એમનાં મેલાં ધુમાડીયાં શરીર, છાલ વિનાની નાગી ડાળીઓના કાબરચીતરા રંગ સાથે એવાં તો ભળી જાય છે કે પાસે જઇને જોતાં પણ નિશ્ચલ શમળીઓ ઝાડની ડાળીઓના સાંધાની ગાંઠો જેવી જ લાગે છે. આવી જ સાદી દેહપ્રભા હોવા છતાં, જમીન પર રહેનારાં પંખી, જમીન સાથે ભળી જવાને લીધે અકાળે વિનાશ પામતાં અટકે છે. વાડનાં મૂળમાં ભરાઇ રહેતાં તેતર, સૂકાં ઘાસતરણાંનાં બોથાંમાં સમાઇ જતાં બટેર અને ગોરાડુ માટી કે ધૂળમાં ચંપાઇ

બેસતાં દશરથીયાંનું આત્મગોપન એવાં સાદાં રૂપના જ પ્રતાપ છે. રૂપરંગના ચમકારા વિનાનાં છતાં કાબરચીતરાં શરીરવાળાં તેલીયા કાબર જેવાં પંખી પણ ઝાડનાં પાંદડાં અને ડાળીઓ વચ્ચેથી ગળાઇને આવતાં સૂર્યકિરણોની તડકી છાંયડીમાં ભળી જતાં શરીરને લીધે સહેજે તિરોહિત રહી શકે છે.

પંખીઓના જેવી જ રૂપગોપ્યતા જંતુઓમાં પણ નજર પડે છે. બાવળના થડ ઉપર બેસીને ઊંચા સાદે ગાતાં તમરાં (Cicada) ઊડે નહિ ત્યાં સુધી છાલનું એકે એક ભીંગડું તપાસી વળો તોય નજરે નહિ ચડે. આવું જ રૂપ-સામ્ય પર્ણચ્છવિ પતંગીયાં (Leaf Butterfly) માં હોય છે. આવું જ આત્મ-ગોપનનું સહાયક રૂપ સરીસૃપ વર્ગ—સાંઢા, પાટલાઘો અને ખડચીતળા, વગેરે સાપ–માં જોવામાં આવે છે.

પ્રાણીઓમાં રૂપની અન્ય ઉપકારકતા Adaptive Colouration દ્વારા છે. આનો અર્થ એટલો જ કે પ્રાણીને જેવા વાતાવરણમાં રહેવાનું હોય છે, તેવા વાતાવરણમાં ભળી જઇ શકે તેવા રંગ બદલવાની સુવિધા એને મળી હોય છે. અર્થાત્ ઋતુભેદે આસપાસની જમીન અને વનસ્પતીઓના રંગ ફરે કે તે જ પ્રમાણે પ્રાણીના પોતાના શરીરના રંગો પણ તેમાં ભળી જાય, એવી જાતના ફેરવાઇ જાય. ચોમાસામાં લીલા ઘાસમાં ઊડતાં લીલાં તીડ આપણે જોઇએ છીએ. ચોમાસું પૂરું થતાં તરણાંનો રંગ બદલાઇ ફીકો પડીને ઝાંખો ધૂળીયો થઇ જાય છે, તેની સાથે જ તીડગોલ્લાંનાં શરીર પણ આછાં પીળાં બની જાય છે. આવો જ વર્ણવિપર્યાસ પાણીના સાપમાં મેં જોયો છે. ભરચોમાસે, ચંડોળાના કિનારાનાં લીલાં ઘાસમાં ફરતા આ સાપ પીઠના ભાગે ઘેરા લીલા અને પેટ હેઠળ પીળા રંગના હોય છે. પણ કાંઠાની વનસ્પતી સૂકાતાં કે આછી થતાં જ એ ફીકા લીલાશ પડતા અને પેટ ઉપર આછા પીળચટા બની જાય છે. પંખી સમાજમાં આવો ફેરફાર આપણા ત્યાં ઝાઝો દેખાતો નથી પણ જ્યાં બરફ વરસે છે એવા ઉત્તર પ્રદેશોમાં, જમીન પર રહેનારાં તેતર બટેર જેવાં પંખીનાં શરીર ઉનાળામાં સાદાં ભૂખરાં અને શીયા-ળામાં બરફમાં ભળી જતાં સ્વચ્છ શ્વેતવરણાં થઇ જાય છે. આમ ઝાડ પાન કે જમીનના રંગ સાથે ભળી જતી વર્ણવ્યવસ્થાને લીધે, પંખી સ્થિર હોય ત્યારે ઓળખાતું નથી એટલું જ નહિ પણ ફરતું હોય છે ત્યારે પણ જમીન સાથેના રૂપના એકપણાને લીધે, એનું હલનચલન પણ શત્રુની નજરે પડતું નથી.

રૂપરંગની પ્રાણિજીવનમાં અન્ય એક રીતે પણ ઉપકારકતા છે, એને Warning Colouration સંજ્ઞા આપી શકાય. કેટલાંક પ્રાણીઓ, સ્વભાવે

નિરુપદ્રવી હોય છે તોપણ હિંસક પ્રાણીઓના પંજામાંથી બચવાના ઉદ્દેશથી, કોઇ વિશિષ્ટ હિંસક પ્રાણીનો સ્વાંગ સજતાં નજરે પડે છે. સિંહના ચામડામાં ભરાઇ બેસવાની ગધેડાની આ ટેવ, કીટકસૃષ્ટિમાં વ્યાપકપણે દેખાય છે પરંતુ આપણા પંખીજગતમાં તો આનો પરિચિત દૃષ્ટાંત બપૈયો જ છે. એ જાતે છે અત્યંત નિરુપદ્રવી, બ્હીકણુ પંખીઃ છતાં બાજના જેવા વાઘા સજીને એ પોતાની જાતને પ્રસંગે બચાવી લે છે. જો કે આવો ડારક સ્વાંગ સજવાની યુક્તિ હંમેશાં સફળ થતી નથી. એવા ઢોંગ કરનાર કીટકો તેમ પંખીઓને પણ અનુભવથી ઓળખી જઇ હણનાર નીકળી આવે છે.

પંખીનાં રૂપરંગની સમસ્યાનો વિવિધ પ્રકારે ઉકેલ કરવાના પ્રયત્નની પરાકાષ્ઠા વૉલેસ નામના અંગરેજ પક્ષિવિદના તર્કમાં દેખાય છે. આ વૈજ્ઞાનિક કહે છે કે પંખીના જે અંગમાં રૂપની અતિશયતા કે ચમકારા હોય છે, એ અંગમાં શક્તિનો ખૂબ આવિર્ભાવ દેખાય છે. સોનેરી પીઠવાળા લક્કડફોડાનો માથાનો ભાગ અત્યંત ઘેરા રાતા રંગનો હોવાથી જ એ પોતાની ચાંચ ખૂબ જોરથી પછાડી શકે છે. એજ રીતે કંસારાની જાતનાં પંખીઓના શિરોભાગ ચમકતા રંગવાળા હોવાથી જ એમના નાના કંઠમાંથી વનવન ગજવતી સ્વરપરંપરા નીકળતી સંભળાય છે. પ્રથમ નજરે આ કલ્પના ખૂબ લલચાવનારી હોવા છતાં આ તર્ક સબળ નથી. કારણુ અનુભવથી આપણે જાણીએ છીએ કે બીજાં ઘણાંય એવાં પંખી છે કે જેમના એકે અંગમાં આવી રૂપાતિશયતા નથી હોતી છતાં તેમાંથી શક્તિનો પ્રચંડ ઓઘ વહેતો નજરે પડે છે. બાજની ચાંચ અને નહોર તથા ધનેશ, જળકુકડી અને કાજીયાં, વગેરેની ચાંચ આવા રંગવિહીન અંગના શક્તિસંચયના દૃષ્ટાંત છે.

રૂપરંગની સહાયથી સંરક્ષિત રહેવાની સરળતા કે અનુકૂળતા આપણને પંખીનાં ઇંડાંમાં પણ નજરે પડે છે. આછા ઘેરા કે ખીલતા ચમકારા મારતા લાલ, લીલા, વાદળી, પીળા, વગેરે રંગો કે છાંટણાં, રેખાઓ, છૂંદણાં અને તારાટપકી, વગેરે ચિત્રામણની વિવિધતા કેવળ ઇંડાંનું રક્ષણુ કરવાનાં જ સાધન છે. નિવાસસ્થાનમાં ભળી જતાં રૂપરંગ દ્વારા પંખીનો જીવનસંગ્રામ નભાવવાની પ્રકૃતિની આ અદ્‌ભુત યોજનાની પરાકાષ્ઠા તો 'પરભૃત' પંખીઓનાં ઇંડાંમાં નજરે પડે છે. આપણે જાણીએ છીએ કે કૉયલ, વગેરે પંખીઓ જાતે માળા બાંધતાં નથી પણ પોતાનાં ઇંડાં અન્ય પંખીઓ પાસે સેવરાવે છે. પણ બહુ જ ઓછાને ખબર હશે કે કૉયલ વગેરેનાં ઇંડાં જે પંખીની પાસે ઇંડાં સેવરાવવાનાં હોય એનાં ઇંડાંને કદ તેમ જ રૂપરંગમાં આબેહુબ મળતાં આવે છે !

જુદા જુદા દેશોમાં વસનારાં કૉયલનાં અન્ય સગાંવહાલાં, જુદે જુદે સ્થળે જુદે જુદે પ્રસંગે, જે ભિન્ન ભિન્ન જાતનાં પંખીઓના માળાનો આશ્રય શોધે છે, તે તે જાતનાં પંખીઓનાં ઈંડાંના જેવા રંગ અને ચિત્રામણવાળાં પોતાનાં પણ ઈંડાં મૂકે છે. પંખી જેવાં સદ્‌અસદ્ વિવેકશક્તિ વિનાનાં પ્રાણીઓમાં આવી રંગ પસંદગીની ભાવના કઈ જાતની પ્રેરણાશક્તિને લીધે આવતી હશે, એ અદ્‌ભુત સમસ્યા છે.

પંખીનાં રૂપરંગ આટલાં વિચારપ્રેરક છતાં એક વાત યાદ રાખવાની કે વાતાવરણ ભેગા ભળી જવાની આ અનુકૂળતા એક જ જમાનાનો પ્રતાપ નથી. અનેક જન્માન્તરમાં પંખીઓને ઋતુઋતુના ફેરફારોમાં અને આહારાન્વેષણાર્થે કરવાં પડેલાં અગણિત સ્થાનાન્તરોની અસર હેઠળ, એમનાં રૂપરંગમાં થયેલા વિકાસના પરિણામો જ આજે આપણને નજરે પડે છે.

રૂપરંગની આવી વિવિધતા માત્ર તેજછાયાની રમતને અવલંબે છે, એમ પણ નથી. બીબ કહે છે તેમ, જ્યાં લાખો વરસથી પ્રકાશનું એક કિરણ પણ પ્રવેશી શક્યું નથી એવા મહાસાગરના દુર્ગમ પેટાળમાં પણ, ઇન્દ્રધનુને શરમાવે એવી રૂપરંગના અંબારસમી, અદ્‌ભુત અવર્ણ્ય રંગપરંપરાથી રંગાયલાં શરીરધારી અસંખ્ય જળચર યોનીઓ વસી રહી છે. શા હેતુથી, એ તો કોણ કહી શકે ?

## પંખીનાં ગાન

સવાર પડે છે અને મારી આસપાસ સંગીતની ધૂન જામે છે. સૌથી પહેલો કૉયલ જાગે છે. જાગીને એ બુલંદ અવાજે ટહુકવા માંડે છે. દરરોજ એટલો જ બુલંદ, એટલો જ નિયમિત. એના ટહુકે તો હું ઘડિયાળ પણ મેળવી શકું. એને જાગેલો સાંભળતાં જ પીળક ઊઠે છે. પછી કોશીઓ, હોલા, કાગડા.......એમ પંખીપરંપરા. આવું બન્દીકૃત્ય બારેમાસ ચાલે છે. ઋતુ ભેદે ગાનારાં બદલાય, ગાનનો ક્રમે ય બદલાય, પણ ન બદલાય કેવળ આ સમૂહગાનનો પ્રાતરૂવિધિ. એમાંના કોઈનો ગાનથી હું રાચું છું. કાગડા જેવાંના કર્કશ કંઠનાદથી અકળાઉં છું પણ ખરો. પણ એ ગાનારાંને મારી સૌન્દર્યદૃષ્ટિ કે અણગમાની પડી નથી. એમનું ગીત તો અણરોક્યું વહેતું જ રહે છે.

કારણ પંખીઓ આપણી પેઠે મિથ્યાપ્રલાપ કરવાનું સમજતાં નથી. એમના પ્રત્યેક કંઠધ્વનિ પાછળ કોઈને કોઈ હેતુ હોય છે જ. ગાન અને અ-ગાન : એવા ભેદ તો આપણે જ પાડ્યા છે. પંખીસમાજમાં ગાનારાં ન-ગાનારાંના વાડા નથી હોતા. એમને તો જે અવાજ નીકળે એ બધાંય ગાન.

કૉકડાં જેવાં સદાય મૂક પંખીઓનો ઘોઓ એવો ઘર્ઘર ધ્વનિ કે પાંખોનાં ફફડીયાંનો ખખડાટ પણ એમની કસોટીએ સંગીત જ છે. કારણ આપણી અને પંખીઓની સંગીતભાવના જુદી છે. આપણા મનથી તો જે મધુર, આલ્હાદક કર્ણપ્રિય તે જ સંગીત. કર્ણકઠોર નિનાદ-પરંપરાને આપણે સંગીત નામે સંબોધતા નથી. પરંતુ પંખી ગણમાં તો પ્રત્યેક લાગણીનો ઉદ્બોધક શબ્દોપચાર એ સંગીત જ. આ રીતે ક્રોધનું સંગીત, પ્રેમનું સંગીત, બ્હીકનું સંગીત, વેદના કે વિરહનું સંગીત–એમ વિવિધ લાગણીઓને વ્યક્ત કરનાર મધુર અને હલક ભરી અથવા કંકશ કઠોર કે અસંબદ્ધ પ્રલાપ સમી ઉચ્ચારપરંપરા પણ સંગીત જ છે.

પંખીની લાગણીઓને વ્યક્ત કરતી આવી એક જ સ્વરની આવૃત્તિઓ કે વિવિધસ્વરની આલાપસરણીને આપણે થોડાક અનુભવે સહમજ ઉકેલી શકીએ છીએ. કારણ પંખીનાં ગાન એમની લાગણીનાં પ્રદર્શક છે. જાતીય આકર્ષણ અર્થે મદે ચડીને નરમાદા ઊંચા રવે ગાતાં કે મંદસ્વરે કુંજતાં નજરે પડે છે. કવચિત્ એ ગાન આંતરિક પરિતૃપ્તિનું વ્યંજક પણ હોય છે. કહિંક સમૂહવૃત્તિની ઘોષણા રૂપ ગાન, અંધારા અંતરાયો આડે કે પર્ણાભ્યન્તરે અદૃશ્ય બનેલા પ્રિયજનને કે અન્ય સજાતીયને બોલાવવાના અથવા સમૂહસંચાર વખતે ટોળાંથી વીખૂટાં પડેલાંને સંઘ ભેગાં કરી દેવાના આહ્વાનરૂપ પણ બને છે. કમલપત્ર ઓથે છૂપાતી માદાને આકર્ષતા પાહોનો મંજુલ સ્વર અગર નદી તીરે આથે ફરતા પ્રિયજનને પોકારતા ચકવાનો ઓગળી જતો કંઠધ્વનિ આવાં ગાન જ છે. દૂરપથગામિની યાત્રાઓ પ્રસંગે ભેરીનાદ કરી એક બીજાનો સતત સંબંધ સાંકળતાં, ગગનવિહારી હંસ અને આડયોનાં નિશાગાન પણ આવા ગાનના જ પ્રકાર છે. આવાં જ ગાન કવચિત વેદના, ઉન્માદ, ભય કે ક્રોધ અથવા હતાશપણાની કે ચ્હીડની નીશાની રૂપ પણ હોય છે. તેમ જ અતિશય આહ્લાદ, પ્રમોદ અથવા નિરવધિ પરિતૃપ્તિ અને અધિકપણાની કે સર્વોપરિપણાની ભાવનાનાં અભિવ્યંજક પણ બને છે. આવાં ગાન એટલાં તો આકર્ષક, મધુર અને લોકોત્તર હોય છે કે પક્ષિવિશારદો અથાગ શ્રમ અને સંપત્તિ ખરચીને પણ એને ગ્રામોફોનની થાળીઓ કે સીનેમાની પટી ઉપર ઉતારવાનો આજે પરિશ્રમ કરી રહ્યા છે. આવો એક પ્રયત્ન જોવાનો અણધાર્યો અવસર મને ગઈ સાલ જ મળ્યો. એમાં ઓસ્ટ્રેલીયાના સુપ્રસિદ્ધ લાયર પંખીના સંવનન કાળનો નૃત્યવિધિ અને ગીતની મસ્તી સીનેમાની ફીલ્મ દ્વારા જોવા સાંભળવામાં આવ્યાં. એ એવાં તો અદ્ભુત હતાં કે આજે પણ એના સ્મરણમાત્રથી હું રોમાંચ અનુભવું છું.

પ્રકૃતિના ઉછરંગે વિહરતાં ફરતાં મુક્તકંઠે ગાતાં પંખીનાં ગાન આવી અપૂર્વ રસનિષ્પત્તિ કરનારાં હોવા છતાં, આશ્ચર્યની વાત છે કે પ્રાચીન ભારતમાં એવાં ગાનના મોહથી ભાગ્યે જ કોઈ પંખી પાળવામાં આવતાં ! મોર અને કોયલના ટહુકાની મોહકતા પ્રાચીન આર્યોને અજાણી ન હતી પરંતુ પાળવા લાયક મનાયલાં ગૃહપંખીઓમાં પોપટ મેનાં કે હંસ પારાવત, વગેરેને જે સ્થાન મળતું તે સ્થાન એમના ગાનની પ્રીતિને લીધે નહિ પણ એમની શબ્દાનુકરણશક્તિ કે નૃત્યકલા અથવા મોહક ચાલના આકર્ષણને લીધે જ. આથી જ એ વખતના લલિત વાઙ્મયમાં ભરત અને અગન, દૈયડ અને શામા, કે શૌબીગી અને શકકરખોરા જેવાં લોકોત્તર સંગીતનાં અધિગાયક પંખીઓનો નામોલ્લેખ સરખો દેખાતો નથી.

આ ગાનારાંની ગુણજ્ઞતાનો ઉદય તો મુસલમાનોના આક્રમણ પછી જ થતો દેખાય છે. ઇરાન ભણીથી ઊતરી આવેલા એ પરદેશીઓના કાનમાં એમના વતનના સંગીતના શાહ બુલબુલના અમૃતસમા સ્વર ગુંજી રહ્યા હતા. એવું ગાનાર તો એમને આ દેશમાં ન સાંપડયું પણ કંઠની મીઠાશમાં અસલ ઇરાની બુલબુલને પડખે શોભે એવાં ભરત, અગન, શામા અને દૈયડ તો એમને આ દેશમાં ડગલે ડગલે નજરે પડયાં અને એ કદરદાન પ્રજાએ એમનાં પરિપાલનનો શોખ અને શાસ્ત્રનાં મંડાણ કર્યાં. આજે તો એ અલ્પકાય ગાનારાંને બન્દીવાન બનાવી, એને કેળવવા સાંભળવા પાછળ સમગ્ર જીવન અને સંપત્તિ વેડરી નાખનાર અનેક ધૂની પડયા છે.

કારણ આ ગાનારાંના જીવનની એક વિચિત્રતા છે કે એ કુદરતના ખોળે અનહદ પ્રકાશ અને અનંત વાતાવરણમાં ઊડતાં, સ્વજન વચ્ચે મ્હાલતાં જેવું ગાય છે એના કરતાં હજાર ઘણું સુન્દર અને હૃદયંગમ ગાન એ બન્દીવાન દશામાં ગાય છે. આથી જ આવી મજાના રસીયા પંખીપ્રેમીઓ, આનંદની થોડીક ધન્યપળોના લોભ ખાતર, એ પંખીને આખી જીંદગીભર સાંકડા અંધારા પાંજરામાં પડદા પાછળ એકલું પૂરી રાખતાં શરમાતા અચકાતા નથી.

આવાં લોકોત્તર ગાનની ખૂબી પંખીની વિશિષ્ટ લાગણીઓને આભારી છે. પંખી ઉન્માદે ચડયું હોય કે વિકળ બન્યું હોય ત્યારે હૈયાના ઊંડાણમાંથી જે દર્દભર્યું એ ગાય છે, એ સંગીતની મજા અદ્‌ભુત છે. એક અનુભવ કહું. દશેક વરસ ઉપરની વાત છે. રાતના અગીઆર વાગ્યા હશે. બહાર અજવાળી રાત હતી. આખો દિવસ પાંજરાના અંધકારમાં ગોંધી રાખેલા અગનને રાત્રીની શીતળતા અને જ્યોત્સ્નામાં કંઇક આહ્‌લાદ મળે એ હેતુથી, એનું અનાવૃત્ત

પાંજરું મેં અજવાળામાં છાપરાની મોવટીએ લટકાવ્યું હતું. એ વખતે મેં એનું જે સંગીત સાંભળ્યું, એવું મીઠાશ ભર્યું દર્દભર્યું ગાન મેં કદીય સાંભળ્યું નથી. ઊગતા સૂરજને આવકારતાં, એના તેજમાં નહાતાં ભરત અગનનાં મુક્તકંઠનાં ગાન મેં અનેક વખત સાંભળ્યાં છે, પણ એ રાત્રિસંગીતની મીઠાશ તો કદીય ફરીથી ભોગવવા મળી નથી. એ સાંભળ્યા પછી જ, શ્રી કંચનરાય જેવા, પંખી પાછળ ઉન્મત્ત અવધૂત શા માટે બની જતા હશે, એની કલ્પના હું કરી શકયો છું.

અંધારામાં પૂરી રાખવાનો અત્યાચાર ગૂજાર્યા સિવાય, મોટાં વિશાળ હવા અને પ્રકાશ ભર્યાં પાંજરાંમાં સ્વજન વચ્ચે પૂરી રાખવા છતાં આ પંખી મધુરું ગાઇ શકતાં નથી, એ પણ અનુભવની વાત છે. આવી જ કોઈ સંગીતપ્રેમની વિકૃત લાગણીથી પ્રેરાઇને યુરોપમાં લીનેટ પંખીને આંધળું કરવાનો રીવાજ છે. ધગધગતી સોય ચાંપીને આંખો ફોડી નાખવાથી, લીનેટમાં સંગીતની લોકોત્તર શકિત ખીલી ઊઠે છે, એવી દઢ માન્યતા અને અનુભવને લીધે આજે પણ દર વર્ષે હજારો લીનેટને આંધળાં કરી વેચવાનો ધંધો ઇટાલી અને ફ્રાન્સમાં ચાલી રહ્યો છે.

જેમને સંગીતનો આવો વિકૃતબુદ્ધિનો શોખ નથી એવા પંખીપ્રેમીઓનાં સદ્ભાગ્ય છે કે દૈયડ અને શૌંબીગી જેવાં કેટલાંક પંખી આપણા ત્યાં છે કે જેનું આહ્લાદક ગાન પ્રકૃતિના ખોળે આપણે વિનાપ્રયાસે અનિયન્ત્રિત સાંભળી શકીએ છીએ.

છેલ્લે એક ખુલાસો કરી લઉં. મધુર ગાનારાં સદૈવ મધુરાલાપી જ હોય છે, એવું નથી. સમય આવ્યે, દૈયડ અને પીળક જેવાં મધુરભાષી પંખીઓ પણ 'કે એ એ એ' આવો કઠોર સ્વર કહાડી, એમની વૃત્તિઓ દર્શાવતાં પણ સંભળાય છે, એની ભાગ્યે જ આપણને ખબર હોય છે. આવી લાગણીઓને વ્યક્ત કરતી ભિન્નભિન્ન સ્વરપરંપરા ખૂબ ધ્યાનથી સાંભળીને, એક પરદેશી પક્ષિવિદે કાગડાના વ્યવહારને નભાવનારી ૪૯ ભિન્નભિન્ન શબ્દોવાળી ભાષાની નોંધ પણ કરી છે.

## આર્તવી યાત્રાઓ

આ લખી રહ્યો છું એ વખતે રહામી આમલીની ટોચે બેઠેલો ચાતક મંદસ્વરે ગાઇ રહ્યો છે. ભર ચોમાસે તો એ, ઝડીઓ પડતી હોય, પંખી માત્ર ભીણાઇ ગયાં હોય ત્યારે પાણીની ધારાઓમાં તરતો મ્હાલતો, આ ઝાડથી પેલે

ઝાડ ભીડતો ગાતો, એના બુલંદ કંઠથી વાતાવરણ ભરી નાખતો દેખાતો. વતનથી આવ્યે એને બહુ વખત થયો. હવે તો એને પાછા ફરવાની ઘડીઓ ગણાઇ રહી છે. એના જતા પહેલાં દીવાળીઘોડા આવી ગયા છે. પણ ખરાં આવનારાં તો હજુ હવે આવશે. ડીસેમ્બર થતાં તો બધાં આવી ગયાં હશે. આવીને એ ચાર માસ રહેશે. અને ચોમાસું બેસતાં પહેલાં તો વતનની હુંફે ભરાવા પાછાં પણ નીકળી ગયાં હશે.

દર વરસે આવવા જવાની આ ઘટમાળ અચૂક ચાલ્યાં જ કરે છે. આપણે ભાગ્યેજ એને જોઇએ છીએ, જાણીએ છીએ, વિચારીએ છીએ પણ ઋતુચક્ર સમું પંખીઓની યાત્રાનું આ ચક્ર પણ વણથંભ્યું ચાલતું જ રહે છે. અનેક યુગોથી ચાલતું આવ્યું છે, ચાલ્યે જાય છે, ચાલતું રહેશે. કયા અપ્રતિમ બળનાં પ્રેર્યાં એ નિવાસસ્થાન છોડી, હજારો યોજનના પ્રવાસ ખેડી, જીવનમરણ વચ્ચે ઝોલાં ખાતાં આવી યાત્રાઓ કરી રહ્યાં છે ?

આપણે સ્હેજે સ્હમજી શકીએ છીએ કે પોતાનું નિવાસસ્થાન ભયમાં આવી પડે, આહારની ઊણપ નડે, સંતાનોત્પત્તિને અનુકૂળ સંજોગો ન હોય અર્થાત્ જીવનની અનેકવિધ જરૂરિયાતોમાં અંતરાય આવે ત્યારે પ્રાણિમાત્ર એક સ્થાન તજીને બીજું વધારે અનુકૂળ સ્થાન શોધે છે. મેદાનમાં વસનારાં પંખી પહાડની ભેખડોની સંરક્ષિત ઓથે માળા બાંધવા જાય, એ સ્વાભાવિક છે. ઊનાળામાં રેતાળ પ્રદેશની ધીખતી ધરા તજીને, લીલી કુંજોમાં ભરાઇ બેસતાં પંખીઓની મનોદશા પણ આપણે સ્હમજી શકીએ છીએ. પરંતુ સાઇબીરીયા જેવા અતિ દૂરના પ્રદેશમાંથી નીકળી, હજારો માઇલનાં અંતર કાપી, વચ્ચે આવતાં અનુકૂળ સ્થળો છોડી દઇ, ભારતવર્ષનાં નદનદીસરોવરનો આશ્રય શોધવા પ્રતિવર્ષ શિયાળામાં ઊતરી આવતી આડ્યો, વગેરેના ઉન્માદનો એમ સહેજે ખુલાસો થઇ શકતો નથી.

આવી આર્તવી યાત્રા ( અર્થાત્ પ્રજનનના હેતુ અર્થે વરસે વરસે એક દેશથી બીજે—ઘણુંખરૂં દૂરના—દેશ જવાની અને ત્યાંથી પાછા ફરવાની સજીવ પંખીઓની ટેવ રૂપી સમસ્યા )નો ઉકેલ કરવા વિદ્વાનો ભગિરથ પ્રયત્ન કરી રહ્યા છે. એક પક્ષ કહે છે કે આવી યાત્રાઓના મૂળમાં આહારની ઊણપ જ કારણ છે. પંખીના કાયમી નિવાસસ્થાનમાં ઋતુના ઉત્પાતોને લીધે એમની ખાદ્ય સામગ્રી ઓછી થઇ જાય છે ત્યારે વખાનાં માર્યાં, એ એ સ્થાનનો ત્યાગ કરીને અન્યત્ર જતાં રહે છે. પણ આ તર્ક સયુક્તિક નથી. એક તો આવા સંયોગોમાં પ્રસ્થાન કરનાર પંખીને, એક વખત સ્વસ્થાનનો ત્યાગ કર્યા પછી

ધાન્યસંપત્તિભર્યાં નવાં નિવાસસ્થાનેથી પાછા ફરવાનું કંઈ જ પ્રયોજન નથી રહેતું. વળી એવા સંજોગામાં પંખી સ્વસ્થાનનો ત્યાગ કરે તો તે અત્યંત નિકટના જ કોઈ અનુકૂળ પ્રદેશમાં જવા માટે. માર્ગમાં આવતાં અનેક અનુકૂળ સ્થળોમાં ન રોકાતાં, હજારો માઈલના પ્રવાસો ખેડીને દૂરનાં સ્થળે જવાનો કશો જ અર્થ નથી. તેમ જ એક વરસે આહારની તાણ પડે એટલા માટે ત્યાર પછીના પ્રતિવર્ષે લાખો પંખીઓની યાત્રાઓ નિયમિતપણે થાય, એ પણ બુદ્ધિમાં ઊતરતું નથી.

અપર પક્ષ કહે છે કે પંખીઓની યાત્રાઓનું બીજ તો પ્રાગૈતિહાસિક કાલના હિમયુગોમાં રહેલું છે. એ વખતે જે તે સ્થળે હિમસંપાતોનો આરંભ થતાં જ, ત્યાં રહેનારાં ગરમ લોહીવાળાં પંખીઓને ફરજિયાત સ્વસ્થાનનો ત્યાગ કરવો પડતો હશે અને હિમકાળ પૂરો થતાં જ સ્વસ્થાને પાછાં ફરતાં હશે. ભૂતકાળનાં એવાં અનેક પર્યટનોના જે સંસ્કાર પક્ષિજીવનમાં દૃઢ થઈ ગયેલા તેની જ અસર હેઠળ આજે પણ પંખીઓ વિવશ બનીને પ્રસ્થાન કરતાં દેખાય છે. આ વાત પણ બુદ્ધિગમ્ય નથી. કારણ એક તો હિમયુગના ફેરફારો હજારો વર્ષ પર્યંત ચાલનારા હતા એટલે પંખીઓની પ્રતિવર્ષ થતી યાત્રાઓ એના સંસ્કારજન્ય હોવાનું માની શકાય નહિ. વળી એવા ઉત્પાતોની અસર એ પ્રદેશના અશેષ પ્રાણિવર્ગ ઉપર થવી જોઈએ. જ્યારે આવું અચૂક યાયાવરપણું તો આજે માત્ર પંખીઓમાં જ જોવામાં આવે છે. તેમ જ ભૂતકાળની કોઈ અનિવાર્યતા ખાતર કરેલાં પ્રયાણ, પાછળથી ટેવરૂપ બની જાય અને એને યોગે હજારો વર્ષ સુધી નિરર્થક યાત્રાઓ ચાલતી રહે, એ પણ માની શકાય નહિ.

અન્ય પક્ષે, ઉષ્ણતામાનના ફેરફારોની કે વાતાવરણમાં અલ્ટ્રાવાયોલેટ કિરણોના વધતા ઓછાપણાની અસર હેઠળ પંખીઓની યાત્રાઓ થતી હોવાનું મનાવવાનો જે આગ્રહ રખાય છે, તે પણ પૂરો સમાધાનકારક ખુલાસો નથી. એવી જ એક તર્કપ્રણાલિ—ઝાડનાં પાનના રંગ બદલાઈને ફીકા પડી જતાં, પંખીઓ સ્વસ્થાન છોડીને, એમના માનીતા લીલાપીળા રંગની શોધમાં હજારો માઈલના પ્રવાસ ખેડે છે—પણ કેવળ કલ્પનાવિહાર જ ગણી શકાય.

પક્ષિજીવનની આ સમસ્યાના ઉકેલ અર્થેની છેલ્લામાં છેલ્લી કલ્પના રોવન નામના વિદ્વાનની છે એ કહે છે કે પંખીઓની આર્તવી યાત્રાઓનો ઉકેલ કરવો હોય તો બે વસ્તુઓનો ખુલાસો કરવો જોઈએ. એક તો ભૂતકાળમાં કેવા સંયોગોને લીધે પંખીજીવનમાં યાત્રાઓનો આરંભ થયો અને પાછળથી એ ટેવ રૂપે પરિણમ્યો. બીજું, આજે એવા કયા સંયોગો છે કે જેનાં પ્રેર્યાં પંખીઓ

પ્રતિવર્ષ યાત્રાઓ કરી રહ્યાં છે. આના જવાબમાં એ કહે છે કે પંખીની યાત્રાઓ પાછળ બે બળ કામ કરતાં દેખાય છે. એક બાહ્ય, બીજું આંતર. બાહ્ય બળ તે દિવસનું લાંબાટુંકાપણું; જેમ દિવસ ટુંકાય છે તેમ પંખી નિષ્ક્રિય, શાંત અને નિશ્ચેષ્ટ જેવું બની જાય છે: દિવસના વધવાની સાથે એનામાં ચપળતા, ઉમંગ અને તનમનાટ જાગે છે. આંતર બળ તે એનાં જાતીય અંગોના ફેરફાર; દિવસના વધવાની સાથે, શીતકાલમાં શાંત રહેલાં એનાં જાતીય અંગોમાં ચેતન આવે છે અને એની અંતઃસ્રાવ કરનારી પ્રજનનની ગ્રંથિઓ વિકસવા માંડે છે. અમુક ક્ષણે આ ચેતનનો એટલો અતિરેક થાય છે કે એના દબાણથી વિવશ બનીને પંખી પરિભ્રમણ કરવા તત્પર બને છે. આ ચેતન પરાકાષ્ઠાએ પહોંચતાં જ પંખીનો ઉત્સાહ ઓસરવા માંડે છે અને પુનઃ શીતકાલ આવતાં એ પાછું અસલ સ્થિતિમાં આવી શાંત બની ગયું હોય છે. આ રીતે, શીતકાલમાં સ્વદેશ છોડી જતાં, પંખીઓ જેમ જેમ આગળ વધે છે તેમ તેમ એ કાયમ લાંબા દિવસ ભોગવતાં જાય છે અને એ રીતે હમેશાં એમને વધુને વધુ સૂર્યપ્રકાશ મળતો રહે છે. આ તર્કના સમર્થનમાં રૉવને કેટલાક નવાઈ ભર્યા પ્રયોગો કર્યા છે. ચારે બાજુથી બંધ કરેલાં અંધારાં પાંજરાંમાં, યાયાવર પંખીઓને પૂરીને, અંદર રાખેલા વીજળીના દીવાનો પ્રકાશ અને તજ્જન્ય ઉષ્ણતાની મદદથી એણે કૃત્રિમ દિવસરાતની યોજના કરી હતી અને એની અસર હેઠળ બન્દીવાન પંખીઓની ક્રિયાઓનું અવલોકન કર્યું હતું. અન્ય તર્કપ્રણાલિઓમાં રૉવનનો ઉકેલ કંઇક વધુ સમાધાનકારક લાગે છે.

જો કે અંતે તો આ બધી કેવળ કલ્પનાઓ જ છે. પંખાની આર્તવી યાત્રાઓની સમસ્યા હજુ અણઉકેલી જ રહી છે. ક્યારે એની ઇતિશ્રી લખાશે, એ પણ અનિશ્ચિત છે. છતાં જ્યારે એ ઇતિશ્રી લખાશે ત્યારે સમગ્ર વિશ્વપ્રપંચની સમસ્યાનો ઉકેલ થઇ ગયો હશે. કારણ, લૅન્ડસબરો ટોમ્સન કહે છે એમ, પંખીઓની યાત્રાઓનો અભ્યાસ કરવો એટલે પ્રાણીઓના વર્તનના ઉકેલનો પ્રયત્ન કરવો. આવા પ્રયત્નની સફળતા એટલે પ્રાણીમાત્રના જીવનનું રહસ્ય હાથ કરવું એજ ને!'

આ સમસ્યાનો ઉકેલ આપણે ન કરી શકીએ, પરંતુ ઋતુએ ઋતુએ આપણા ત્યાં કોણ આવ્યું, કોણ ક્યારે ગયું, એની ભાળ તો આપણે સહેજે રાખી શકીએ. આવાં અવલોકનની આપણા ત્યાં પૂરી તક છે. વસંતનો દૂત મનાતો કૉયલ, ગૂજરાત કાઠિઆવાડ અને કચ્છમાં કયાં સ્થળે બારે માસ રહે છે અને કયાં ઓછો સમય, એની પૂરી ભાળ આપણને મળતી નથી. એજ રીતે

વૈયાંનો નિવાસકાળ હજુ અનિશ્ચિત છે. આવું જ અજ્ઞાન સફેદ છાતીવાળા કોશીયા, શાહીબુલબુલ, હંસ, આડચો અને દીવાળીઘોડાના સંબંધમાં પ્રવર્તે છે.

આવાં અવલોકનની કિંમત પણ ઓછી નથી. થોડાંક પંખીઓ બાદ કરીએ તો સમગ્ર ભારતવર્ષમાં યાયાવર પંખીઓના આવવા જવાના સમય, એમના પ્રવાસમાર્ગો, વગેરે વિષે ભાગ્યે જ સપ્રમાણ માહિતી મળે છે. એ પરિસ્થિતિમાં નાનામાં નાના ગામડાનો રહેનાર પંખીપ્રેમી પણ પોતાના સીમાડાપર દર શિયાળે ફરી વળતાં યાયાવર પંખીઓનાં મોજાંની ભરતી ઓટનો સમય સહજ પ્રયત્ને અવલોકી નોંધી શકે છે.

ભારતવર્ષમાં આવનારાં પરદેશી પંખીઓ વિષે આવું અજ્ઞાન પ્રવર્તે છે પરંતુ યુરોપ અમેરીકાની પરિસ્થિતિ જુદી છે. ત્યાંના પ્રકૃતિવિદો તેમજ સરકારી સંસ્થાઓનાં સતત અવલોકન અને સંશોધનના પરિણામે, અનેક જાતનાં યાયાવર પંખીઓની યાત્રાઓ અને નિવાસસ્થાન તેમજ યાત્રાના રાજમાર્ગો, વગેરેની ચોક્કસ વિશ્વસનીય માહિતી ભેગી કરવામાં આવી છે. એના આધારે, પૃથ્વિપર લાંબામાં લાંબી યાત્રા કરનાર પંખી 'આર્કટીક ટર્ન' નામનું જણાયું છે. પ્રતિ વર્ષ એ પંખી, ઉત્તર ધ્રુવની સમીપ, લાબ્રાડોરના પૂર્વ કિનારેથી પ્રસ્થાન શરૂ કરે છે અને ત્રણ મહિનાના અંતે, ૧૧૦૦૦ માઇલ ઊડીને, આફ્રીકા ખંડના અગ્નિકોણના પ્રદેશમાં આવી પહોંચે છે. પાછા ફરતી વખતે એ આડા માર્ગે ચડે છે અને એ રીતે આવતા જતાં ૨૫૦૦૦ માઇલ દર વરસે નિયમિત કાપે છે. આ યાત્રા દરમ્યાન વચ્ચે દરિયો આવે છે ત્યાં એનાથી હેઠળ ઊતરાતું નથી અને ચોવીસે કલાક ભૂખ તરસ વેઠીને સતત ઊડતા રહેવું પડે છે. આવું વણથંભ્યે એકધારૂં અંતર એ ૧૫૦૦ થી ૨૦૦૦ માઇલ જેટલું ઊડી જાય છે!

## પંખીની ગતિ

પણ આંખનું મટકું પણ માર્યા સિવાય, આહારનો એક કણ કે પાણીનું ટીપું પણ લીધા સિવાય, આવી એકધારી સળંગ ઊડવાની શકિતમાં તો 'ગોલ્ડન પ્લોવર' નામનું અમેરીકન પંખી મોખરે આવે છે. એનો સળંગ પ્રવાસ ૨૪૦૦ માઇલનો નોંધાયો છે. સામાન્ય રીતે યાયાવર પંખીઓ, સૂર્યાસ્ત અને સૂર્યોદયની વચ્ચે, ૨૦૦–૩૦૦ માઇલ દરરોજના કાપે છે. જ્યાં ટુંકાં અંતર કાપવાનાં હોય છે ત્યાં અનેક પંખી વણથોભ્યે લાંબું અંતર ઊડી શકે છે. અમેરીકામાં 'હની બર્ડ' નામનાં નાજૂક પંખી ભાગ્યેજ દોઢ બે ઇંચથી મોટાં

હોય છે છતાં એ સહેજે ૫૦૦ માઇલ જેટલું અંતર વગર અટકયે ઊડી જઇ શકે છે.

આવી લાંબી કે વણુથંભ્યે ઊડવાની યાત્રાઓમાં પંખીની સાધારણ ગતિ કલાકના ૨૫–૩૦ માઇલની હોય છે. એ રીતે તો મોટા ભાગનાં પંખીઓ ભાગ્યેજ ૪૦–૪૫ માઇલ કરતાં વધુ ઝડપે એકધારું લાંબુ અંતર કાપી શકે છે; જો કે પ્રસંગ આવ્યે દરેક પંખી અસાધારણ ઝડપ પણ કેળવી શકે છે. આપણાં મંદિર મસ્જિદ અને ખંડીયેરોમાં રહેતાં અબાબીલ (સ્વીફ્ટ) સહેજે કલાકના ૧૦૦ માઇલની ઝડપે કલાકો સુધી ઊડી શકે છે. તેમાંય બાજ જેવાં પંખી જ્યારે શીકાર ઉપર પડે છે, તે વખતનો એમનો તીર જેવો ચંડવેગ ૧૬૫ થી ૧૮૦ માઇલનો નોંધાયો છે.

પંખીઓની ગતિનો અનુભવ આપણે રેલ્વેગાડીમાં કે મોટરમાં મુસાફરી કરતી વખતે સહેજે કરી શકીએ છીએ. પેટ્રોલ સુલભ હતું ત્યારે આવી જ રીતે હું મારી મોટર સાઇકલની ઝડપથી પંખીઓની ઝડપનો તાગ લેવાના અનેક પ્રયોગ કરતો હતો. એ રસ્તે હું આપણાં પીળક, તેતર, કાબરો, દીવાળીઘોડા, કાગડા, કૉયલ, વગેરે વિવિધ પંખીઓની ગતિ વિષે મહત્ત્વની માહિતી ભેગી કરી શક્યો છું.

## પંખીના માળા

આવું બધું વિચારવાની ધીરજ કે અનુકૂળતા જેને નથી, એને પણ પંખી-જીવનની અન્ય એક વિશિષ્ટતાના અવલોકનમાં અવશ્ય રસ પડશે. આ વિશિષ્ટતા તે પંખીની માળા બાંધવાની ટેવ. સંતાનના સંરક્ષણની પ્રબળ ભાવનાનાં પ્રેરાયાં પંખી દૃઢ અને અનુકૂળ માળા બાંધે, એ સમજી શકાય એવી વાત છે. પરંતુ ઉપયોગિતાના તત્ત્વથી આગળ વધી, માળાની રચનામાં જ્યારે પંખીને અદ્ભુત ચાતુર્ય અને લોકોત્તર કૌશલ્ય દાખવતાં જોઇએ છીએ ત્યારે આપણે જરૂર વિચારમાં પડી જઇએ છીએ. એમાં પણ દરજી કે સુગરી જેવાંના સ્થાપત્યજ્ઞાનથી તો આપણી મતિ કુંઠિત થઇ જાય છે. આ બધું કેવળ અનુકરણવૃત્તિનો જ પરિણામ નથી. એવું હોય તો, પાંચસાત સળેકડાં આડાં અવળાં ગોઠવીને, તેની વચ્ચે નોધારાં ઈંડાં મૂકનાર હોલો પણ, એ જ બાવળની અન્ય ડાળે માળો બાંધતી સુગરીનું અનુકરણ કરી એવા માળા બાંધતાં શીખી ગયો હત.

આવી ચતુરાઇ ભર્યા માળા બાંધવાની ઉપયોગિતા કે સાર્થકતા આજે આપણને સમજાતી નથી પરંતુ સુગરી, દરજી, ફૂત્કી, શક્કરખોરો, ધનેશ,

જોવાની આવી નીડરચના પાછળ તો અનેક જન્મોના સંસ્કાર અને પ્રેરણાનું બળ કામ કરે છે, એ ભૂલવું ન જોઇએ. આજે નિરર્થક દેખાતી ચાતુરી, પ્રાચીનકાળમાં એક વખતે એ એ પંખીનાં ઈંડાંના સંરક્ષણનું એકમાત્ર સાધન હશે.

## ડિમ્ભાવસ્થા

પંખીઓની નીડારંભની ધમાલ કે અંડપાલનની તન્મયતા સ્વાભાવિક રીતે આપણને આકર્ષે છે પણ પંખીનાં બાળજીવનથી આપણે ભાગ્યે જ પરિચિત હોઇએ છીએ. એનું કારણ, બાળ પંખીનાં રૂવાંટીવાળાં કે ઉઘાડાં, કુરૂપ અંગવાળાં ચીતરી ચડે એવાં શરીર છે. છતાં પક્ષિવંશવિશારદોની નજરે એ શિશુ અવસ્થાનું અસાધારણ મૂલ્ય છે. કારણ પંખીઓની વિવિધ જાતિઓનો પરસ્પરનો કૌટુમ્બિક સંબંધ સાંકળવામાં એમનું બાલજીવન અત્યંત ઉપયોગી સાધન છે. એ અવસ્થામાં પંખીઓનાં પૂરાં અંગોનો વિકાસ થયો હોતો નથી તેમજ કેટલીક વખત એવાં વધારાનાં અંગ પણ દેખાય છે કે જે પંખીના વધવાની સાથે અદૃશ્ય થઈ જાય છે. આ દશામાં અનેક જાતનાં પંખી–જે મોટપણે રૂપરંગના સંભાર અને અંગ વૈશિષ્ટ્યથી પરસ્પર અત્યંત ભિન્ન લાગે છે, તે–ખૂબ મળતાં અને એક જ વંશનાં હોય, એવાં દેખાય છે. આવા સાદૃશ્યના આધારે પક્ષિવિદો પંખીઓના વિકાસક્રમની અનેક ગુંચો ઉકેલવાનો પ્રયત્ન કરી રહ્યા છે એટલે આવી અવસ્થાનાં અવલોકનની કિંમત ઓછી નથી. આપણાં લેલાં, ચકદીલ, અબાબીલ, સ્વોલો, લક્કડ ફોડા, કોશીયા, દશરથ, કલકલીયા, પતરીંગા, જેવાં સામાન્ય પંખીઓના શૈશવકાલ વિષે પણ હજુ પૂરું જાણવામાં આવ્યું નથી. એ જ આવાં અવલોકનની આવશ્યકતા દેખાડે છે.

## પંખીઓની ઉત્પત્તિ

કારણ પક્ષિવિશારદો અથાગ શ્રમ કરી રહ્યા છે, છતાં પંખીઓની વંશાનુક્રમણીની સમસ્યા હજુ અધુરી જ છે. અશ્મીભૂત પ્રાણીઓ અને વનસ્પતીઓના અવશેષો તથા ભૂસ્તર વિદ્યાનાં વિવિધ સંશોધનના સહાયથી પક્ષિતત્ત્વવિદો એટલું તો નક્કી કરી શક્યા છે કે પૂર્વયુગમાં જ્યારે પ્રાણીઓની ઉત્પત્તિ થઈ ત્યારે પંખીવંશનું અસ્તિત્વ ન હતું. પ્રાણીઓના ક્રમિકવિકાસનો ઇતિહાસ જોતાં, પંખીવંશની ઉત્પત્તિ જલાધારે જીવતાં કોઈ વિશિષ્ટ સરીસૃપ-ઘો, સાપ વગેરેને મળતાં, એમનાં કોઇ પ્રાગૈતિહાસિક પૂર્વજો–માંથી થઈ હશે; પાછળથી પંખીના દેહની બે વિશિષ્ટતાઓ–પીંછાંથી મઢેલું શરીર અને બે પાંખો–ના સહાયથી

પંખી સમાજ ધીમેધીમે જલાશ્રય છોડી, મેદાનો, વૃક્ષરાજિ, પહાડનાં શિખર અને ગુફાઓ તેમજ લીલી સૂકી ભોંય પર પથરાતો ગયો હશે.

## પંખીઓનાં નિવાસસ્થાન

આવા વિસ્તારનું કારણ એમની આહારપ્રાપ્તિ હોવું જોઇએ. સંતાનોત્પત્તિને આવા વિસ્તારનું કારણ ન લેખવાનો હેતુ એ કે સંતાનોત્પત્તિ તો પંખી ગમે ત્યાં સહેલાઇથી કરી શકે છે પણ વધતી જતી વસતિમાં આહારની સુવિધા સચવાતી ન હોય ત્યારે એને આગળ ખસવું પડે છે. એ ઉપરાંત વ્યાધિકર પ્રાણીઓથી બચવા માટે પણ એને વારંવાર નિવાસસ્થાન બદલવાં પડે છે. આ અને આવાં અનેક બળના યોગે પંખીસમાજને યુગોથી સ્થાનાન્તર કરવાં પડયાં હશે, જેના પરિણામે આજે એ પૃથ્વિ પર પ્રત્યેક સ્થળે નીરાંતે જીવન જીવતો દેખાય છે.

આ તો એમના સાર્વત્રિક પ્રચારની વાત થઇ. પંખીઓના સતત પરિચયમાં આવનારને એકજ વિશિષ્ટ પ્રદેશમાં કે એકજ પરિચિત સ્થળે પણ પંખીઓ જૂદા જૂદા વાડા રચીને રહેતાં નજરે પડે છે. આપણે જેમ મહોલ્લા કે શેરીઓ બાંધી એકબીજાની હુંફ અને સ્વાધીનતા ભોગવીએ છીએ, પોળમાં પણ ચકલા કે ખડકીઓ રચીને આપણા સ્વામિત્વની ભાવનાને પોષીએ છીએ એમ પંખીઓ પણ એકજ સ્થળે જૂદા જૂદા અડ્ડા જમાવી બેઠેલાં દેખાય છે. એક જ આંબાવાડીઆનાં અમુક ઝાડ પચાવી બેઠેલ કૉયલ પીળક પોતાની સ્થાનમર્યાદામાં અન્ય સજાતીય વિજાતીય કોઇ પણ પંખીને પેસવા નથી દેતાં. કાળા કોશીયા જેવા નાજુક નાના પંખીના ઝાડ પાસેથી શમળી જેવાને પણ નીકળવું ભારે થઇ પડે છે. પંખીઓની આવી પ્રાદેશિક ભાવના રેલ્વેના તાર પચાવી બેસતાં ચાષ, રવોલો, પતરીંગા વગેરેમાં નજરે પડે છે. આવી જ કોઇ વૃત્તિનાં પ્રેર્યાં બગલાં, કાગડા વગેરેને ભેળાં થઇ એકજ ઝાડમાં માળા બાંધતાં કે રાત્રિયાપન કરતાં જોવામાં આવે છે. સ્વાધીનતાની આ ભાવનાને હોવર્ડ નામનો અંગ્રેજ પક્ષિવિદ પંખીઓના 'ટેરીટોરીઅલ રાઇટસ'ના નામે ઓળખાવે છે. આવાં આચરણ પંખી વિચારપૂર્વક કરતાં હશે કે અંધ પ્રેરણાનાં પ્રેર્યાં અથવા આ બધું કેવળ અકસ્માત જ નજરે પડે છે, એનો ઉકેલ કરવો છોડી દઇએ તો પણ આવું અવલોકવામાં પંખી–જીવનનો એક રસમય પ્રદેશ આપણી આંખ આગળ ઊઘડે છે, એટલું તો નિર્વિવાદ છે.

**પંખીનો આહાર**

આ બધીય વાતો જેને રુચિકર નથી લાગતી એવા, મનુષ્યના હિતાહિતની નજરે પ્રત્યેક વસ્તુની કિંમત આંકનાર નગદધર્મીને પણ પંખીજીવનની અન્ય એક દિશામાં જરૂર રસ પડશે. આ વિશિષ્ટતા તે પંખીનો આહાર મનુષ્યની ક્ષુધાતૃપ્તિના સાધન રૂપે પંખીઓ ઉપકારક છે એટલું જ નહિ પણ મનુષ્યના અન્ય આહારનાં સંરક્ષક તરીકે પણ પંખી આપણા જીવનમાં મહત્ત્વનું સ્થાન ભોગવે છે, એ બહુ ઓછા જાણતા હશે. મનુષ્ય ભલે માંસાહારી રહ્યો પણ એ માંસ પૂરૂં પાડનાર પ્રાણીઓ વનસ્પતીના આહાર ઉપર જ નભે છે. વળી ઘણી વનસ્પતીઓ એવી છે કે જેના વિના માંસભક્ષી મનુષ્યને પણ ચાલતું નથી. આમ અશેષપ્રાણિજીવનના આધારરૂપ વનસ્પતીઓ જો પૃથ્વિપટ ઉપરથી ભૂંસાઇ જાય તો મનુષ્યની પોતાની જ હસ્તિ ભયમાં આવી પડે એ સ્વાભાવિક છે. વનસ્પતીઓનો આવો ધ્વંસ કરનાર મુખ્ય તત્ત્વ છે કીટકો. પ્રાણિસમાજની અર્ધોઅર્ધ સંખ્યા એ રોકે છે. એમની આહાર સામગ્રી મોટે ભાગે વનસ્પતીઓ જ છે. આ કીટકોની ઉત્પત્તિ અને વિસ્તાર એટલો ત્વરિત હોય છે કે જો અલ્પ સમય પૂરતો પણ એમનો અનિયન્ત્રિત વિસ્તાર થવા દેવામાં આવે તો પૃથ્વી પર એક તણખલું પણ રહેવા ન દે. આવાં કાલમુખાં જંતુઓનો એક—માત્ર નિયંતા છે પક્ષિસમાજ. કારણ પ્રત્યેક પંખી કોઈ ને કોઇ રૂપે કીટભક્ષક તો હોય છે જ. કેવળ વનસ્પતિભક્ષક મનાતાં પંખીઓ પણ, જૂજ અપવાદ સિવાય, પ્રસંગ આવ્યે ઇયળો જેવાંથી જિહ્વાસ્વાદ તૃપ્ત કરે છે, એ આપણા અનુભવની વાત છે. એટલે આપણી ખેતી, આપણા ફળબાગ કે આપણી આંખોને ઠારનાર લીલોતરીનાં વિનાશક જંતુઓની ઉત્પત્તિ અને પ્રવૃત્તિને રોકનાર કોઇ હોય તો પંખીઓ જ. આપણા દેશનાં મોટાભાગનાં પંખીઓના શવચ્છેદદ્વારા વુડમેસન નામના વિદ્વાને આ વિષયમાં ખૂબ મહત્ત્વની માહીતી પ્રકાશમાં આણી છે. અનુભવથી પણ આપણે આ વાતની સાક્ષી મેળવી શકીએ છીએ. ચોમાસામાં કુમળા છોડ અને ઘાસને કાતરી ખાનાર 'કાતરા' પડે છે, તે સહુ જાણે છે. એમનાં શરીર પરના બરછટ વાળને લીધે સામાન્ય પંખીઓ એમનો આહાર કરી શકતાં નથી પરંતુ ચોમાસાની ઋતુ પૂરતો આવનાર ચાતક એમનો જ મુખ્યત્વે આહાર કરે છે ! શિયાળામાં અનાજ કે તુવરનાં ખેતર ઉપર ખીચોખીચ ઊભરાતી જીવાત ખાવા ભેગાં થયેલાં કોશીયા વગેરે પંખીની ઉપકારકતા સહેજે અંતરમાં વસી જશે.

આ તો પ્રત્યક્ષ ઉપકારક પંખીઓની વાત થઇ. ત્રાહિત રૂપે પણ પંખી-

સમાજનો ઉપકાર ઓછો નથી. વનવગડામાં કે જંગલમાં અનેક પ્રાણીઓ અકાળે કે આયુમર્યાદા પૂરી થતાં મરણ પામે છે. એમને દાટનાર કે બાળનાર કોઈ હોતું નથી છતાં એમનાં મુડદાં કહોવાઈ વાતાવરણ ન બગાડે એની પૂરી વ્યવસ્થાનો ભાર કેટલાંક જંતુઓ અને મરેલું માંસ ખાનારાં ગૃધ્રાદિ પંખીઓના શિરે છે. મૃતદેહમાં કહોવાણ શરૂ થતાં જ, એનો ઉત્કટ ગંધ માઇલો સુધી પસરી જાય છે અને એનો ખેંચ્યો ગીધ જેવો પ્રકૃતિનો ભંગીગણ ગમે તેટલે છેટેથી પણ આવી પહોંચે છે અને મૃતદેહને ઠેકાણે પાડી દઈ, પ્રકૃતિને અસ્વચ્છતા અને અનારોગ્યમાંથી બચાવી લે છે. સભ્યતાની ખોટી સૂગ છોડી દઈ, આપણે ઉકરડા જેવાં સ્થળના અવલોકનથી આ વાતનો સાક્ષાત્કાર કરીએ શકીએ છીએ. આનો એક અપૂર્વ અનુભવ મને ગયા વરસે જ થયો, ધોળેરા પાસે વડગામ કરીને સાબરમતીના તીરે ગામ છે. ત્યાં ગયા જાનેવારીમાં એક પ્રચંડ મગરમચ્છ તણાઈ આવ્યો હતો. વજનમાં નહિ તોય પચાસેક ટન હશે. એ આવ્યો ત્યારે જીવતો હતો પણ એકાદ દિવસમાં મરી ગયો. એના મરણના સમાચાર મળતાં જ હજારો ગીધ ત્યાં ઊતરી આવ્યાં અને એકાદ મહિનામાં તો એનું માંસ સાફ કરી નાખ્યું !

આપણાં આંગણે ઊડનારાંનો પરિચય કરવાને ટેવાયલા મારા જેવાને આવા ગ્રંથના વાચનથી જે ઉડતા વિચારો સ્વાભાવિક રીતે આવે, તેમાંથી થોડાક અહિં સમસ્યારૂપે રજુ કરવા લલચાયો છું. એવા આશયથી કે પંખીવર્ણનના અટવિને વિંધીને વાચક, કેવળ નામસ્મરણ માત્રથી સંતોષ ન માનતાં, પંખીઓનાં જીવનની વિવિધ રસમય સમસ્યાઓને વિચારતો બને. પ્રત્યેક વાચનાર સહેજે આ સમસ્યાઓને ઉકેલી શકશે, એમ પણ નથી છતાં એના વિચારમાં, ઉકેલમાં, ઉકેલના પ્રયત્નમાં જે આનંદ, જે તાદાત્મ્ય–જન્ય સંતોષ આવે છે, એનો અનુભવ કરવા અર્થે જ આવા ચર્ચાસ્પદ મુદ્દા રજુ કરવા લલચાયો છુ. વનવગડે રખડનાર, તરણે તરણે વિશ્વની ચમત્કૃતિનો સાર નીરખનાર વનેચર જેમ રસ્તાને પડખે ઊગેલાં વન્યફૂલો ચૂંટીને અનુકૂલ પ્રતિકૂલ ગંધનો આસ્વાદ લે, એ રીતે. પારદર્શિની નજરે એની ઝાઝી કિંમત નહિ અંકાય પણ પંખીપ્રેમી સામાન્ય વાચકને તો એમાં અવશ્ય રસ પડશે.

દીપોત્સવી, ૧૯૯૮
અમદાવાદ

હરિનારાયણ આચાર્ય

## પાદર અને આંગણાનો ભંગી

# કાગડો



કગવા ! આજ રે જનકપુરમાં
રઘુવીર પધારે, ઊડી જા ને......

**કા**ગડો, કાળો કાગડો, કકળાટથી માથું પકાવી દેતો કાગડો ઠેઠ રામાયણ–મહાભારતના કાળથી, કોણ શા કારણે, પણ પ્રિયજનના આગમનનો સંદેશવાહક કલ્પાયો છે. રામની રાહ જોતાં સીતાજી ફળિયામાં બેઠેલા કાગને આતુરતાથી રામ–આગમનના સંદેશા રૂપે ઊડી જવાનું કહે છે. અને આજે યે શું શહેરમાં કે શું ગામડાંમાં, સવારને પહોર પાણી ભરતી કે વાસણ માંજતી બહેન ફળિયામાં કાગડાને આવી બેસતો જોઈને, હાથમાં લીધું કામ પડયું મૂકીને

હાથ ઊંચો કરતી લાંબે લહેકે બોલી ઊઠવાની કે 'ઊડી......બેસજે કાગડા... મારો ભાઈ આવતો હોય તો–' હાથ ઊંચો થાય, કાગડો ઊડી બેસે, નાની બ્હેન રાજી થઈ માને શુભ સંદેશો આપે અને રઢ લઈને તે દિવસે જમણ કરાવે.

પછી તો એ કાગડો બાળકનો જ સંદેશવાહક નથી રહેતો. સાણા ડુંગરમાં પોતાની પ્રિયતમા કુંવર માટે ઝૂરતો રાણો રબારી પણ કાગડો જોઈને રઘવાયો થઈને પૂછે છે કે :

**ક્યાંથી આવ્યો કાગ, વનરાવન વીંધે કરે;**
**કહે ને કેડાક પાર, કિયે આરે કુંવર ઊતરી?.**

હે કાગ! કહે તો ખરો કે મારી પ્રિયતમા કુંવર ક્યાં ઊતરી છે?

પણ આપણા લોકસાહિત્યમાં સંદેશવાહક તરીકે કાગડો એથી આગળ નથી વધતો. એને લડાવ્યો કોઈ રાજસ્થાની પ્રિયતમાએ જ:

કાગડાને બોલતો જોઈને એ કહે છે:

खिंवै निमाणी आंखडी, बोले काग निलज्ज,
सो कोसां साजन बसै, सो किम आवै अज्ज?

હે નિર્લજ્જ કાગડા, તું બોલીને વધાઈ તો આપે છે, પણ સો કોશ દૂર બેઠેલ પ્રીતમ આજે ક્યાંથી આવી શકે?

કાગડાને એ વિનવણી કરે છે:

कगवा दिउं वधाइयां प्रीतम मिलवै मुझ,
काढ कलेजा आपणो भोजन दिउंली तूझ.

હે કાગ! મારો પ્રીતમ મળશે એવી વધાઈ દે તો મારું કલેજું કાઢીને એનાં ભોજનિયાં રાંધીને તને પીરસું.

પણ કાગડાને તો કલેજા કરતાં આંખો વધુ ભાવે. કોઈ પણ મડદું ખાતાં એ આંખોને જ પહેલાં ઠોલે. પરવશ બનેલી પ્રિયતમા એથી કહે છે કે :

कागा चुनचुन खाइयो, सब मांस जाओ खाइ,
(पर) दो नयनां मत खाइयो, (मोहे) पिया–मिलनकी आस.

હે કાગડા, મારાં અંગેઅંગને ખાઈ જજે, પણ બે આંખ ન ખાતો. એ આંખથી તો હજી મારા પિયુ નીરખવાની આશા છે.

પણ, પિયુ કેમ કરીને નીરખે? પિયુ તો દૂર વસે છે. આંખોને ય ઓળઘોળ કરતી એ બોલે છે કે :

कागा नयन निकास दूं, पिया पास ले आओ,
पहले दरस दिखलायके, पिछू लिजो खाय.

હે કાગડા ! મારી આંખો પણ કાઢી દઉં. એને મારા પિયુ પાસે લઈ જા. એક વાર, બસ એક જ વાર પિયુનાં દર્શન કરી લઉં પછી તું તારે લહેરથી આંખોને પણ ખાઈ જજે.

આ બધી વિરહિણીઓના વિલાપ વચ્ચે એકાદ વિરહિણીને સુખદ ઘડી સાંપડી ગઈ અને કવિએ કલ્પનાને બેહદ છલકાવી દીધીઃ

काग उडावण धण खडी, आयो पीव भडक्क;
आधी चूडी काग गल, आधी गइ तडक्क.

પ્રિયતમ માટે વધાઈ લેવા કાગડાને એક સ્ત્રી ઉડાડે છે, ત્યાં એનો પ્રિયતમ આવ્યાના સમાચાર મળતાં તો હાથ પર લોહી અનહદ ચડી જાય છે, હાથની ચૂડીના કટકા થઈ જાય છે, કાગડાને ઉડાડવા ઉગામેલ હાથમાં અર્ધી ચૂડી રહી જાય છે અને અર્ધી ચૂડી કાગડાની ડોકે પરોવાઈ જાય છે !

પણ આપણા બાળકની મધુર કલ્પના અને પિયાઘેલીની આ દર્દભરી કલ્પનાઓ સામે આપણે ત્યાં બાળકને એક જુદી જ કલ્પના મળે છે. બાલ્યા-વસ્થામાં જ વાતો, ટુચકાઓ, કહેવતો વગેરેમાં આવા પડઘા પડયા કરે છે કે 'જોયો નહિ તો કાગડા જેવો ! લુચ્ચો છે એ તો કાગડા જેવો ! આંખ જો ને કાગડા જેવી ! એ કાગડો તો વાણિયાના મોઢામાંથી યે દહીંથરું કાઢી આવશે. ઈ કાગડો કોરટમાં આવે એવો નથી !'

પછી તો વાર્તાઓ મળે છેઃ 'હંસની ચાલ્ય હાલતાં કાગડાની ય ભૂલીશ.'

દુહો પણ બોલી જાય છે કેઃ

**કરતા હોય સો કીજિયે, અવર ન કિજે કગ્ગ;**
**માથું રહે શેવાળમાં ને ઉપર રહે પગ્ગ.**

જૂની બાળપોથીમાં પંખીઓનાં વર્ણનમાં બાળકોને ભણાવાય કે :

**'સૌ પંખીમાં લુચ્ચા કાગડા છે.'**

પછી તો કાગડાના કાળા રંગ પર જ તડી બોલે છે. કોયલ સાથે સરખામણી થાય છે કે :

**કોયલડી ને કાગ, વાને વરતાયે નહિ,**
**(પણ) જીભલડીમાં જવાબ, સાચું સોરઠિયો ભણે.**

મીરાંબાઇ જેવાં ભજનિક પણ એના પરથી દાખલો લે છે કે :

**કોયલ ને કાગડો એક જ રંગી,**
**પણ કડવી છે કાગડાની વાણી રે....**

કાળો કાગડો અને એમાં એનો કર્કશ ગણાઇ ગયેલો રાગ ભળ્યો; પછી તો થઈ રહ્યું. કાગડાને ધકેલી મેલ્યો ક્યાંય નીચે. લુચ્ચામાંથી એ નીચ ગણાયો, પક્ષીસમાજમાં એને નીચમાં નીચ સ્થાન અપાઇ ગયું. સંસ્કૃતમાં તો રીતસર કહેવાયું કે :

**नराणां नापितो धूर्तः, पक्षीणां चैव वायसः ।**

માણસોમાં હજામ ધૂર્ત અને પક્ષીઓમાં કાગડો.

આ બધાને અંતે કાગડાને અપશુકનિયાળ પણ માની લેવાયો અને રામને વનવાસ મૂકવા જતા લક્ષ્મણજીને સીતાજી લોકગીતમાં કહે છે કે :

**પહેલી તે પોળમાં પેસતાં રે કાળા કાગ કળેળ્યા.**

**લખમણ ! લખમણ ! બંધવા રે આવે શુકને નો જાયેં;**
**આવે શુકને જો જાયેં રે, ફરી રામ ન મળીએં.**

વેવાઇને ફટાણાં ગાતાં પોપટને સૂરે ઉઠાડવાને બદલે સ્ત્રીઓએ ગાયું કે :

**મારે તે આંગણ લીંબડો,**
**લીંબડિયાનાં પાંખેરાં પાન, કે લીલૂડા વનનો કાગડો;**
**ત્યાં બેસી કાગો રાણો વાસિયા,**
**જગાડ્યા ચારે ભાઇ.**

અલબત્ત, ક્યારેક બગલા સાથે એની સરખામણી થઈ અને એના કાળા રંગની કદર થઈ ખરી:

**મન મેલા તન ઊજલા, બગલા સુંદર રૂપ,**
**તેથી તો કાગા ભલા, તનમન એક જ રૂપ.**

અને આ અપવાદ સમા કથનની જેમ, કાબર અને પોપટની સરખામણીમાં કાગડાને અનેક વાર્તાઓમાં ઉતારી પાડવા છતાં બાળકોએ એને સમત્વભાવે નીરખ્યો અને

**ફૂવા, ફૂવા, ફૂવા દેવા !**
**આંગણ આવ્યા કાગદેવા,**
**આલો પાણીડાં, ધોઉં ચાંચુડી,**
**ખાઉં કોઠીબું, બડુક બડુક વાગે...**

આ વાર્તામાં કોઠીંબું ખાતા કાગડાને ચાંચ ધોવા માટે અનેક સ્થળે ઘૂમતો બતાવીને પુરુષાર્થની પ્રતિમા રૂપે રજૂ કર્યો છે.

ઠેઠ રામાયણમાં પણ કાગડાના રૂપનો ભૂંડા સ્વરૂપે ઉપયોગ થઇ ગયો હતો.

ઇંદ્રનો પુત્ર જયંત સીતાજીના રૂપ પર મુગ્ધ થઇ ગયેલો. કેમ કરીને એ રૂપનો સ્પર્શ થાય? એણે કાગડાનું રૂપ લીધું. રામ સાથે વનવાસે નીકળેલાં સીતાજીને ચિત્રકુટમાં પગ પર એ ચાંચ મારી ગયો. રામે ઓળખ્યો. પાસે પડેલી સળીને બાણ રૂપ આપી કાગડા પર ફેંકી. સળી અતુલ બળવેગથી બાણ પેઠે એની પાછળ પડી. ઇંદ્ર, બ્રહ્મા, શંકર વગેરે પાસે બચવા માટે જયંતે શરણ માગ્યું, પણ ક્યાં યે શરણ ન મળતાં પાછો આવી રામના પગમાં પડયો. રામે ક્ષમા કરી બાણ તો પાછું ખેંચી લીધું, પણ એના કુકર્મની સજા રૂપે એની એક આંખ ફૂટેલી રાખી.

આ ઉપરથી તો આપણે ત્યાં લોકકલ્પના છે કે કાગડાને એક જ ડોળો હોય છે, જે બન્ને આંખોમાં ફેરવીને તે જોઈ શકે છે. આ કલ્પનાનું મૂળ કદાચ ઉપલો જયંતવાળો પ્રસંગ હોઇ શકે. કદાચ લોકકલ્પનામાં જ ઉપલી કથા રચાઈ હોય તો પણ ના નહિ. બીજું કારણ કદાચ એ હોય કે કાગડાની ચાંચ લાંબી અને આંખ સામે સીધી જ હોવાથી, જે બાજુ એને જોવું હોય એ બાજુ આખું માથું વાળવું પડે છે; આથી એક આંખ છે એમ મનાયું હોય.

પણ રામાયણમાં આવતા આ ક્ષુદ્ર પ્રસંગ પરથી જનતાએ કાગડાને નીચ કલ્પી લેવાનું કારણ ન હતું. કારણ કે કાગડાને રૂપે જ થઇ ગયેલ ઋષિ કાગભુશુંડીજીએ જ આખું રામમાહાત્મ્ય ગરુડજીને સંભળાવ્યું હતું. શા માટે? લંકાની લડાઇમાં મેઘનાદના બંધપાશથી જકડાઈ ગયેલા રામના પાશ ગરુડજીએ તોડેલા તે પરથી એમને મોહ થયેલો કે રામ સર્વાવતાર છતાં આટલુંયે કાં ન કરી શકયા? હું તો ભગવાનનું માત્ર વાહન છું, છતાં એ બંધન તોડી શકયો!

ગરુડજીને અભિમાન થયું. એ અભિમાનમાંથી મુંઝવણ ઉત્પન્ન થઇ. મુંઝવણમાંથી બચવા માટે એ રામમાહાત્મ્ય સાંભળવા બ્રહ્મા પાસે ગયા. બ્રહ્માએ મહાદેવજીનું નામ આપતાં ત્યાં ગયા. મહાદેવે એમને તળાવ-પાળે વડલા પર બેસી સૌ પંખીઓને રામમાહાત્મ્ય સંભળાવતા કાગભુશુંડીજીનું તપોવન બતાવ્યું. પક્ષીશ્રેષ્ઠ ગરુડજી પંખીસમાજમાં કનિષ્ઠ ગણાઈ ગયેલા કાગભુશુંડીજી પાસે ગયા. મોટાઇનો ગર્વ છોડીને રામમાહાત્મ્ય સાંભળ્યું ત્યારે જ મુંઝવણનું નિવારણ થયું. કાગભુશુંડીજી રામાયણના ભક્તોમાં મહાભક્ત ગણાય છે.

જેમ કાગડા માટે એક આંખની લોકકલ્પના છે એમ બીજી લોકકલ્પના કાગડો અમર હોવાની છે. સમુદ્રમંથન પછી ચંદ્રની ઓથે જે સમયે રાહુ અને કેતુ અમૃત પી જતા હતા ત્યારે એની પાછળ લપાઇને કાગડો પણ

અમૃતના છાંટા પી ગયેલો એમ આપણે ત્યાં કહેવાય છે. આ કલ્પના વહેતી થયાની પાછળ એ કારણુ ધારી શકાય કે સામાન્ય રીતે કાગડાનું આયુષ્ય ૧૦૦ વર્ષ જેટલું અંકાયું છે. આટલું લાંબું આયુષ્ય ભોગવતો કાગડો સમકાલીન પ્રજાજનોની નજરે સહેજે મરણુ પામતો ન દેખાય તેથી એના અમરત્વની વાત માની લેવાઇ હોવા સંભવ છે.

કાગડો અમર છે એ તો ઠીક, પણુ એ કાગડાનું માંસ ખાવામાં આવે તો માણુસ પોતે અમર થઇ જાય એમ કોઈએ કહેવાથી સુજ્ઞ અને તત્ત્વજ્ઞાની રાજા વીર વિક્રમે પણુ અંતકાલે ભૂલ ખાઇને કાગડાનું માંસ ખાધેલું. એથી એ બચ્યા તો નહિ પણુ ઊલટા ભ્રષ્ટ થયા. સુજ્ઞ માણુસો પણુ ભૂલ ખાઈ બેસે ત્યારે વીર વિક્રમનો આ દાખલો અપાય છે.

લીંબડીને સમૃદ્ધ કરનાર વીર વાણિયા ભામાશાને ઠાકોર હરિસિંહજીએ કોઈની ભંભેરણીથી દગાથી જેલમાં પૂરેલા. એ સમયે સનાળીના કશીઆભાઈ નામના ચારણે એમને ઠપકાનું ગીત સંભળાવતાં વીર વિક્રમના કાગડાનો પ્રસંગ મૂકતાં ગાયેલું કે :

**બચ્ચી વીર વીક્રમ જયું, અબકો કાગ તેં ખાયો,**
**ઠબકો બતાયો જાયો અબકો કુસંગ,**
**નાથ લીંબડીકા ! થાને નાણુંનો ખબકો નાયો,**
**સબકો ઠબકો આયો રાજા હરિસંગ !**

હે લીંબડીના નાથ ! લોકોના કુસંગને કારણે તેં ભામાશાને જેલમાં તો નાખ્યો, પણુ તેથી નાણુંથી છોળો તારા પાસે આવી ન પડી. ઊલટો બધાનો ઠપકો મળ્યો અને વીર વિક્રમની જેમ તેં કાગડો ખાધો.

(સૌરાષ્ટ્રની રસધાર ; ભાગ ૧)

પુરાણુ કરતાં યે જૂના સમયથી કાગડાનું આપણે ત્યાં સ્થાન છે. ગૃહસ્થ લોકોએ પોતાના ભોજનમાંથી પાંચ હવિ કાઢવા એવો ધર્મવિધિ અનુસાર નિયમ છે. એમાં 'વાયસાન્ન': કાગડાનો કોળીઓ પણુ કાઢવાની ફરજ નખાઇ છે. એ રીતે કાગડો આર્યો હિંદમાં આવ્યા ત્યારનું સાથીદાર જૂનું પંખી છે.

પછી તો પુરાણુ સમયના ક્રિયાકાંડના દિવસોમાં એને શ્રાદ્ધ સમયે 'વાસ' નાખવાની આજ્ઞા થઈ છે. આખું વર્ષ કાગડાને દેખીને ઉડાડી મૂકતા આપણા લોકો ભાદરવા માસમાં શ્રાદ્ધના દિવસોમાં 'કા......ગ વાસ, કા......ગ વાસ' એમ લાંબી રાડો નાખીને કાગડાને બોલાવે છે અને પિતૃઓના

શ્રાદ્ધ અર્થે ખીર-રોટલી ધર માથે નાખીને લહેરથી ખવરાવે છે. પરલોકે ગયેલા પિતૃઓ કાગડાને સ્વરૂપે આવીને શ્રાદ્ધ જમી જાય છે એવી શાસ્ત્રોક્ત માન્યતા બંધાઇ ગઇ છે. આ 'કાગ-વાસ'ને ચારણી કાવ્યોની બારમાસીમાં કોઇ ચારણ કવિએ ભાદરવા માસનું ખાસ અંગ ગણાવીને ગાયું છે કે

પખિયાં દન સોળ કિલોળમેં પ્રોખત,
કાગ-રખી મુખ ધ્રમ્મ કિયા-

(ભાદરવા માસમાં) શ્રાદ્ધના સોળ દિવસો સુધી લોકો પોતાના પિતૃઓને પોષવા માટે કાગ-ઋષિઓને મોઢે (ખીર નાખીને) ધર્મ કરે છે.

* * *

રામાયણ અને પુરાણો, લોકકથાઓ, કહેવતો અને ગીતોમાં આ રીતે જેને સ્થાન મળ્યું છે એ કાગડાનું સાચું સ્વરૂપ શું? એની સાચી પ્રવૃત્તિ શી? એનું સાચું જીવન શું?

કાગડા વિષેનાં મંતવ્યો પરથી સહેજે લાગે કે માણસજાત જાણે ગતાનુગતિક ન્યાયે ચાલનારી છે. માણસજાતે પ્રથમ તો કાગડાના કાળા રંગને વખોડી કાઢયો છે. ફળિયાના ઝાડ પર, આંગણાના ચોકમાં અને કયારેક ઓસરીના ઊંબરા સુધી આવી પહોંચતા એ કાગડાનો રંગ કોઈએ નીરખીને જોયો છે? એનામાં બે જ રંગ છે. આખે શરીરે કાળો અને ડોક, છાતી ને ગળા આસપાસ જાણે ગલપટ્ટો પહેર્યો હોય તેવો ભૂખરો ધોળો. પણ એનો કાળો રંગ ભૂંડોભૂખ તેજહીન નથી હોતો. સવારને પહોર સૂરજનાં બાળકિરણો એ કાળા રંગ પર પડતાં હોય ત્યારે એમાંથી જાંબલી અને લીલવા રંગની ઝાંખી ઝાંય અને ચળકારા ઊઠતા હોય છે. રંગની રીતે એ કોયલના રંગથી ખરાબ નથી, કાળિયાકોશીથી ઊતરતો નથી, પણ ભગવાનની દેવઘોડી ગણાઇ ગયેલી સમળી કરતાં તો ઘણો સારો છે. અલબત્ત, એનો રંગ આંખને આંજી દે એવો ભભકદાર નથી એ વાત સાચી.

એનો કંઠ? કા....કા....ના કકળાટ કરતો, કાનને પકાવી મૂકતો એનો એક જ અવાજ સૌના લક્ષ્ય પર આવ્યો છે. પણ સવારના પહોરમાં સૌ પંખીઓના ઉત્થાનની છડી પોકારતા એમના સમૂહ કા...કા...સ્વરમાં મુલાયમતા હોય છે. એ સ્વર જવા દઈએ તો પણ ઉનાળાના ખરા મધ્યાહ્ને લીંબડાના જૂથમાં એ 'કલૂં કલૂં કલૂં કલુંક...ટણુણુણુ ટુંક'નાં આવર્તન કરતો હોય છે એમાં એના ગળાની મીઠાશ હોય છે, સ્વરની વિવિધતા હોય છે, ઉનાળાના

ધોમ તડકામાં યે ટૂંકા સ્વરથી શાંત આંદોલન જમાવવાની એમાં શક્તિ હોય છે. અને ચોમાસામાં એનાં મોટાં થતાં આવતાં બચ્ચાં ખોરાકની રાહમાં લાલ મોં ઉઘાડી જે કાલાં વેણ કાઢે છે એ તો જગતમાત્રના બાળસ્વરૂપના કાલાઘેલા તોતડા શબ્દોની હરોળમાં બેસી શકે તેવાં જ હોય છે. છતાં યે એના રાગને કોયલના રાગ સાથે સરખાવીને સૌએ ઉતારી જ પાડયો છે.

પણ એને ઉતારી પાડવાનાં આ કારણો નજીવાં છે. ખરું કારણ એક બીજું જ છે. કાગડો આપણાં આંગણાં, ઉકરડા અને પાધરના કચરાનો ભંગી છે. જ્યાં જ્યાં ગંદકી ભાળે, જ્યાં કોહેલું અનાજ કે કીચડ ભાળે, ત્યાં કાગડો જઈ પહોંચે. ગંદકી ને કોહાણને એ ખાઇ જાય. આખા પ્રદેશને સાફ કરે. આટલા ખાતર જ લોકોએ એને ભંગી બનાવીને નીચ ગણી કાઢયો છે. આપણાં મેલાં ઉપાડનાર અને શહેર-ગામ ચોકખાં રાખનાર ઢેઢ-ભંગીઓને પણ જનસમાજે અસ્પૃશ્ય બનાવી દીધા છે એ જ ન્યાય કાગડા પર લાગુ પડયો છે. પણ આટ-આટલી ગંદકી ખાવા છતાં કાગડાનો દેહ કદી યે ગંદો જોયો છે? ગમે એવું કોહાણ કે માંસ ખાધા પછી પણ એનું ડીલ જુઓ તો સાવ ચોકખું, ચળ-કારા મારતું, હમણાં જ સ્નાન કરીને ચાલ્યો આવતો હોય તેવું.

એની નીડરતા અને ચાલાકીએ કદાચ માણસજાતને થકવી દીધી હોય તો યે ના નહિ. ભારે ચકોર અને ચાલાક પંખી; હિંમતવાન એટલું કે માણસના હાથમાંથી યે ખાદ્ય વસ્તુ ઉપાડી જવામાં એ પાછો ન હઠે. વાટકા, પ્યાલા તો એ ઘણી વાર ચાંચમાં ઉઠાવી જાય છે; પણ કયારેક તપેલાં સુદ્ધાં ઘસડી જવા સુધી પહોંચવામાં પાછો હઠતો નથી. રસોડા પાસે ઝપટો મારતો હોય, બજારમાં દુકાનદારોને થકવતો હોય અને રેંકડીવાળાઓને રાડ નખા-વતો હોય. પોતાની ધારી ચીજ ઉપાડી ગયે છૂટકો કરે. છતાં કોઇના લાગમાં આવીને માર ખાય તો તો એ કાગડો નહિ!

ચકોર તો એ એટલો બધો કે એને મારવા પાણો ઉઠાવીએ તો પણ જો એને ઉડાડવાનો આપણે ઢોંગ કરતા હોઈએ તો જાણે મનોભાવ સમજી શકતો હોય તેમ એ ઊડે જ નહિ. પણ છાનામાના એને સાચેસાચ મારવા જઈએ તે પહેલાં તો કયાં યે ઊડીને બેઠો હોય!

એકલા બેઠેલ કાગડાનો નિશાન ચીંધી શિકાર કરવો મુશ્કેલ ગણાય છે. એકાદ કાગડો મર્યો તો અસંખ્ય કાગડા ભેગા થઈ જવાના અને પિસ્તો-લમાંથી ચારે બાજુ ઊડતા છરાનો ભોગ બની કેટલા યે મરી જવાના. રાજ-કુમારોને નિશાનબાજી શીખવવાની શરૂઆતમાં કાગડા પ્રથમ લક્ષ્ય બને છે.

જનસમાજનો સંગ એને ભારે ગમે. જ્યાં જ્યાં માણુસજાત જાય ત્યાં કાગડો ઊભો જ હોય. દૂર દૂરનાં રેલ્વે–ટર્મીનસોનાં ઝૂંપડાં સુધી કે જંગલોમાં પડેલા એકલદોકલ નેસ સુધી એ ચાલ્યો જાય છે. એથી આઘો નહિ. માણુસો એ સ્થાન ખાલી કરે તો એ પણ આવતો રહે.

અલબત્ત, નીકળતાં નીકળતાં છૂટીછવાઈ જે ચીજ વસ્તુઓ રહે તેની જડતી કાગડાનાં ટોળાં લઇ રહે તે પછી જ તેઓ ત્યાંથી વિદાય લે. પોતાના પ્રિયતમ નાગના ગામનું પાધર નાગમદે છોડી ચાલી જાય છે ત્યારબાદ એ સ્થળે પહોંચેલ નાગ કાગડાના આ સ્વભાવનો સૂચક દુહો બોલે છે કે:

> નહિ વલોણું વાસમાં, નહિ પરભાતી રાગ,
> નાગમદેના નેસમાં, કાળા કળેળે કાગ.

અને પોતાના પ્રેમનો વિશ્વાસભંગ કરતા બરડાના રાજા મેહને ચારણ કન્યા ઊજળીએ પણ શ્રાપ આપેલો કે

> કળકળ કરશે કાગ, ધુમલીનો ધુમટ જશે;
> અંગડે લાગો આગ, રાણા તારા રાજમાં.

સવારના પહોરથી જ જુઓ તો એનું જીવન ક્રિયાશીલ અને સમૂહગત. ગામડાંની આસપાસનાં ઝાડોમાં એકી સાથે રાતવાસો કર્યો હોય ત્યાંથી સવારના ૫ા–૬ વાગતાં એ જાગે. ૧–૧ાા કલાક સુધી કા...કા...કરી પ્રભાતનાં ગળાં ખંખાળે. પછી ધીમે ધીમે ટોળાં બાંધી ચારો કરવા નીકળે. પણ સવારની એમની એ ટોળાં વળીને જવાની ક્રિયા મનોહારી હોય છે. ગામને પાદર છેલ્લા ઝાડ પર સેંકડો કાગડા ભેગા થાય, એમાંથી અમુક ટોળાં ઊડવા માંડે, થોડે ઊડી પાછાં ફરે; વળી ઊડે, વળી પાછાં આવે. અમુક આગળ ધપતા જાય, થોડાક બીજાને સાથે લેવા પાછા ફરતા જાય. લગભગ કલાક–દોઢ કલાક સુધી આ ક્રિયા ચાલે. એકી સાથે પાંખો વીંઝાવાથી સુસવાટા ઊભા થતા જાય અને ઉડ્ડયનનાં જાતજાતનાં સ્વરૂપ બતાવતા જાય. કલાક–દોઢ કલાક પછી તો ત્યાં એક પણ કાગડો ન હોય.

એવું જ દૃશ્ય સાંજનું. આખો દિવસ ચારો ચરી ગો–ધણને પાછા ફરવાને ટાણે એમનાં ટોળાં ગામ તરફ પાછાં વળે. અસંખ્ય કાગડાઓનાં જૂથ હારબંધ પાછાં ફરવા માંડે. ગામની ચારે બાજુ જાણે અખંડ પાણીના પૂર–પ્રવાહ બંધાઈ જાય. ગણીગણીને તથા જોઈજોઈને થાકીએ પણ એમનાં પૂર ન તૂટે એમની સંખ્યા જોઇને કદાચ એમ જ થાય કે ગામમાં

કાગડા સિવાય કોઈ બીજું પંખી વસતું જ નથી કે શું! એક એક ગામમાં ઓછામાં ઓછા ૧૦-૧૫ હજાર કાગડા સહેજે હોય એમ કલ્પાય છે.

સંધ્યા સમયે તેઓ આખા ગામને તેમના કાગારવથી ધ્રુજાવી મૂકે. મંદિરમાં થતા ઝાલરના ઘંટારવમાં ધીમે ધીમે એમના અવાજ ડૂબી જાય અને તેઓ ઝાડવાં માથે જંપી જાય. રાતના ક્યારેક જાગી કાં...કાં...કરી મૂકે; બાકી તો સવારના છ સુધી એકધારી ઊંઘ ખેંચી કાઢે. અલબત્ત, અજવાળી રાતોમાં એ નિરાંતે સૂતા નથી. થોડી થોડી વારે જાણે ચંદ્રના અજવાળાથી સૂર્ય ઊગ્યાનો ભ્રમ થતાં જાગી ઊઠતા હોય તેમ કાં...કાં...કરતા ઊડવા માંડે, એક ઝાડેથી બીજે ઝાડે લટાર પણ લગાવી આવે અને ઓછી ઊંઘવાળા લોકોને ખલેલ પહોંચાડી ગાળો અથવા પાણકાના ઘા ખાધા કરે.

પંખીઓની કેટલીક જાતિઓને વિનાશક તત્ત્વો વધુ અસર કરતાં હોઈ ધીમે ઘસાતી કે નાશ પામતી જાય છે. પણ કાગડાને એવાં વિનાશક તત્ત્વો ઓછાં અસર કરે છે. આથી એની જાત ખીલતી અને પાંગરતી જ જાય છે. એની સંખ્યાને કાંઈકે ય કાબૂમાં રાખનાર હોય તો તે ઘુવડ. (Eagle-owl) એને કાગડાનાં ઈંડાં બહુ ભાવે. રાતને સમયે કાગડાઓના માળા ઉપર એ તૂટી પડે અને એનાં ઈંડાંઓનો સોથ બોલાવી નાખે. જો એ કાગડાનાં આટલાં ઈંડાં ન ખાતું હોત તો કાગડા કેટલા વધી પડયા હોત એ કહેવાત નહિ.

પણ દિવસે જો ઘુવડ હાથ પડયું તો કાગડા મૂકે નહિ. એક સાથે સૌ પાછળ પડે, ચાંચોની ઝડી વરસાવે અને બિચારાને કયાં યે તગડી આવે. ઘુવડને જ શા માટે? ગરુડ આવે તો ગરુડ, અને સમળી એના માળા પાસે આવે તો સમળીની પણ પાછળ તેઓ પડે. એકસામટો હલ્લો કરી બિચારાંને કયાં યે તગડી આવે. એકલો કાગડો ગરુડ કે સમળીને મારવા જેટલો જોરાવર નથી પણ એની આખી જાત ભારે સંપીલી. એકાદ કાગડા પર સમળીએ કે ગરુડે ઝોંટ મારી એટલે મૂઓ પડયો જ સમજો. એક કાગડાના કકળાટે તો ઘડી-વારમાં અસંખ્ય કાગડા ભેગા મળીને મદદે ધાઈ પડે. એના આ સમૂહગત જોરથી પંખી-સમાજમાં કોઈ પણ પંખીને તેઓ પીંછ મુકાવતા ફરે છે. એને માથાનો મળ્યો છે એક માત્ર કાળીઓકોશી. એ વજ્રકાય ઠીંગુજી કોશિયાથી કાગડો ઊભી પૂછડીએ નાસે છે.

કાગડાનો ખોરાક જુઓ તો કચરો ને કોહાણ; ફળફળાદી પણ ખાય. પરંતુ વધારે તો એ માંસાહારી છે. અળશિયાં, સાપોલિયાં, ટીડડાં કે વાણિ-યાને એ દેખ્યા ન મૂકે. દિવસનો ઉંદર હાથ ચડયો તો માર્યો ન મૂકે

ચોમાસામાં દેડકાનો સોથ વાળી નાખે. અસંખ્ય જીવડાંને આરોગીને ખેતીને મદદગાર નીવડે. એના આ જીવાત-ખાઉ ગુણનું મૂલ્યાંકન કર્યું છે મલાયા દેશે. તે દેશમાં થતી કોપરી પર થતાં એક જાતનાં જીવડાં (Catterpillers) ભારે નુકશાન પહોંચાડતાં. તેના પર કાબૂ રાખવા માટે સિલોનમાંથી ૧૯૦૨માં કાગડાને લઈ જઈને તેની રીતસર ત્યાં વસાહત કરવામાં આવી છે. તેની ઉપયોગિતા જોઇને ઝાંઝીબાર પણ એને લઈ જવામાં આવ્યા છે.

ગામને પાદર ખડકાતાં મરેલાં ઢોરનાં હાડપિંજરોમાંથી માંસ ખાવા માટે ગીધ અને સમળીઓની સાથોસાથ એ બેઠા જ હોય. જે ઘરઆંગણે લીંબડો હોય તે આંગણું કાગડે વેરેલાં હાડકાં અને માંસના ટુકડાથી પવિત્ર થતું જ રહે ! આથી ચોખલિયાં લોકો ખિજાય અને કાગડાને સવારથી માંડી સાંજ સુધી ગાળો પીરસ્યા કરે. હાડકાં વેરનાર કાગડાને એ લોકો 'હાડિયો' જ કહે છે. એને આંગણામાંથી ટાળવા માટે લોકો એક તરકીબ કરે છે. કાગડાનાં થોડાં પીછાં બાંધીને લીંબડાની ડાળે ટીંગાડી દે છે; એને તેઓ 'હાડિયો' કહે છે. એ 'હાડિયા'ને જોઇને કાગડા ગોકીરો કરી ત્યાં ટોળે વળે છે, એના પર ઝપટો મારે છે; પણ એને ત્યાં ને ત્યાં જ ટીંગાતો જોઈને છેવટ ઊડી જાય છે અને એ સ્થાનનો મોટે ભાગે ત્યાગ કરે છે.

પણ આખા દિવસનું એનું મુખ્ય કામ કે ખોરાક કહો તો પંખીમાળાનાં ઈંડાં કહી શકાય. ઝાડેઝાડ કે વાડેવાડમાં ક્યાં ય ઈંડાંની ગંધ આવે કે એ પહોંચ્યો જ છે. ઈંડાં હાથથી જાય તો બચ્ચાંને ય ન છોડે. ઝાડની બખોલમાં ઊંડે ઊંડે મૂકેલાં ઈંડાં પણ બહાર ખેંચી કાઢે. માણસના પગસંચારથી કે પંખીના પાંખ-ફફડાટથી એને જાણ થાય એટલી જ વાર. એ ઈંડાંનો નાશ જ સમજવો રહ્યો. આખા પંખીસમાજનાં અર્ધાં ઉપરનાં ઈંડાંને કાગડાની જાત જ સાફ કરી નાખે છે એવો પક્ષીશાસ્ત્રીઓનો અંદાજ છે.

સૌ પંખીઓનાં ઈંડાંનો સોથ બોલાવનાર કાગડો પોતાનાં ઈંડાં અને બચ્ચાંનું ભારે રક્ષણ કરે છે. જાહેર રસ્તા પર લીંબડાનાં ઝાડ કે બાવળ પર એ માળા બાંધે છે. માળામાં જોઈએ તો જાતજાતની લાકડીઓ, વચમાં ઝાડની છાલ, ઘાસનાં મૂળિયાં વગેરેથી બાંધકામ કર્યું હોય. ભાવનગરમાં કૃષ્ણનગર આસપાસ આશરે સો જેટલા માળામાં લોઢાના સળિયા અમે જોયેલા. કૃષ્ણનગરના બાંધકામ વખતે ચારે બાજુ રખડતા સળિયાનો ઉપયોગ કરી કાગડાઓએ માળાને મજબૂત રીતે બાંધેલા. ગમે એટલું જોર કરીએ પણ વાળો ન ઊખડે એટલી મજબૂતીથી ડાળ સાથે વળ દઈ દીધો હોય. માળો બાંધવામાં કાગડીને

એ બધી ચીજો લાવી આપે અને ઈંડાં સેવવાથી માંડીને બચ્ચાં નીકળ્યા બાદ તેમને ચારો લાવી આપવાની બધી ક્રિયાઓમાં એ સાથે ને સાથે જ રહે.

મુંબઈમાં કાગડાના એક જોડાએ સોનારૂપાના ચશ્માના દાંડલાથી માળા બનાવેલા, જે દાંડલાઓની કિંમત આશરે ચારસો રૂપિયાની હતી. મદ્રાસની ટીન-બજારમાં ટીનનાં પતરાંનો બનાવેલો એક માળો હાથ લાગેલો.

કાગડાના માળા પરથી આપણા ખેડુતો વરસાદની આગાહી કલ્પે છે. તેઓ માને છે કે જે વર્ષે વરસાદ ઓછો પડવાનો હોય તે વર્ષે કાગડા માળા ઝાડમાં ઊંચી ડાળે બાંધે છે; જે વર્ષે વરસાદ વધુ થવાનો હોય તે વર્ષે માળા નીચેની ડાળોમાં બાંધે; અને જ્યારે વાવાઝોડાં કે તોફાનની સંભાવના હોય ત્યારે તેઓ માળા ઝાડની વચ્ચોવચ્ચ બાંધે છે.

જૂન-જુલાઈમાં એ ચારથી છ ઈંડાં મૂકે. પણ જે ઝાડ પર એણે માળો બાંધી ઈંડાં મૂક્યાં હોય ત્યાં એ ન કોઈ પંખીને છબવા દે કે ન કોઈ માણસને ટાંટિયો મૂકવા દે. કાગડા ઈંડાં મૂકે ત્યારે જ લીંબડા પર લીંબોળીઓ પાકે. વનફળના રસિયા રખડુ છોકરાઓ લીંબોળીઓ ખાવા લીંબડે ચડે, પણ કાગડાની ઠણુકોની ઝડી વરસે. આમ લીંબોળીઓ ખાવા જતાં કાગડા કે કાગડીની ઠણુકથી માથામાંથી લોહી નીકળ્યા સુધીનાં પરાક્રમો માટે અનેક રખડુ છોકરાઓ સાક્ષી આપી શકશે. ઈંડાં એ ચાર-પાંચ મૂકે છે. ઈંડાંનો રંગ લીલાશ પડતો વાદળી હોય છે અને તેમાં આછા કાળા રંગનાં છાંટણાં હોય છે.

પણ માણસજાત અને પંખીસમાજને લુચ્ચાઈ અને જોરથી પરેશાન કરતા કાગડાને પહોંચ્યો છે એક માત્ર કોયલ.

કાગડી ઈંડાં સેવવા બેસે કે પાસેના ઝાડ પર આવીને એ પોતાનો એક-ધારો ટહુકાર આદરે. કાગડો એનો ટહુકાર નથી સહી શકતો; એને નસાડવા તે પાછળ પડે. નર-કોયલ કાગડાને દૂર ખેંચી જાય. કાગડી પણ માળો છાંડી પાછળ પડે. પાછળથી માદા-કોયલ પોતાનાં ઈંડાં કાગડીના માળામાં મૂકી સિફતથી છટકી જાય. કેટલાક તો એમ પણ માને છે કે માદા-કોયલ જેટલાં પોતાનાં ઈંડાં મૂકે એટલાં કાગડીનાં ઈંડાં મારી નાખતી જાય. કોયલને તગડીને પાછી ફરેલી કાગડી એના કુદરતી સ્વભાવ અનુસાર ઈંડાં સેવવા માંડે. એને ખબર ન પડે કે પોતાનાં ઈંડાં ચાલ્યા ગયાં છે કે બીજાં મુકાઇ ગયાં છે. એને પોતાનાં કે પારકાં ઈંડાં પારખવાની શક્તિ નથી હોતી.

પંખીસમાજના પ્રયોગશાસ્ત્રીઓ આ સ્વભાવનું વિશેષ પારખું કરવા એના

માળામાં કાગડાના ઇંડાં જેવો અને જેવડો ગોલ્ફની રમતમાં રમાતો દડો મૂકી દે છે તો કાગડી એને પણ દિવસો સુધી સેવ્યા કરે છે.

જેમ ઈંડાં સેવવાં એ પંખીસમાજની સ્વભાવગત વસ્તુ છે એમ બચ્ચાં ઉછેરવાં એ પણ એમની સ્વભાવગત જ વસ્તુ છે. કોયલનાં ઇંડાં સેવ્યા પછી એમાંથી બચ્ચાં નીકળ્યા બાદ જરા યે ભેદભાવ રાખ્યા સિવાય કાગડોકાગડી કોયલનાં બચ્ચાંને ઉછેરે છે. કેટલીક વાર તો પોતાનાં બચ્ચાંને યે આઘાં ધકેલીને કોયલનાં બચ્ચાંનું વધારે લાલન કરે છે.

'ચોરી પર શિરજોરી' એવા ન્યાયે પારકા ઘરમાં પેસી ગયેલાં કોયલનાં બચ્ચાં ભારે બાઝકણાં હોય છે. માળામાં એની સાથોસાથ બેઠેલાં એનાં દૂધભાઈ સમાં કાગડાનાં બચ્ચાંને કોયલનાં બચ્ચાં ચાંચો મારીમારીને ધકેલ્યા કરે છે અને મોટાં થાય ત્યાં સુધી પજવ્યા કરે છે. છતાં યે કાગડો–કાગડી એના પર જરા યે રોષે ભરાતાં નથી અને પૂરેપૂરા વહાલથી કોયલનાં બચ્ચાંને ઉછેર્યા કરે છે. બચ્ચાં મોટાં થઇને ઊડતાં શીખે પછી યે ભારે ખાઉધરાં હોઇને કાગડા–કાગડી પાછળ ફર્યા કરે અને ચણની માગણી કર્યા કરે. ગમે એટલા ફેરા ખાવા પડે, છતાં કાગડો–કાગડી એને ખવરાવતાં ન કંટાળે.

આ સમયે તો કોયલનાં બચ્ચાં ગળામાંથી 'કા...કા...' ને બદલે સ્પષ્ટ કોયલ જેવો 'કુઉ...કુઉ...' અવાજ કાઢતાં થઇ ગયાં હોય છે, છતાં કોયલના અવાજને ન સાંખી શકતાં ને મારવા પાછળ પડતાં કાગડો–કાગડી એ બચ્ચાંનું તો સંપૂર્ણ હેતથી લાલન કરતાં હોય છે.

એથી યે આગળ વાત: કાગડો છે જીવાહારી; કોયલ તદ્દન વનસ્પતિ-આહારી: એટલે કાગડો પોતાનાં બચ્ચાંને જીવડાં શોધીને ખવરાવે છે અને કોયલનાં બચ્ચાંને ગમે ત્યાંથી લાવીને ફળફળાદી જ ખવરાવે છે. કાગડાનાં બચ્ચાં કરતાં વિશેષ ખાઉધરાં અને બટકબોલાં કોયલનાં બચ્ચાંને આખો દિવસ હથેળીમાં નચાવે એમ ખવરાવીને એ ઉછેરે છે.

જે સમયે કોયલ આંબાની ઘટાઓમાં લહેરથી ગાનના ટહુકાર સંભળાવતો હોય છે તે જ સમયે કાગડો એનાં બચ્ચાંને ચાંચોના માર ખાતોખાતો યે આ રીતે હેતથી ઉછેરતો હોય છે. જાણે અન્ય પંખીઓનાં ઇંડાંને ખાઇ જવાનું પ્રાયશ્ચિત્ત આ રીતે પારકાં જણ્યાંને ઉછેરીને વાળી ન રહ્યો હોય!

અત્યાર સુધી જેની વાત કરી એ કાગડો તે ગળા પર ધોળા પટ્ટાવાળો આપણે ઘેર ઘેર દેખાતો કાગડો: એનું અંગ્રેજી નામ The House-Crow.

* * *

## ૨ : કાશીનો કાગડો



સંપૂર્ણ કાળો 'કાશીનો કાગડો'

આપણે ત્યાં કાગડાની એક બીજી જાત થાય છે. એનું અંગ્રેજી નામ The Jungle Crow: વગડાઉ કાગડો. આપણા લોકો એને કાશીનો કાગડો કહે છે. કાશી તરફ આવા કાગડાઓની એક જાત થાય છે. આપણા જૂના જાત્રાળુઓએ ત્યાં એ કાગડા વિશેષ જોયા હશે અને કદાચ આ નામ આપ્યું હશે. એનું બીજું નામ 'ગિર–કાગડો.' ગિરનાં જંગલોમાં એનું રહેઠાણ છે તેથી એ નામ મળ્યું લાગે છે. આપણા સામાન્ય કાગડા કરતાં એ દેહમાં મોટો અને આખે શરીરે કાળો હોય છે. એનો કાળો રંગ પણ ભારે ચળકાટ મારે. વધારે એ જંગલનો વાસી છે, પણ ધીમે ધીમે માનવસમાજમાં આવતો જાય છે અને એકલા જંગલમાં ન રહેતાં શહેર અને ગામડાંમાં આગળ વધતો જાય છે.

આપણે ત્યાં કાઠિયાવાડમાં એ બધા પ્રદેશમાં નથી વસતો. ઝાલાવાડ જેવા સાવ સુક્કા પ્રદેશમાં એને રહેવું નથી ફાવતું. ગોહિલવાડ, સોરઠ અને થોડાક હાલારના વધારે ઝાડવાળા ભાગમાં એ વસે છે.

એનું જીવન જોયું હોય તો આપણા સામાન્ય કાગડા જેવું જ. ફળફળાદિ, જીવડાં, ગરોળીઓ, ઉંદરડા, ઈંડાં ખાતા ફરે, મૃતપશુના અવશેષો ઉડાવ્યા કરે અને ઊંચે ઊંચે ઊડયા કરે. એની એક વિશિષ્ટ ટેવ નોંધાઈ છે: જમીન પર દેડકું ઠેકતું જુએ કે નીચે ઊતરીને એને આકાશમાં ઉપાડી જવાનો અને ત્યાંથી વારંવાર નીચે નાખીને એના ફોદા કાઢી નાખવાનો. ત્યારબાદ લહેરથી એ ફોદા ખાધા કરે.

ઉત્તર હિંદ, કાશ્મીર અને સરહદ તરફ Raven અને Jackdaw નામના કાગડાઓની જાતો થાય છે ખરી, પણ આપણે તેમની સાથે કશો સંબંધ નથી.

## ગામડાંના ગાડાં–મારગ ગજાવનારાં

# લેલાં



**સા**ત હતી બહેનો. સાતે વચ્ચે એક જ ભાઈ. ભાઈ ઉપર બહેનોનાં અનોધાં હેત. બહેનોને એક જ ગામ પરણાવેલી. ઘણે વરસે ભાઈ બહેનોને મળવા આવ્યો. ગામને પાદર છાણ મેળવા આવેલ બહેનોને ભાઈ સામો મળ્યો. ભાઈને જોતાં સૂંડલા મૂકીને સાતે બહેનો ભાઈને પોતપોતાને ઘેર તેડી જવા તાણખેંચ કરવા લાગી. સાત સરખી વહાલી બહેનોમાં કોને ત્યાં જવું એ મૂંઝવણમાં ભાઈ ઊભો હતો ત્યાં સાતે બહેનો ખેંચવા મંડી. એકે ઝાલ્યો એક હાથ, બીજીએ બીજો હાથ; કોઈએ માથું, તો કોઈએ પગ; માંડી ખેંચાખેંચ. ભાઈ બૂમો મારતો રહ્યો અને બહેનોની ખેંચાખેંચમાં એનો જીવ ઊડી ગયો.

ભાઈને ઢળી પડેલો જોઈને બહેનોને ભાન આવ્યું. સાતે રોવા મંડી અને એકબીજીને ગુનેગાર ઠરાવવા સામસામા હાથ કરીને બોલવા માંડીઃ 'તેં માર્યો! તેં માર્યો! તેં...તેં...તેં...' એમ એકબીજીને દોષ દેતી ને સામસામી મારતી પીટતી સાતે બહેનો ત્યાં ને ત્યાં મરી ગઈ. મરીને સાતે બહેનો

લલેડી સરજી. મર્યા પછી યે એકબીજા સામે પરભવનું દોષારોપણ કર્યા જ કરે છે કે 'તેં...તેં...તેં.'

આ લોકકથાના અતિ કલ્પિત ભાગને જવા દઈને જોઈએ તો લેલાં વિષેનું આ કથાનક તેમના લડવાડિયા સ્વભાવનું આબેહૂબ દર્શન રજૂ કરે છે.

ગામ છોડીને પાદર વટાવો કે રસ્તાની બન્ને બાજુ આવેલાં ઝાડની નીચે આહાર શોધતાં લેલાં ઘડીએ ઘડીએ એકબીજા સાથે ભટકાઈ પડવાનાં અને 'તેં...તેં...તેં' કરીને લડી પડવાનાં. ગમે તેવા વિચારમાં કે કામમાં એ રસ્તેથી ચાલ્યા જતા હો, પણ એમનો 'તેંકારો' અચૂક તમારું ધ્યાન ખેંચવાનો. એમની આ લડાયક વૃત્તિના દાખલા તો એટલે સુધી નોંધાયા છે કે એકાદ ફળ માટે બે લેલાં લડતાં હોય, એ ફળ ત્રીજું લેલું ખાઈ જાય તો યે પેલાં બેની લડાઈ ચાલ્યા જ કરતી હોય. અને આવી લડાઈ કયારેક જ ઊભી થતી હોય છે તેવું નથી. લેલાં સમૂહચારી પંખી છે; એટલે સવારથી માંડીને સાંજ સુધી એમનું આહાર–શોધન સમૂહમાં જ ચાલતું હોય છે; તેથી ઘડીએ વારે લડાઈના પ્રસંગો ઊભા થયા જ કરે. ઘડીક બાઝે, ઘડીક શાંત; ઘડીક બાઝે, ઘડીક શાંત એમ આખો દિવસ વ્યવહાર ચાલ્યા કરે.

અંદરોઅંદર ભલે તેઓ આ રીતે આખો દિવસ બાઝયા કરે; પણ જો તેમનામાંના એકાદ પાસેથી અન્ય કોઈ પંખી આહાર પડાવી લેવા આવે તો એ મર્યું પડયું જ સમજો. ઘડીક વાર પહેલાંનું એકબીજા પ્રત્યેનું વેર ભૂલી જઈને, લેલાં સંગઠન રચીને હલ્લો કરનારનો પૂરેપૂરો સામનો કરવાનાં અને તેને ભૂંડે હાલે નસાડવાનાં. આથી તો જ્યાં લેલાં રખડતાં હોય ત્યાં સામાન્ય રીતે અન્ય પંખીઓ પગ દેતાં નથી હોતાં. એમનો આ લડવાડિયો સ્વભાવ શકરા જેવા શિકારી પંખીને પણ ભારે પડી જતો હોવાના દાખલા નોંધાયા છે. ઢીલાઢફ શરીરે રખડતાં લેલાં પર કાચુંપોચું ભાળી જઈને ભૂલભૂલમાં યે શકરો ઝપટ મારે તો શિકાર બનેલું પંખી પોતે એને પકડીને લોટપોટ થઈને બેસી જાય અને 'તેં...તેં...'ના અવાજથી રક્ષણની બૂમ મારવા લાગે. એની આ બૂમ પડી ન પડી ત્યાં તો અડખેપડખે ઘુમતાં લેલાં માર માર કરતાં આવી પહોંચે; આવતાં પહેલાં તો 'તેં...તેં...'ના વાતાવરણ–ભેદતા અવાજથી કોલાહલ મચાવી મૂકે અને આવીને શકરાને પીંખવા જ મંડી પડે. શકરો પકડેલ લેલાને મૂકે ત્યારે જ તેઓ છોડે. સ્વજાતિ માટેનો એમનો આ લડાયક સ્વરક્ષક સ્વભાવ વધારે ઉન્નત થઈને એકબીજા માટે સહન કરવા સુધી પહોંચ્યો છે. શિકારીઓ એમને પકડીને પીંજરામાં પૂરી દે અને

ત્યારબાદ એમાંથી એકાદને છોડી મૂકે તો ત્યાંથી એ ઊડી જવાનું નહિ. પીંજરા આસપાસ આંટા માર્યા કરવાનું અને બારણું ઊઘડે તો સામે ચાલીને અંદર જઈને બેસી જવાનું !

પક્ષીઓને પકડવા માટે શિકારીઓ "લાસો' (Bird-lime) નામનો એક ચીકણો પદાર્થ બેલાખિયા પર ચોડીને વગડામાં મૂકે છે. તેના પર ભૂલભૂલમાં બેસી જતાં વેંત જ પંખી મજબૂત રીતે ચોટી જાય છે. આ રીતે જો એકાદ લેલું ચોટી જાય તો, શિકારીની પરવા રાખ્યા વગર બીજાં લેલાં એ લાસો ઉખેડવા પહોંચી જાય. ભલે પછી શિકારી એમને પણ પકડી લે.

આ ઉપરાંત, એકબીજા સાથે આખો દિવસ બાઝતાં છતાં, નવરાશ મળ્યે નાની છોડીઓ એક બીજાના માથામાંથી જૂઓ વીણતી હોય તેમ લેલાં એકબીજાંનાં પીછાંમાંથી જીવાત વીણી ખાતાં હોય છે. અલબત્ત વીણતાં વીણતાં યે નાની બાબતમાં વિરોધ પડે તો વળી 'તેં...તેં...' કરતાં બાઝી પડે ખરાં.

પોતાની જાતિ માટે જ તેઓ આ રીતે મદદગાર થાય છે તેવું નથી. ગામની વચ્ચે સર્પ, બિલાડી કે અન્ય ભયસ્થાન દેખાતાં જેમ કાબર કલબલાટ કરી મૂકે છે, તેમ ગામ બહાર આવું કોઈ ભયસ્થાન પંખીજગત માટે દેખાય કે તરત જ લેલાં 'તેં...તેં...'નો ચેતવણી-સુર પોકારે, સૌને સજાગ કરે અને 'તેં...તેં...' કરતાં સાપ-બિલાડી પર ઝપટો મારીને, અન્યનો તેમાં સાથ મેળવીને નસાડયે છૂટકો કરે.

લેલાંનો આવો પક્ષી-હિતકારક સ્વભાવ હોવા છતાં શરૂઆતમાં મૂકેલ વાર્તા સિવાય લોકવાર્તામાં અને 'લેલી બિચારી લેલડી રે, લેલીનાં લગન લખિયાં રે'...એવાં એકાદ-બે અસંબદ્ધ ગીત સિવાય એનું લોકગીતમાં ખાસ સ્થાન નથી. કદાચ એના અનાકર્ષક રંગેએ આમાં ભાગ ભજવ્યો હોય તો ના નહિ. કાબરથી સહેજ મોટા એના આખા દેહને ધૂળિયા રંગે લીંપી દીધો છે. કેટલીક ધૂળમાં પણ તેજ રંગ હોય છે; પણ લેલાંનો રંગ તો આડી શેરીની વહરી ધૂળ જેવો જ. એવા ધૂળિયા રંગમાં સફેદ કુંડાળાં ધરાવતી પીળી આંખો, પીળી ચાંચ અને પીળા પગ. પરંતુ ધૂળિયા દેહ વચ્ચે આવીને રહેલો આ પીળો રંગ પણ તેજ હારી બેઠેલો દીસે છે. ઢીલાઢફ દેહ માથે આવો રંગ વિશેષ વિરૂપ દેખાય છે. પૂછડી પાછળ લટકે. પણ જાણે એને ભારરૂપ લાગતી હોય તેમ લબડતી હોય.

આખો દિવસ ધૂળ વચ્ચે જ રખડવાનું હોવાથી એના દેહે ધૂળ સાથે

એટલું આત્મૈક્ય સાધી લીધું છે. લેલાંના આવા વિરૂપ રંગે આમજનતાનું ખાસ લક્ષ્ય ખેંચ્યું ન હોય તો એમાં જનસમાજનો ખાસ દોષ કાઢી શકાય એવું નથી. અલબત્ત, કોઈક ઉત્તર હિન્દુસ્તાની ભક્તજને તો એના આવા વિરૂપ દેહમાંથી યે બોધ ખેંચવા પ્રયત્ન કર્યો છે કે :

> शब्द तुमारा ऊजला, चीडियां क्यों कारी,
> तुही तुही निसदिन करुं, बिरहाकी मारी.

હે લેલી, 'તુંહી' 'તુંહી' એવા પ્રભુનામ જપતા તારા શબ્દો તો ઊજળા છે, પણ તારું રૂપ આટલું વિરૂપ કાં ? લેલી જવાબ દે છે કે:

આખો દિવસ 'તુંહી' 'તુંહી' નામ જપતી પ્રભુ–વિરહથી ભટકયા કરું છું, તેથી આવી કાળી થઈ ગઈ છું.

બિચારા સંતે એના શબ્દમાંથી ઉપદેશ તારવવા પ્રયત્ન કર્યો ખરો, પણ બિચારી 'લેલી'ને 'ચીડિયાં' કહી અને 'વિરૂપ'ને બદલે 'કારી' કહીઃ એ જ બતાવે છે કે ઉપદેશ તાણી ખેંચીને ઊભો કર્યો છે.

બાકી લેલાંનો રંગ એમને પોતાને તો ભારે મદદગાર થયો છે. આખા દિવસનો એમનો વ્યવસાય ઝાડ નીચેથી પડયાં પાંદડાંના ઢગલામાંથી અને ખેતરોમાંથી જીવાત વીણી ખાવાનો. એ સમયે જમીન સાથે એકરૂપ થઇ ગયેલો રંગ એમના આગમનની જાણ થવા દેતો નથી અને એમનું આહાર–કાર્ય નિર્વિઘ્ને ચાલી શકે છે. આખો દિવસ એનાં ટોળાં બે પગે કૂદ... કૂદ કરતાં જાય, પાંદડાં ઉથલાવતાં જાય, જીવડાં વીણતાં જાય અને આહાર મેળવતાં જાય. ચકલી અને કાબરની જેમ લેલાં બન્ને પગે સાથે જ કૂદી શકે છે. આ રીતે તેઓ જીવાતને આખો દિવસ સાફ કરતાં હોઇ ખેતીમાં ઘણાં મદદગાર ગણાયાં છે અને સરકાર તરફથી રક્ષિત પંખીઓની નામાવલિમાં મુકાયાં છે.

જમીન પરથી જીવાત ખાવા ઉપરાંત ઝાડની છાલમાં ભરાયેલ જીવાત પણ એ ખાતાં હોય છે. આ જીવાત ખાવાની એની રીત ભારે વિચિત્ર હોય છે. એ માટે લેલાં પ્રથમ થડથી ઉપર ચડવાનું શરૂ કરે. ફક્ત પગ ભરાવતાં જાય, જીવડાં વીણતાં જાય અને ઊંચે ઊંચે ચડતાં જાય. ઠેઠ ડાળીની ટોચે પહોંચ્યા બાદ ઊડીને નીચે આવે અને ફરી પાછાં એ જ રીતે ચડવાની શરૂઆત કરે. આ રીતે ખોરાક મેળવવાથી એના પગમાં ભારે જોર આવી ગયું છે. શકરા જેવા પંખીને ચાંચ કરતાં પગની ઝપટથી જ તેઓ હેરાનપરેશાન

કરી મૂકે છે. ઝીણી જીવાત ઉપરાંત નીચે પડેલાં ટેટા, ટેટી, લીંબોળી વગેરે ફળ અને ગરોળી, દેડકાં વગેરે મોટાં જીવ એ ખાતાં દેખાયાં છે.

આહાર મેળવતાં મેળવતાં 'ટે...અ' 'ટે...અ' એવા ટૂંકા સ્વરથી હોંકારો દીધે જતાં હોય. જાણે પશ્ચાદ્‌ભૂ સંગીત પૂર્યે ન જતાં હોય! પણ પેટપૂર આહાર પામ્યા બાદ નવરાશ મળતાં વેંત 'તેં...તેં...'નું દ્રુતવિલંબિત ગાન શરૂ કરી દે. એમનો એકધારો આ 'તેં'–સ્વર કર્કશ મનાયો છે, પણ ગામડાંના ગાડામાર્ગનું તો એ ભૂષણ બની ગયો છે. ગાડામાર્ગની બન્ને બાજુ આવેલ થોર, બાવળ, બોરડી અને કેરડાંની વાડ વચ્ચે રખડતાં અને 'તેં...તેં...' કરતાં લેલાં જાણે નિસ્તબ્ધ વગડાની એકલતા ઉડાડતાં હોય તેવું લાગે છે. ભલે એમાં એકધારો એક જ સુર રહ્યો, પણ સમભાવથી સાંભળનારને એ સુરમાં પણ મીઠાશ તો દેખાવાની.

તદ્દન સુનકાર વગડા વચ્ચે એક ઝૂંડથી બોલેલ લેલાંનો જવાબ સામે ઝૂંડથી બીજું લેલું આપે અને તેનો જવાબ ત્રીજું લેલું આપે. આમ થોડા સમયમાં એમના 'તેં...' સ્વરનો ચક્રાકાર ગોઠવાઇ જાય અને આખા વગડાને ગજવતું અને વાતાવરણને અદ્ધર તોળી લેતું એક સમૂહગાન ઊભું થઇ જાય. જાણે આ 'તેં...તેં...'ના દોઢારોપણનો ચકરાવો આખા વગડાને ભીડો લઇને વીંટી દેશે કે શું? પા કલાક, ક્યારેક અર્ધો અર્ધો કલાક સતત એ ટેંટારવ ચાલ્યા કરે. અચાનક એ સુરાવલિ બંધ થઇ જાય અને 'ટે...અ' 'ટે...અ' એવા ટૂંકપદી બોલ બોલતાં તેઓ ઝૂંડમાં સંતાઇ જાય. ફરી પાછાં નવરાં પડયાં કે વગડો વીંધતું સમૂહગાન ઊભું થયું જ છે. આ રીતે ખરે બપોરે સૂતા વગડાને જીવંત રાખતાં હોય તો આ લેલાં જ. એ સમયે બીજાં પંખી ગરમીથી ત્રાસીને માળામાં કે ઝાડમાં લપાઇ મોં બંધ કરીને બેઠાં હોય, એટલે લેલાંના ગાનમાં કોઇની ડખલ પણ ન હોય. જાણે બપોરના એકલ સમય પર લેલાંનું જ સામ્રાજ્ય ન હોય! આ જાતનો બડબડાટ કરવાથી એ પોતે તો કંટાળે જ નહિ. આથી તો આપણે ત્યાં એ 'પીંજારાં' 'ટેંટારાં' એવાં એવાં નામથી જાણીતાં થયાં છે. એનું અંગ્રેજી નામ છે The Jungle Babbler: 'ધી જંગલ બેબ્લર' છે. એનો અર્થ પણ 'બડબડિયાં' જ થાય છે!

એનું હિંદી નામ છે 'સાત–ભૈ.' આપણી સાત બહેનોની લોકકથા જેવું જ એ નામ. એનું અંગ્રેજીમાં પણ બીજું નામ છે: The Seven Sisters 'સાત બહેન.' આ નામો તો સમૂહ–સ્વરૂપે ફરતાં આ પંખીની સંખ્યા પરથી પડયાં

લાગે છે. પણ એના એક ટોળામાં સાત જ પંખી હોય તેવું નહિ; પાંચ પણ હોય અને દસ પણ હોય. પણ સાત સંખ્યાની આસપાસ રહેતા એના ટોળાને જનતામાં અતિપરિચિત સાતનો આંકડો આપી દેવાયો લાગે છે.

પગ અને કંઠમાં સારી શક્તિ ધરાવતાં આ પંખીની પાંખો ઘણી નબળી લાગે છે. આ પંખીને જાણે ઊડતાં આવડતું જ નથી. ઊડવા છતાં યે એમાં વેઠ ઉતારતું હોય તેમ જ લાગે. પોતાના દેહને જમીન સાથે જ આખો દિવસ જડી દેતા એ પંખીને કદાચ એમ થયું હોય કે આવી વિરૂપતાનું પ્રદર્શન ઊડીને જાહેરમાં ક્યાં ભરવું? મોટે ભાગે તો કૂદકા મારતું મારતું જ ફર્યા કરે, પણ ક્યારેક જો રસ્તાને આ છેડેથી બીજે છેડે જવું હોય તો જોઈ લો એના હાલહવાલ! દસ ડગલાં ઊડતાં યે જાણે હમણાં પડ્યું કે પડશે એમ દેહને હિલોળતું માંડ એટલું અંતર પૂરું કરે. જો વધારે અંતર ઊડવાનું હોય તો થોડે થોડે અંતરે ઊતરતું જાય, થાકોલા ખાતું જાય અને મોડું મોડું ધારેલે સ્થળે પહોંચે. આટલું ઊડતાં ઊડતાં યે જાણે પાંખને ભારે પરિશ્રમ આપી દેવો પડતો હોય તેમ પૂરા વેગથી, પટ પટ પટ બોલે એમ પાંખો વીંઝી નાખે. બધાં લેલાં ઊડે સાથે, પણ આડાંઅવળાં. એક જાય આમ અને બીજું જાય તેમ. રંગની સાથે ઊડવામાં યે વિરૂપ બનેલાં આ પંખી માત્ર ઊંચી ડાળીએથી નીચે ઉતરવું હોય ત્યારે, કે સામાન્ય ઉડ્ડયન પૂરું થવા આવતું હોય ત્યારે પાંખો પહોળી કરીને દેહને તરતો મૂકી દે છે. લચક લેતું લેતું એ દમામભેર નીચે ઊતરીને એકધારા વિરૂપ જીવનમાં સુંદરતાનો એક પ્રસંગ મૂકી જાય છે.

મોટે ભાગે જમીન પર જ જીવન વિતાવતું આ પંખી માળા તો ઝાડમાં ઊંચે ઊંચે જ બાંધે છે. લીંબડાની સળીઓ અને વડવાઈની સાંગરીઓથી ગૂંથીને એ સરસ માળો બનાવે. એમાં ત્રણથી ચાર ઘેરા વાદળી રંગનાં ઈંડાં મૂકે. પણ અહીં વળી એના જીવનની એક અદ્ભુતતા આવે છે. કાગડા જેવું લુચ્ચું પ્રાણી કોયલનાં ઈંડાં સેવે છે, તેમ કોયલના વર્ગનાં અન્ય પંખી ચાતક અને બપૈયા લેલાંના માળામાં પોતાનાં ઈંડાં મૂકીને તેમની પાસે બચ્ચાંને ઉછેરાવે છે. દૂરથી શકરા જેવો દેખાતો બપૈયો લેલાંના માળા પાસે આવે છે ત્યારે ડરથી લેલાં ઊડી જાય



લેલાંનું બચ્ચું

છે; તે દરમ્યાન બપૈયાની માદા એના માળામાં ઈંડાં મૂકીને રવાના થઈ જાય છે. ચાતક–બપૈયાનાં ઈંડાં લેલાંનાં ઈંડાંને એટલાં મળતાં હોય છે કે નિષ્ણાત પક્ષી–વિશારદોને પણ તારવવાં મુશ્કેલ પડે.

ઈંડાં સેવી રહ્યા બાદ ચાતક–બપૈયાનાં બચ્ચાં નીકળે. તેને 'તેં...તેં' જેવા મીઠાશવિહીન એકપદી શબ્દ બોલતાં લેલાં આહાર લાવીલાવીને ખવરાવ્યા કરે અને પેલાં બચ્ચાં સુંદર રાગયુક્ત શબ્દોથી જવાબ આપતાં મોટાં થતાં જાય. વિધિની પણ વિચિત્રતા છે ને! ક્યાં સંગીતવિહીન લેલાં અને ક્યાં તેમને ત્યાં ઊછરનાર, પક્ષીજગતમાં અસામાન્ય ગાયકનું સ્થાન ધરાવતા ચાતક અને બપૈયા! મોટાં થઈને ચાતક–બપૈયાનાં બચ્ચાં જ્યારે વનવગડાને પોતાના ગાનની મીઠાશથી છાઈ દેતાં હોય છે ત્યારે જનસમાજ એને સાંભળવા ઉત્સુક મને આથડતો હોય છે; અને એ જ સમયે એમને ઉછેરનાર 'તેં...તેં...' કરતાં લેલાંથી દૂર ભાગતો હોય છે!

## ૨ : બડબડિયાં



ઊડતું બડબડિયું

તદ્દન રૂપવિહીન અને સંગીત–વિહીન આ લેલાંની અંદર એક જાત અપવાદ છે. એનું નામ બડબડિયું.

આપણા લેલા કરતાં જરાક નાનું, પણ એના શરી-રનો રંગ આક-ર્ષક. ડીલનો ઉપ-રનો ભાગ બદામી. એની વચ્ચે પીંછે પીંછે આછાં ટપકાં. આખે શરીરે ચટાપટા તો ખરા જ. ડોકની નીચે આછું સફેદ. આવા આછા રંગને કાંઈક મનોહર બનાવે છે એનું સુગઠિત શરીર. કંડાર્યો હોય તેવો ઘાટીલો દેહ. પણ એની પૂછડીનાં છેવાડાનાં પીછાં ચડ–ઊતરિયાં. ઊડે ત્યારે ભારે સુંદર લાગે.

આ બડબડિયું ગામને પાદર પણ નથી ઢૂકતું. વગડાની વચ્ચે જ મોટે ભાગે કેરડા, બોરડી અને થોરનાં ઝૂંડની અંદર એ ભટકતું હોય છે. એના દેહની જેમ એના સંગીત અને ઉડ્ડયનમાં પણ મીઠાશ અને વ્યવસ્થા છે. બોરડી કે કેરડાનાં ઝૂંડની અંદર ઉપર–નીચે આવતાં જતાં એ મીઠો તીણો ટૂંકો શબ્દ કર્યે જતાં હોય. ક્યારેક બડ્ બડ્ બડ્ બડ્ એવા દ્વિપદી ગાનની ૧૦–૧૫ શબ્દો સુધીની એકધારી પરંપરા રચી નાખે. એનો આ 'બડ્ બડ્' શબ્દ વાંચવામાં લાગે છે તેવો કર્ણકર્કશ નથી; ઊલટો કર્ણમધુર છે. એના રણકારમાં રહેલી મીઠાશનો ખ્યાલ તો એને સાંભળવાથી જ આવી શકે. એના આ 'બડ્ બડ્' શબ્દને કારણે જ એને બડબડિયું કહે છે.

પણ આ શબ્દથી આગળ વધીને એ એક ત્રિપદી ગાન ગાય છે એમાં બપૈયાના 'પો...પિયા' એવા શબ્દોનું આછું દર્શન થાય છે. એ ત્રિપદી ગાન ભારે સુંદર છે. ક્યારેક તો આબેહૂબ બપૈયાનું નાજુક અનુકરણ હોય તેવું જ લાગે છે. આ બડબડિયાંના માળામાં પણ ચાતક–બપૈયા ઈંડાં મૂકી જાય છે; એટલે ક્યારેક શંકા થઇ જાય ખરી કે બપૈયાનાં બચ્ચાં ઉછેરતાં ઉછેરતાં એના સહવાસમાં તો આ બડબડિયું આટલું સંગીત નહિ શીખી ગયું હોય ને ?

જેવું સંગીતનું, તેવું જ ઉડ્ડયનનું. બડબડિયું લેલાંની જેમ ઊડવામાં વિરૂપ નથી. એનું ઉડ્ડયન પદ્ધતિસર છે. મુખ્યત્વે સમૂહમાં જ રહેતા એ પંખીને એક ઝાંખરેથી બીજે ઝાંખરે જવું હોય તો પ્રથમ એક પંખી ઊડે, એની પાછળ બીજું, પછી ત્રીજું, ચોથું; એમ બરાબર ક્રમબદ્ધ ઊડે. બે પાંખ પહોળી કરીને, ઓછા ફફડાટે હવાને દબાવતાં દબાવતાં એ દેહને સુંદર રીતે તોળીને એરોપ્લેનની જેમ ઊડયે જતાં હોય અને બે ઝાંખરાં વચ્ચે હારમાળા બાંધી દેતાં હોય. એમની આ વિશિષ્ટ ઉડ્ડયન–પદ્ધતિને લીધે તરત જ નજરે ચડી જાય અને વગડામાં ચાલ્યા જતા કોઇ અજાણ્યાને પણ ઓળખાઇ જાય.

બડબડિયાંનો આહાર પણ જીવાત. મુખ્યત્વે ઝાંખરામાંથી જ મેળવી લે. એના માળા પણ એ ઝાંખરામાં જ નાનકડા વાટકા જેવા આકારે સરસ રીતે ગૂંથીને બાંધે. એનાં ઈંડાં પણ આસમાની જ.

આ બડબડિયાનું અંગ્રેજી નામ The Striated Bush Babbler: સ્ટ્રીએટેડ બુશ બેબ્બર: એટલે કે ચટાપટાવાળું છોડ. ઝૂંડમાં વસતું લેલું–એનું પ્રચલિત અંગ્રેજી નામ The Common Babbler. ઉપરનાં બે લેલાં સિવાય એક મોટું લેલું આપણે ત્યાં થાય છે. એનું અંગ્રેજી નામ The Large grey babbler. સામાન્ય લેલા કરતાં મોટા દેહથી એ જુદું પડી જાય છે.

# શુકનમાં શિરોમણિ
# દેવચકલી

નવ સોરઠનો ધણી રા' નવઘણ પોતાની દૂધ–બહેન જાહલને સિંધના સૂમરાના ત્રાસમાંથી ઉગારવા નવલાખ ઘોડાં લઇને ચડ્યો છે. તેને રસ્તામાં રોકીને, ચારણ માતા વરુવડીએ આખા સૈન્યને માત્ર કુરડીમાંથી ધાન નિપાવીને વડલાને પાંદડે ત્રણ ત્રણ ટંક જમાડ્યો. બીજે દિવસે નવઘણે હાથ જોડી વરુવડીની રજા માગી. વરુવડીએ પૂછ્યું: 'બાપ, કયે કેડે સિંધ પોગવું છે?'

'આઇ, સીધે રસ્તે તો આડો સમદર છે. ફેરમાં જવું પડશે.'

'અવધે પોગાશે?'

'એ જ વિમાસણ છે!' નવઘણના મોં ઉપર ઉચાટના ઓછાયા પડી ગયા.



દમામદાર દેહવાળી દેવચકલી

'વીર નવઘણ!' વરુવડીએ વારણાં લઇને સિંદૂરનો ચાંદલો કરતાં કરતાં કહ્યું: 'ફેરમાં ન જાશો, સીધે જ મારગે ઘોડાં હાંકજો. સમદરને કાંઠે પહોંચો ત્યારે એક એંધાણી તપાસી લેજો. તારા ભાલાની અણી માથે જો કાળીદેવ્ય (દેવચકલી) આવીને બેસે, તો તો બીક રાખ્યા વિના દરિયામાં ઘોડા નાખજે. તારા ઘોડા ઝપડાને પગે છબછબિયાં અને કટકના પગમાં ખેપટ ઊડતી આવશે. કાળીદેવ દરિયો શોષી લેશે.'

આશીર્વાદ લઇને કટક ઊપડ્યું. દરિયાકાંઠે જઇ ઊભા. દૈત્યની સેના સમાં મોજાં ત્રાડ પાડતાં છલંગો મારે છે......પલકમાં તો ગગનમાંથી ચીંકાર કરતી

મેઘવરણી કાળીદેવ્ય, જાણે કે કોઈ વાદળામાં બાંધેલ માળામાંથી આવીને નવઘણને ભાલે બેસી ગઈ.

'જે જગદમ્બા!' કહીને નવઘણે ઝપડાને જળમાં ઝીંકયો. પાછળ આખી ફોજનાં ઘોડાં ખાબકયાં. મોજાં બે ય બાજુ ખસીને ઊભાં. વચ્ચે કેડી પડી ગઈ. (આજ એ કોરી ખાડીને કચ્છનું રણ કહેવામાં આવે છે. સૌ. ની રસધાર. ભા. ૨ જો.)

આ રીતે તો અનેક ચારણ માતાજીઓએ પોતાને શરણે આવેલ રાજવીઓને વચન દીધાં છે કે 'તારે ભાલે કાળીદેવ્ય આવીને બેસે તો માનજે કે આઈ તારી ભેરે (સહાયે) છે. નહિ તો જાણજે કે કોઈ ડાકણ બોલી'તી.'

આ રીતે માતાજીના જ અન્ય સ્વરૂપ તરીકે સ્વીકાર પામેલ કાળીદેવ્યઃ દેવચકલી આમજનતામાં તો એથી યે આગળ વધીને શુભ શુકનના પ્રતીક તરીકે પણ સ્થાન પામી છે. કોઈ પણ કામ કરવા જતી વખતે ઘરને મોભારે બેઠેલી કાળીદેવ્ય દેખાય કે ઊડતી સામી મળે તો નિર્ધારેલ કામનો બેડો પાર થયો માનીને પૂરા વિશ્વાસથી લોકો નીકળી પડે. આ શુકન-દર્શન પાછળ તો પછી લોકો તરંગે ચડયાં અને એને સૂચક વાર્તાઓ પણ ઘડી કાઢી. એમાંની નીચેની વાર્તા દેવચકલીના શુકનમાં પ્રજાને કેવો વિશ્વાસ છે એનો પુરાવો આપી રહેશે :

એક ગામમાં આંધળો અને લૂલો સાથે રહીને ખેડ કરતા હતા. આંધળો સશક્ત એટલે લૂલો ચીંધે એ બધું કામ કર્યે જાય. એક વખત જમીન ખેડી વિસામો ખાતા હતા ત્યાં લૂલો બોલ્યો : 'એલા એક કોત્યક! હળની પોઈમાંથી (કોશ ભરાવવાના બાકોરામાંથી) ત્રણ વાર કાળીદેવ્ય નીકળી ગઈ!'

'હેં સાચેસાચ?' કહેતો શુકનમાં સમજતો આંધળો બોલી ઊઠયો. 'જો ખરેખર ત્રણ વાર નીકળી હોય તો તો ભારે શકન થયાં. બેડો પાર!'

'અરે, શું બેડો પાર!' કહેતો લૂલો એની મશ્કરી કરવા માંડયો. સાંજે ખેડ કરીને બન્ને પાછા ફરતાં, વચ્ચે આવતા ગામે એક વેપારીની દુકાને ચીજ-વસ્તુ ખરીદવા ગયા. વેપારીને દુકાનમાં ન જોયો. આંધળો લૂલાને કહે : 'ઉપાડી લે એનો ગલ્લો. દાળદર ફીટી જાય.'

'અરે પણ તારો કાકો હમણાં આવશે તો?'

'આવે નહિ. અને આવે તો યે શુકન થયાં છે એટલે વાંધો નહિ.'

બિચારે લૂલે બીતાં બીતાં ગલ્લો લીધો. વેપારી ઘેર ગયેલો ત્યાં કજિયો થતાં મોડો મોડો દુકાને પાછો ફર્યો. ગલ્લો લૂંટાયેલો જોઈને વેપારીએ પોલી-

સમાં ફરિયાદ નોંધાવી. પોલીસ તરફથી બે અસવાર ચોરનો પીછો લેવા દોડયા. પણ એ નીકળી ગયા ઓતરાદા. લૂલો અને આંધળો જતા હતા દખણાદા.

વાટમાં બે ગાડાખેડુઓ હટાણું કરીને જતા હતા. તેમણે કહેવાથી બન્ને તેમનાં ગાડાંમાં બેઠા. મારગમાં કાંઇ વાતચીત થતાં બે ય ગાડાખેડુઓ અંદર અંદર બાઝી પડયા. વાત વધી પડી એટલે આડાં લઇને ઊતરી પડયા અને થોડીવારમાં સામસામા કપાઇ મૂઆ.

આંધળો લૂલાને કહે : 'હાંકી લે ગાડાં. નહોતો કહેતો કે સારાં શુકન થયાં છે?'

'પણ હમણાં તારા કાકા કોક આવી પહોંચશે!' લૂલો બોલ્યો.

'પોઇમાંથી કાળીદેવ્ય ત્રણ વાર નીકળી હતી ને? ત્યારે વાંધો નહિ. હાંકી લે તું તારે!'

ભરચક ભરેલાં ગાડાંનો માલ જઈ ને પડખેને ગામ વેચી નાખ્યો. રોકડાં નાણાં કોથળીએ બાંધીને ઘેર અવી પહોંચ્યા. ઘેર આવીને રાંધવાની તૈયારી કરી. આંધળો પડખેને કૂવે પાણી ભરવા ગયો. વેપારીનો દલ્લો અને બબ્બે ગાડાંના ભરચક માલના વેચાણનાં નાણાં જોઇને એની દાનત બગડી. થયું કે આંધળાનું કાસળ કાઢી નાખું તો નિરાંતે એકલો બધી દોલત ભોગવું. એ જ વખતે ત્યાંથી એરુ નીકળ્યો. મારીને એનાં રીંગણા જેવડાં બટકાં કર્યાં. રીંગણાંના શાકને નામે આંધળાને ખવરાવીને મારી નાખવાનો એણે પેંતરો રચ્યો. થોડી વારે આંધળો આવ્યો. લૂલો લાકડાં લેવા ગયો ત્યાં શાકને કેટલીક વાર છે એ તપાસવા આંધળો ચૂલા પાસે ગયો.

હાંડલાની ઢાંકણી ઉઘાડે ત્યાં તો અંદરની એરુંનાં ડીંડલાંવાળી ઝેરી વરાળ તેની આંખે લાગતાં એની આંખનાં રતન આડે આવી ગયેલ પડદો તૂટી ગયો અને એ બરાબર દેખવા લાગ્યો. આ શું કૌતુક એમ વિમાસણમાં પડીને આંધળાએ પાટિયામાં જોયું, તો એરુનાં બટકાં! લૂલાની બદદાનત દેખીને એને ક્રોધ ચડયો. લાકડાં લઇને પાછા ફરતા લૂલાને એણે ઝીંકીને પાટુ મારી. પાટુ બરાબર ગોઠણ પર વાગતાં ગોઠણેથી ઝલાઈ ગયેલા લૂલાના પગ છૂટા થઈ ગયા અને બે ય પગે ઊભો થઇ ગયો. બે ય માંડયા બાઝવા. લોકોએ આવીને છૂટા પાડયા. ગામલોકોએ આંધળો કેમ દેખતો થયો અને લૂલો કેમ દોડતો થયો એનો ખુલાસો પૂછતાં આંધળો બોલ્યો : 'અરે એ તો કાળીદેવ્યનાં કામ! મારી માડીએ પોઈમાથી ત્રણ વાર નીકળીને સારાં શુકન દીધેલાં એ ન ફળે તો તો થઇ રહ્યું ને?'

એથી યે આગળ વધીને કાળીચૌદશને દિવસે સર્પ, વીંછી કે આધાશીશી ઉતારવાના જપાતા મંત્રોમાં પણ કાળીદેવ્યને શ્રદ્ધાળુભક્તોએ સ્થાન આપી દીધું કે

કાળી ચકલી ચકચકે ને ધોળી ચકલી ધાય,
હનુમાનજી હાક મારે ત્યાં આધાશી ઊતરી જાય!

આટલું આટલું જનતામાં માન અને સ્થાન પ્રાપ્ત કરનાર એ દેવચકલીને જોઈ છે ? એના ઘાટનો દમામ જુઓ તો તમને પહેલી જ ક્ષણે લાગે કે ફાટેલ પિયાલા જેવા સ્વભાવ ધરાવનાર માતાજીઓએ પોતાના પ્રતીક રૂપે આ પંખીને સ્થાપવામાં જરા યે ભૂલ નથી કરી. ૬–૭ ઇંચની અંદર પોતાના દેહને શમાવી દેનાર આ નાજુક પંખીએ જાણે દેહમાં ભરચક દમામ ભરી દીધો છે. પાતળા ચળકતા પગ ઉપર ટેકવી રાખેલ દેહને એણે ઉપરના ભાગે આછા કાળા રંગે અને ડોક, ગરદન, પેટ તથા નીચલા ભાગે ચળકતા કાળા રંગે રંગી નાખ્યો છે. એ ચળકતા રંગમાં વાદળી ઝાંય ચળકારા મારે. બન્ને પાંખમાં કાબરની પેઠે સફેદ પટ્ટા. બેઠી દડીના એ સુગઠિત ઘાટ માથે ટેકવી રાખેલ કાળા રંગની એની પૂછડી જાણે આભ ટેકવવા માટે કોઈ વીરપુરુષે ભાલો ઊભો કરી દીધો છે. નાની સરખી યે છલાંગ મારતાં જરાક નીચી નમેલ પૂછડીને, તરત જ એ ઊંચે આભ માથે ટેકવી દેવાની. જાણે કેમ પોતે માતાસ્વરૂપે આપેલ વચન પાળવા માટે અહોનિશ એ ભાલો ઉન્નત રાખવા ન માગતી હોય ? એવી ઉન્નતશીલ પૂછડીના નીચલા ભાગે માતાના મઢ માથે ફરકતી નાની સરખી લાલ ધજા સમું, એક લાલ પીછું ફરકતું હોય છે. એ પીછાથી માંડીને બે પગ વચ્ચેનું એનું પેટ થોડીક છાતી સુધી લાલ રંગે રંગેલું હોય છે. આ થયો દેવચકલીના નરના દેહનો રંગ.

એની માદાનો ઘાટ તો નર જેવો જ. માત્ર નરના ચળકતા કાળા રંગને સ્થાને ધુમાડિયો કાળો રંગ. પીછામાં સફેદ પટ્ટા નહિ અને પૂછડી તથા પેટ નીચેનો લાલ ભાગ પણ આછો.

પણ બન્ને નરમાદાનો મુખ્ય રંગ તો શ્યામ જ. કાળી લોબડી અને ગૂઢાં કાળાં વસ્ત્રો વડે પોતાના તેજસ્વરૂપને ઢાંકવા છતાં જેમ માતાજીઓનાં અપરૂપ આંતરિક તેજ અછતાં રહી શકયાં નથી, તેમ આ પંખીએ કાળો રંગ ઓઢવા છતાં એનો દમામ ઝાંખો પડયો નથી. ઊલટો કાળો રંગ તેજમૂર્તિ બનીને એને માથે શોભ્યો છે. એના આવા કાળા રંગને લીધે તો આમજનતા એને માતાજીનું પ્રતીક માનવા તરફ નહિ ખેંચાઈ હોય ? જનતા તો સામાન્ય રીતે નાનકડા પંખીને દેખીને ચકલી કહીને અટકી જતી હોય છે. આ પંખીને કાળી ચકલી કહી હશે; પણ ત્યારબાદ એનું શુકનમાં સ્થાન અને માતાનું પ્રતિક

સ્થાપ્યા પછી, 'કાળીદેવ્ય' કે 'દેવચકલી' જ કહેવા મંડી લાગે છે.

પણ ચકલી શબ્દ જેના નામમાં આવે છે એવી આ દેવચકલી અને આપણા આંગણામાં રખડતી બાળકોનાં 'ચકોચકી'ની વાર્તામાં આવતી ચકલી વચ્ચે કેટલો બધો તફાવત છે! એક જ જાતનું નામ ધરાવે છે તેથી રખે દેવચકલીને ચકલીની જ કોઈ જાત માની લે! પક્ષીશાસ્ત્રની દૃષ્ટિએ આ બન્ને પંખી તદ્દન જુદા જ વર્ગનાં અને જુદા જ આહારવ્યવહાર ધરાવતાં પંખીઓ છે. એના દેહ પર નજર નાખતાં તરત જ એ જુદાપણું તરી આવે તેવું છે.

ચકલીનો ઘાટ જોઈએ તો ઘરઘરાઉ. જ્યારે આભે ટેકવતી પૂછડીવાળી દેવચકલી તો દમામદાર. ચકલીના પગ ટૂંકા. દેવચકલીના તો લાંબા. ચકલીની ચાંચ જરઠ, જાડી અને ટૂંકી. જ્યારે દેવચકલીની ચાંચ તો પાતળી, સુકુમાર અને લાંબી. કારણ માત્ર આહારભેદનું. ચકલી તો કણભોજી રહી. એને તો દાણા ભાંગીભાંગીને ખાવા માટે મજબુત ચાંચ જોઈએ. દેવચકલી તો કીટભોજી રહી. એને ઝીણી જીવાત પકડવા માટે સૂક્ષ્મ ચીપિયા સમી ચાંચ જોઈએ. ચકલીનો રંગ ધૂળિયો; અંદર રાતા પટ્ટા ખરા, પણ તદ્દન તેજહીન. જ્યારે દેવચકલીનો રંગ તો ચળકારા મારતો અને નયનમનોહર.

અન્ય જીવન–વ્યવહારમાં પણ એવો જ ભેદ રહે છે. ચકલી અને તેનાં સગોત્રી અન્ય પંખીઓ સમૂહચારી પંખી. એનાં હજારોનાં ટોળાં ખેતરોમાં આહાર મેળવવા માટે બંધાય અને રહે પણ સમૂહમાં જ; જ્યારે દેવચકલી અને એનાં સગોત્રી તો એકલદુકલ પંખી. નર–માદા બે ભેગાં થયાં એટલે એની સંખ્યાની અવધિ આવી ગઈ!

સૌથી મોટો તફાવત તો ગાનનો. ચકલી તો 'ચકચક' કે 'ચીં...ચીં' કરે એટલે એના સ્વરની હદ આવી ગઈ. જ્યારે દેવચકલી અને એનાં સગાં દૈયડ, શામા, પિદ્દાં વગેરે પંખીઓ તો હિંદનાં સર્વશ્રેષ્ઠ ગાયકોમાં સ્થાન ધરાવે છે. એને કલાકો સુધી સાંભળવા છતાં કાન ન થાકે એવાં મનોહારી એ ગાયકો છે. એવાં ગાયકોને પાળવા અને કેળવવા માટે તો હિંદભરમાંથી હજારો પક્ષી-પ્રેમીઓ નીકળતા હશે. કાઠિયાવાડના ગરમ અને સુક્કા પ્રદેશોમાં શામા અને દૈયડ સમાં અદ્‌ભુત ગાયકોએ તો વસવાની કૃપા દર્શાવી નથી. પણ તેમની સગોત્રી આ દેવચકલી તો કાઠિયાવાડમાં બધે વસે છે અને આમજનતાનું એના તરફ જરા યે લક્ષ્ય ખેંચાતું નથી છતાં નિજાનંદ ખાતર સંગીત રેંક્યા કરે છે.

એનું ગાન સાંભળવું હોય તો ગામ બહાર જવું પડે; સીમમાં ગયા બાદ મેદાન વચ્ચે આવળ કે બોરડીનાં ઝૂંડ વચ્ચે અથવા તો મંદિર–મસ્જીદનાં અવાવરુ સ્થાનોમાં નિરાંતવે જીવે બેસવું પડે.

પણ આ ગાન સાંભળવા ધીરજ પણ ધરવી પડે. પહેલી તકે માત્ર એકાદ સીટી સમાવતું લાગતું ગાન સાંભળીને ચાલતા થાઓ તો એના ગાનની મીઠાશ ચૂકો જ. લક્ષ્ય દઈને થોડી વાર સાંભળો પછી જ એનું સ્વર-વૈવિધ્ય અને એમાં રહેલી મૃદુ મીઠાશ કાને પડે. કોયલ કે બપૈયાની પેઠે સાંભળવું ન હોય તો યે તીવ્ર સ્વર-પરંપરા ફેંકીને તમારા કાનના પડદાને જાગૃત કરવાની એને કશી જ પડી નથી. કદાચ એના ગાનમાં રહેલ આ મૃદુતા અને નિજાનંદીપણાને જ કારણે જનસમાજનું એના ગાન તરફ લક્ષ્ય ખેંચાયું નહિ હોય.

અને આ ગાન પણ એના સંવનનના દિવસોમાં માર્ચ-એપ્રીલ-મે-જુન માસના દિવસોમાં જ વિશેષ સાંભળવા મળે. એની સામે ખાસ લક્ષ્ય રાખો તો જ સંભળાય એવી 'સી...ઇ...ઇ' એવી એક જાતની સિસોટીમાંથી એ પ્રેમ-ઉન્માદે ચડે છે ત્યારે જાતજાતની સ્વર-પરંપરા આદરે છે અને એમાંથી વિવિધ આલાપસરણી સરજ્યા કરે છે. લેખનમાં વ્યક્ત ન થઇ શકે એવા એક જ સ્વરમાંથી અનેકવિધ સ્વર-પલટા માર્યા કરે. કયે વખતે કેવો સ્વર કે આંદોલન ઊભું કરશે એ કહી જ ન શકાય. આ રીતે ઘડીક ઊંચે ચડતી, ઘડીક નીચે પછડાતી એની આલાપસરણી મૃદુ રવે ચાલ્યા જ કરે અને માદાની આસપાસ ભમતાં ભમતાં સ્વર-આંદોલન ઊભાં કર્યા જ કરે. ભલે પછી માદા પણ એના તરફ લક્ષ્ય ન આપે કે જગતનાં અન્ય વસનારાંઓનું લક્ષ્ય પણ ન ખેંચાય; તો યે એનું એ નિજાનંદી ગાન છૂટે હાથે વેર્યા જ કરે.

એના સંવનનકાળે નર ગાન સાથે થનગનાટ પણ બતાવવાનો. ચારો મેળવતી માદાની આસપાસ તે આમ ફરે, તેમ ફરે, છલંગ મારી ઊંચે ચડી નીચે બેસે; હાંફળિયાંફાંફળિયાં મારતો જાય અને ગાન ગાતો જાય. એ હાંફળિયાંફાંફળિયાં-માંથી એના ઉન્માદનું સ્પષ્ટ દર્શન દેખાઇ આવે.

પણ સંવનનકાળ પૂરો થયો એટલે એ શાંત બની જાય. છતાં સવાર કે સાંજને ઠંડે પહોર કોઈ મસ્જીદને કાંગરે કે ખંડેરની ટોચે બેસીને તે નિરાંતવે જીવે ગાન-પરંપરા અવિરત વેર્યા કરે છે, એમાં શાંતિ અને ઠરેલપણું હોય છે.

સવારનું ગાન સમેટી લીધા બાદ તે આહાર માટે નીકળી પડે. ઠેકડા મારતી જાય અને ઝીણાં જીવડાં, જીવાંત, ઇયળો વગેરે વીણતી જાય અને ખાતી જાય. એકાદ ખેતરવા જેટલા વિસ્તારમાં એના ચકરાવા ચાલ્યા જ કરે. ફળિયામાં થઈને, ઘર વચ્ચે આવીને ક્યારેક ઠેઠ રસોડામાં પણ આંટો મારી જાય. પણ ઘરમાં આંટા મારતાં મારતાં ઠેકડે ઠેકડે ઊંચું જોયા કરે. જરાકેય જો

સંચાર થયો તો ઊડી બેસે. વળી શાંતિ ભાળીને આવી પહોંચે. પાસે જાઓ તો જરાક ઊડી આઘે બેસે, પણ પીઠ ફેરવો કે પાછી આવી પહોંચે એટલી એ હિંમતવાન. લાલ કીડીની એ ભારે શોખીન. દરમાં જતી આવતી લાલ કીડીઓની અખૂટ હારમાળાને એક દેવચકલી પણ સળંગ ખાતી આવે ને તોડતી આવે એટલી ઝપટ એમાં એ બોલાવે છે.

એના માળા એ એ ઘરની બખોલોમાં, અવાવરુ સ્થાનોના ખૂણાખાંચરામાં કે બોરડી–કેરડાંનાં ઝૂંડના મૂળમાં બનાવે છે. નાનકડી વાટકડી જેવો મુલાયમ માળો એ બનાવે છે અને તેમાં રૂ, મૂળિયાં, ઘાસ, વાળ વગેરેની ગૂંથણી કરે છે. ઈંડાં મૂકવાની જગ્યા ભારે મુલાયમ બનાવે. આંગળી ફેરવતાં યે ગલગલિયાં થાય એવી મુલાયમ.

દેવચકલીના માળામાં એક વિશિષ્ટતા નજરે પડી છે. એના ઘણાખરા માળાઓમાં સર્પની કાંચળી મળી આવે છે. જમીન પર જ માળા બાંધવાને કારણે, ઈંડાં ખાઈ જનારાં ગરોળી, કાચંડા કે અન્ય પંખીઓ એ કાંચળીથી ડરીને ભાગી જાય અને પોતાનાં ઈંડાં સુરક્ષિત રહે એવી કોઈ સાહજિક વૃત્તિને કારણે દેવચકલી પોતાના માળામાં કાંચળી મૂકતી મનાય છે.

ઘરની પડખે જ માળો બાંધ્યો હોય, દિવસો સુધી નર–માદા ત્યાં જતાં આવતાં હોય છતાં આપણી નજરે ન ચડે એટલી તકેદારી એ માળો સાચવવામાં રાખે. પણ લોકોની એના પર નજર પડી જાય તો એ સ્થાન છોડી જાય અને બીજે માળો બાંધે.

માળામાં ત્રણથી પાંચ આછા ગુલાબી કે લીલાં છાંટણાંવાળાં ઈંડાં મૂકે. ઈંડાં મૂકવાની એની ક્રિયા ઠેઠ ઓગસ્ટ સુધી ચાલે છે. એના એ માળામાં ફરીથી ઈંડાં મૂકીને એ નરમાદા બચ્ચાં ઉછેરે તેવા દાખલા મળી આવે છે.

આ દેવચકલીનું અંગ્રેજી નામ The Indian Robin : ધી ઇન્ડીઅન રોબીન. ઈંગ્લાંડમાં પણ રોબીન નામનું એક પંખી થાય છે. એને પૂછડીની નીચેને બદલે છાતીએ જ લાલ ચાંદલો હોય છે. પણ આપણી દેવચકલી અને આ રોબીન તદ્દન જુદા વર્ગનાં પંખી છે. અંગ્રેજી રોબીન—પંખીની આસપાસ પણ અનેક વાર્તાઓ, માન્યતાઓ અને કહેવતો રચાઈ છે, પણ આપણે એની સાથે શી નિસબત? આપણે તો આપણે ત્યાં વસતી, શુકનવંતી મનાયેલી છતાં એના ગાન–સ્વરથી અલિપ્ત રહેલી જનતાની દેવચકલીના: કાળીદેવ્યના ગાનનો અને એના દેહદમામના નિરીક્ષણનો ઉપભોગ કરી શકીએ તો યે બસ છે.

# પ્રભાતનો ગાયક, પોલાદી દેહધારી

# કાળીઓ કોશી

કાળીઓ કોશી એની સંગીતશક્તિને પ્રભાવે ઉનાળાના દિવસોની મારી પ્રભાતી રખડપાટમાં હંમેશનો ભેરુ બની ગયો છે. સવારના પહોરમાં અન્ય પંખી હજી એમના માળામાં સંકોડાઈને બેઠાં હોય, ઝાડ-વાંએ હજી આળસ ન મરડી હોય અને નદીનાં પાણી જાગ્યાં ન હોય એવે ટાણે લીંબડાની છેલ્લી ડાળે બેસીને એ પોતાનું ગાન શરૂ કરે છે. કોઈ પ્રદેશમાં પ્રભાતી ગાનમાં પહેલો એકડો પૂરનાર દૈયડ હોય; આપણે ત્યાં એનું સ્થાન કાળીઆ કોશીએ લીધું છે. એની સુરાવલિ માત્ર આટલી જ :

**ચી...કુ...ચી...કુ**

**ક્રી...ચુ..ક્રી...ચુ**

કોઈ વધારે ઝીણવટથી સંભળનાર એની સુરાવલિ આમ ઉતારે છે :



ટેલીફોનના વારનો શોખીન કાળીઓ કોશી

**કાંચિ પુઉ...પુઉ...કાંચિ,**

**કાંચિ પુઉ...પુઉ...કાંચિ.**

ક્યારેક એક જ લીટી ગાય, ક્યારેક બન્ને લીટી ઝુલાવતાં ઝુલાવતાં ગાઇ નાખે. ક્યારેક દોઢ લીટી સુધી ગાઇ, ગાનને બ્રેક મારી થંભાવે. વળી પાછો ગાનપ્રવાહ વહેતો મૂકે. દોઢ–બે લીટીની એની આલાપસરણીથી વહેલી પરોઢના અંધાર—છાયા વાતાવરણને ભેદ્યા કરે અને અન્ય પંખીઓને જાગૃત કરે.

આટલી જ સુરાવલિ, પણ અવાજ સાંભળો તો રણકારા નાખતો; પાણી પાયેલ પોલાદના રણકારા જેવો જ. કાનના પડદા પર ભટકાય તો કાનના પડદા થરથરી ઊઠે. પણ એવા પોલાદી ને તીણા કંઠમાં યે એણે વિવિધતા અને મીઠાશ મૂકયાં છે. પોલાદની તરવારના વીંઝનારા પણ પટ્ટા-બાજીમાં નૃત્ય અને ઝબકારા ઊભા નથી કરતા ? એવા એના રણકારા નાખતા ગાયને મારા મનમાં ઊંચું સ્થાન સ્થાન પ્રાપ્ત કરી લીધું છે.

પણ મારા માટે જ શા માટે ? આપણાં પંખીઓના અભ્યાસી યુરોપી લેખકો પણ આ પંખીની વાણી સાંભળીને વાહ વાહ પોકારી ઊઠયા છે અને એક લેખકે તો એને પૂર્વનાં પંખી–ગાયકોમાં શ્રેષ્ઠ પદ આપી દીધું છે !

પોલાદી નાદ માત્ર એના ગળા પૂરતો જ નથી. એ તો એના આખા સ્વભાવ અને શક્તિનું પ્રતિક છે. જેવો એનો પોલાદી અવાજ છે, એવું પોલાદી શરીર છે, ચાંચ છે ને સ્વભાવ છે. રંગ જુઓ તો કાળો ઝેબાણ જેવો : કાળ-પમાં યે તેજ હોય છે એ તો કાળી નાગણને જોનારા સૌ કહે છે. કાળીઆ કોશીનો રંગ પણ એવો જ ઝબકારા મારતો હોય છે. સૂર્યના તેજમાં જાંબલી ઝાંય પાડીને સૂર્યનાં કિરણને એનો કાળો રંગ રમાડી રહ્યો હોય છે અને સામા ચળકારા ફેંકી રહ્યો હોય છે. આવા કાળા રંગની વચ્ચે એની લાલ આંખો ભારે સોહામણી લાગે છે. કોઇ કોઇ પંખીના ચાંચ પાસે સફેદ ટપકી હોય. એ તો જાણે નાનું મોતી પહેર્યું હોવાનો આભાસ ઊભો કરે છે.

આવાં થોડાં જ વિભૂષણે પોતાનું સૌંદર્ય ઊભું કરી લેતા આ પંખીનું ડીલ જુઓ તો માથાથી ઠેઠ પૂછડીના છેડા સુધી માંડ ૧૨–૧૩ ઇંચનું. પેટ અને પૂછડી સરખાં ભાગે. શરીરનો ઘાટ પણ સુગઠિત. પણ આવડા શરીરમાં યે જાણે શક્તિ તો ઠાંસીઠાંસીને ભરી છે. કોઇ લીંબડાની ટગલી ટોચે કે ટેલીફોનના તાર પર એ બેઠો હોય તો પંખીઓમાં બાદશાહ સમો લાગે. આજુબાજુ નજર નાખતો હોય તો જાણે મહેર કરતો હોય એવી તદ્દન બેપરવાહીથી. પણ એનુ ગૌરવ તો એના ઊડ્ડયનમાં છે. આકાશના પહોળા પટમાં પોતાના નાના એવા દેહને હિલોળતો હિલોળતો ઊડયો જતો હોય ત્યારે જાણે લહેકા ખાતું તીર સુસવાટા મારતું જતું લાગે.

ઊડતો ઊડતો તદ્દન બેપરવાહીથી આસપાસ નજર ફેંકતો જાય, હવામાન વીંધતો જાય અને આગળ વધતો જાય. જાણે કોઇ એનો પ્રતિકાર કરનાર નથી, આડું આવનાર નથી કે નામ સુદ્ધાં લેનાર નથી.

આવા લોખંડી શરીર અને સાદવાળા આ કાળા કોશીથી સૌ પંખી ડરે છે. બધાં પંખીઓને રાડ નખાવનાર કાગડો પણ એનાથી પીછે મૂકે; જ્યાં કોશીનો માળો હોય ત્યાં કાગડો પાસે પણ ઢૂકે નહિ. અંગ્રેજોએ એનું નામ The King-Crow: 'કાગડાનો રાજા' પાડયું છે, એ એની કાગડાને તગડવાની આ શક્તિને જ કારણે. એનું બીજું અંગ્રેજી નામ The Black Drongo. કાગડો તો ઠીક, પણ જરૂર પડે તો પોતાની હદમાં આવનાર શકરા કે બાજને પણ 'ક્રીક...ક્રીક'...ની તીણી ચીસો પાડતો એ કયાં ય દૂર ધકેલી આવે. બિચારા શકરા-બાજની વાંકી તીણી ચાંચો અને પગના નહેર આ કોશી પાસે કાર નથી કરતા. સમડીને હદપારી ફરમાવવી એ તો એને રમત વાત. પંખીઓની શિકારી જમાતમાં યે નાના જમૈયા જેવો તીખો થઇને એ ઘૂમતો હોય છે. આથી તો એના સામર્થ્યસૂચક લોકકથાનકમાં કહેવાયું છે કે કાળીઓ કોશી પોતાના માળામાં સાત પંખીને મારીને પીછાં મૂકે ત્યારે એનાં બચ્ચાંની આંખ ઊઘડે. એ કથાનક આગળ ચાલીને એટલે સુધી કહેવાયું છે કે કોશીનાં બચ્ચાં છ દિવસનાં થાય ત્યારે સૌ પંખી એકેક પીછું એના માળામાં જઇને મૂકી આવે છે.

પણ મોટાં પંખીને ડારતો આ કોશી નાનાં પંખીને તો ઢાલરૂપ બન્યો છે. એનો માળો ઝાડની ટંગલી ટોચે હોય. એની નીચે ગભરૂડાં પંખી માળા બાંધે. પીળક અને હોલાંને તો એનો જ આશરો. કોશીની ચોકીને કારણે કાગડો કે ખેરખટ્ટો, શકરો કે બાજ એમનાં ઇંડાંની પાસે ફરકી શકતા નથી. આથી તો મહારાષ્ટ્ર તરફ કોશીને પંખીનો રખવાળ કહે છે અને આપણે ત્યાં એ પંખીનો પટેલ કહેવાયો છે.

પંખીઓના આ પટેલની બુદ્ધિચકાસતા પ્રસંગની તો જનતામાં એક લોકકથા પણ કહેવાય છે. પંખીનાં પીછાંની કુમાશ જોઇને તેનું ગાદલું બનાવી આપવાની એક રાણીએ રાજા પાસે હઠ લીધી. રાજાએ એ કામ પંખીઓના પટેલ કાળા કોશીને સોંપ્યું. ગાદલું ભરવા માટે તો કેટલાં બધાં પંખી મારવાં પડે ? કાળાકોશીએ તરકીબ શોધી કાઢી. વચન આપેલ સમયે તે ન આવવાથી રાજાએ તેને બે ત્રણ તેડાં મોકલ્યાં, છતાં પણ એ ન ગયો. ત્યારબાદ મોડો મોડો ગયો. રાજાએ ખિજાઇને કારણ પૂછતાં જણાવ્યું કે અમારી નાત ભેગી થયેલી તેમાં પંખીજગતમાં નર વધારે કે માદા એનો ભારે વાદવિવાદ ચાલતો

હતો તેથી મોડું થયું. રાજાને આવા વિચિત્ર વાદવિવાદથી આશ્ચર્ય થયું. એણે કહ્યું: 'એમાં વળી વાગ્વિવાદ શો? બન્ને સરખાં જ હોય ને?' પણ કાળા કોશીએ જવાબ આપ્યો: 'ના. રાજાસાહેબ, અમારી નાતમાં એમ ઠરેલું કે જે નર માદાનું કહ્યું કરતો હોય તેને માદામાં જ ગણી લેવો. તેથી ગણતરી કરતાં માદાની સંખ્યા વધી ગઈ હતી!'

રાણીની મૂર્ખ હઠને તાબે થનાર રાજા પોતા પર થતો આ મર્મ સમજી ગયો, કાળા કોશીને રજા આપી અને રાણીને ગાદલાં ભરવાની ના સુણાવી દીધી. આ પ્રસંગ પછી તો પંખીજગતમાં કાળા કોશીનાં માન વધી ગયાં.

પંખીઓનો આ પટેલ દિવસને સમયે ક્યારેક ઢેં...ચુ ઢેં...ચુ એવું, સવારના ગાન કરતાં જુદું સંગીત અચાનક ગાઈ નાખે છે, એટલે ગામડાંનાં લોકો એને ઢેંચો પટેલ કહે છે. પંજાબીઓ એને 'કાલ્ચીત' કહે છે. એમાં પણ એના ગાનનો જ પડઘો પડતો લાગે છે.

બીજાં પંખીના માળા એની છાયામાં સુરક્ષિત, પણ એનો પોતાનો માળો જુઓ તો? અડખેપડખે ઠીક બાંધ્યો હોય, પણ નીચે તો સાવ પાંખો. ઝાડ નીચેથી નજર કરો તો સોંસરવું આકાશ દેખાય. માળામાં બેઠાં બેઠાં આશ્રિત પંખીના માળાની ચોકી રાખી શકાય એ માટે જાણે કેમ ન કર્યો હોય? માળો જોઈએ તો ૩–૪ ઇંચની વાટકી જેવડો. મુખ્યત્વે લીંબડાની સળીઓ, ઝીણા વેલા અને મૂળિયાં ગૂંથીને બનાવ્યો હોય. એનું લાંબું શરીર જોતાં સહેજે પ્રશ્ન થાય કે આવડું મોટું શરીર આટલી નાની વાટકીમાં કેમ સમાતું હશે? પણ એને ઈંડાં સેવતો જોઈએ ત્યારે એનો ભેદ કળાઈ જાય. માળામાં તો એ પોતાના પેટને સંકોડીને બેસી જાય છે અને લાંબી પૂછડીને બહાર લંબાવીને ટેકાવી રાખે છે. આથી એને શરીરના પ્રમાણમાં મોટા માળાની જરૂર નથી પડતી. ઝાડનાં પાતળાં બેલાખિયાંની વચ્ચેના ભાગમાં છુપાવીને નાનકડો માળો એ એવી રીતે મૂકે દે છે કે તેનો માળો સહેજે નજરે નથી ચડતો. એક વાર દેખ્યા પછી યે ભૂલી જઈએ એવું તે સ્થળ હોય.

માળામાં તે એકી સાથે ૩–૪ ઈંડાં મૂકે છે. ઈંડાંના રંગ જુદી જુદી જાતના કહેવાય છે. અમારી નજરે ચડેલ ઇંડાં પીળચટ્ટા સફેદ રંગની ઉપર ઘેરા લાલ રંગનાં છાંટણાંવાળાં હતાં. બીજી જાતનાં ઈંડાં તદ્દન સફેદ અને ત્રીજી જાતનાં ઈંડાં સફેદ ઉપર કાળાં ટપકાંવાળાં કહેવાય છે.

એનો ગર્ભાધાન–કાળ એપ્રીલથી જુલાઈ આસપાસ. ત્યારે એનાં જોડાં ભેગાં થાય, બાકી તો એ એકલો જ ઊડ્યા કરે. આ દિવસોમાં એ ઉન્મત્ત

થઈને વહેલી પરોઢમાં, ક્યારેક તો ૩–૩ા વાગ્યાથી પોતાનું ગાન શરૂ કરી દે છે અને મોં–સુઝણું થાય ત્યાં સુધી અવિરત ગર્જ્યા કરે છે. દિવસનાં અજવાળાં અવની ઉપર પથરાવા માંડે એટલે એ એની સુરાવલિ થંભાવી દે છે અને આખો દિવસ મૂંગે મોઢે પસાર કરે છે. સામાન્ય રીતે એ દિવસના વખતમાં ગાતો નથી, પણ જ્યારે એનું બચ્ચું મોટું ઊડવા જેવડું થાય ત્યારે એનું સંગીત દિવસે સાંભળવાનો આપણને લહાવો મળે. નરમાદા પોતાનાં બચ્ચાંને ઉડાડતાં જાય, ઊડવાના કીમિયા બતાવતાં જાય, નાચ અને ગાનના પાઠ પઢાવતાં જાય અને ગાનના શબ્દો વેરતાં જાય.

બીજાં પંખીઓના રક્ષણહાર એવા આ પંખીનો આહાર તો હવામાં ઊડતાં જીવડાં, તમરાં, ઇયળ, ટીડડાં વગેરે. પુછડી મોટી હોવાને કારણે એ જમીન પર આસાનીથી બેસી શકતો નથી. બેસે ખરો, પણ ક્યારેક જ. બાકી સુક્કા ઝાડના ઠૂંઠા પર કે તાર પર બેઠો હોય અને હવામાં જીવડું ઊડતું જુએ કે પાણીમાં તરનારા ત્રાંસિયો મારે એવી રીતે ડીલને તીરવેગે નીચે વહેતું મૂકે, જીવડું પકડે અને અદ્ધરથી જ શરીરને લોંકી ખવરાવતો મૂળ સ્થાને આવી બેસે. એનો શરીર પરનો આટલો કાબુ અને જંતુગ્રહણમાંથી સહેજે ઊભું થતું નૃત્ય આ રીતે આખો દિવસ અવિરત ચાલે છે. એક જ ઠેકાણે કલાકો સુધી બેઠો રહે, શરીર વીંઝતો રહે અને જીવડાં પકડતો રહે.

હિંદના એક છેડાથી બીજા છેડા સુધી ગમે ત્યાં, ટ્રેનમાંથી બહાર ડોકું કાઢશો તો માઇલોના માઇલો સુધી ટ્રેનના પાટાની હારોહાર ચાલ્યા આવતા ટેલીફોનના થાંભલા પર થોડે થોડે અંતરે આ પંખી બેઠેલું દેખાશે. હિંદમાં તારના આ થાંભલાઓ નખાયા બાદ એનો જો કોઇ પંખીએ સૌથી વિશેષ ઉપયોગ કર્યો હોય તો તે આ કાળિયા કોશીએ જ.

જનસમૂહથી દૂર વસતો છતાં લોકોથી એ બીતો નથી. ઢોરની પીઠ માથે કે ખેતર ખેડતા ખેડૂત પાસે ઢેફાં પર એ જરા યે બીધા લગર બેઠો હોય છે, હલનચલનથી ઊડતાં જીવડા આરોગતો હોય છે અને જાણે કહેતો હોય છે કે માણસો કે પશુઓની પણ મને તો જરા યે બીક નથી. 'તર્ તર્ તર્ર્ર્…'ની બૂમો મારતા ગોવાળની પડખોપડખ તદ્દન નિશ્ચિંત મને એ બકરાં અને ગાડર ઉપર જાણે સહેલગાહ કરવા નીકળ્યો હોય એવી અદાથી બેઠો આવતો હોય છે અને જીવડાં ખાતો આવતો હોય છે. સામાન્ય રીતે એનું જીવન એકલવાયું છે. પણ ગાડર–બકરાંનાં ટોળાં નીકળે ત્યારે એમના અવરજવરથી ઊડતાં જીવડાં આરોગવા એ ૨૫–૩૦ સુધીની સંખ્યામાં ભેગા થઇ જાય છે.

એની ઝપટ જોવી હોય તો ક્યારેક ઝીણી નજરે જોજો. મેદાનમાંથી જીવડાં શોધતા ઘંટીટાંકણિયા પાસેથી કે કાબરે મેળવેલા ખોરાકને એના પગ પાસેથી એ ઝપટ મારતો પડાવી જાય છે. બિચારો ઘંટીટાંકણિયો કે કાબર એની ઓચિંતી ઝપટથી ડઘાઇ જાય છે. મોઢું વકાસીને જુએ ત્યાં તો એ જીવડું ઉડાવી જઇને પોતાને મૂળ સ્થાને બેસી ગયો હોય છે. જાણે કદી ત્યાંથી ઊડયો જ નથી ને !

આખો દિવસ આ રીતે અવિરતપણે જીવડાંને ચટ કરી જનાર આ પક્ષી સરકારી તપાસમાં ખેડુતને ખેતીમાં મદદગાર મનાયું છે અને હિંદના અમુક પ્રાંતોમાં એને નહિ મારવાના હુકમ પણ નીકળ્યા છે. ખેતીને નુકશાન કરતાં જીવડાંને ખાઇ જવાની એની ઉપયોગિતાને લક્ષ્યમાં લઇને એક પંખી–અભ્યાસીએ તો ખેડુતોને ખેતરો ફરતાં ઠેર ઠેર અણીવાળાં લાકડાં ખોડી દેવાની સૂચના આપી છે, જેના પર બેસીને આ પંખી ખેતીને ઉપદ્રવ કરતાં જીવડાંને વીણી ખાય. આપણા ખેડૂતોએ આ પંખીનો આ રીતે ઉપયોગ કરવા જેવું છે.

## ૨ : સફેદપેટો કાળીઓ કોશી

'ટીંઈ...ટીંઇ...'ની તીણી ચીસ સંભળાય છે અને ઓફિસમાં બેઠે બેઠે મારા મિત્ર પૂછે છે: 'આ કયું પંખી ?'

'હશે શકરો.' ટીંઈ...જેવો તીણો અવાજ સાંભળીને મેં જવાબ આપ્યો. પણ સવારથી શરૂ થયેલો એ અવાજ બપોર સુધી ચાલુ રહ્યો અને સાંજ થઇ તો યે થંભ્યો નહિ એટલે ઊઠીને દૂરના લીંબડામાં જોઉં, તો કાળો કોશી ! પણ ના, આ હંમેશનો કાળો કોશી નહિ. આપણા કોશી કરતાં શરીર જરા નાનું ખરું, પણ છાતીથી પેટ પર થઈ ઠેઠ પૂછડી સુધી સફેદ પટ્ટો પડયો હતો. પૂછડી નીચેનાં પીછાં પણ આછાં કાળાં હતાં.

લીંબડામાં ભમરીએ પોતાનું ઘર બનાવ્યું હતું. મધમાખના મધપૂડા જેવું, પણ મધ વિનાનું. ભમરીઓ ઊડી ગઇ હતી અને ખોખું પડયું હતું. એમાં ઠક...ઠક... ચાંચ મારી બાકી પડી રહેલાં ભમરીઓનાં હાડપિંજર વીણી વીણી એ ખાતો હતો, કાગડાને તથા ખેરખટ્ટાને તગડતો જતો હતો અને 'ટીંઈ...'ની એકધારી ઝડીઓ વરસાવ્યે જતો હતો.

ડિસેંબરથી લઇને જાન્યુઆરીના અંત ભાગ સુધી અહીં રોકાતો આ મહેમાન કાળીઓ કોશી અહીં રહે છે ત્યાંસુધી આપણા હંમેશના કોશી કરતાં ગાયનના વધારે મીઠા અને વિવિધ લહેકા કરતો જાય છે. તીક્ષ્ણતા તો પેલા જેવી જ. એકધારું બોલ્યે જાય અને સામે ન જોવું હોય તેને ય જાણે કહેતો જાય : 'એ...ય એ...ય આમ જો...ને !'

આ કોશી આપણે ત્યાં બારે માસ નથી રહેતો. થોડો સમય મહેમાની માણી જાય. પણ આ પંખીના આવાગમનનો પૂરો ભેદ હજી ગુજરાતમાં ઉકેલાયો નથી. ગુજરાતના કયા કયા ભાગોમાં એ કયે કયે વખતે આવે છે ને ચાલ્યો જાય છે તે શોધખોળનો વિષય છે. એનાં એકી સાથે ૨૫–૩૦ જોડાં વીરેશ્વરનાં જંગલોમાં જોયાં હતાં એમ શ્રી. 'વનેચર' જણાવે છે.

## ૩ : ભીમરાજ



ગાયક–શિરોમણી
ભીમરાજ

કોશીની એક ત્રીજી જાત થાય છે. આપણે ત્યાં એ નથી દેખાતો પણ એની નાતમાં એ ઉચ્ચ વર્ગનો છે. એનું નામ ભીમરાજ. શરીરસૌંદર્ય અને સંગીત–સુરાવલિમાં ઉપર–વર્ણવ્યા બન્ને કોશીથી ચડે એવો. શરીર તો આપણા કોશી જેવડું જ, પણ માથા પર કલગી ધારે. પણ એની વિશિષ્ટતા તો એની પુચ્છડીનાં વધતાં બે પીછાંમાં. એના મૂળ શરીર જેટલાં જ લાંબાં એ પીછાં; એ પીછાંના તાર બાદશાહની પાછળ કોઇ છડી પોકારતા હોય તેવો આભાસ કરાવે.

એવું જ એનું સંગીત છે. સવારના પહોરમાં એના ગાનની ઝડીઓ અવિરત વરસાવે છે. એ સાંભળવા સારુ શોખીનો એને ગમે એટલી કિંમતે ખરીદે છે અને ઘેર રાખે છે. સ્વયં ગાયન જેવી જ એનામાં અનુકરણશક્તિ પણ તીવ્ર હોય છે. એ જાતજાતની બોલીઓ બોલી શકે છે. માણસના અવાજની પણ નકલ કરી શકે છે, પણ એ તો પાળે ત્યારે. બાકી વગડામાં રખડતો હોય ત્યારે, બીજાં પંખીનાં ચાળા પાડવાનું એના આખા દિવસનું કામકાજ. એની આ શક્તિને પ્રતાપે જ લોકો એને પાળે છે. મુંબઇ–કલકત્તાનાં બજારોમાં એ વેચાતો મળી શકે છે. એનું અંગ્રેજી નામ : The Larger Racket–tailed Drongo.

## ચાગલી અને ચિબાબલી

# કાબર

**ઘોંકાઘોંકી મ કર રાજા ! ઘોંકે અમે મરીએ,**
**સરવા સાદવાળો તો ઊડી ગયો, કે'તો કલબલ કલબલ કરીએ !**

રાજાએ પોપટ પાળ્યો હતો; એક દિવસ પોપટ ઊડી ગયો અને ખાલી પીંજરામાં કાબર બેસી ગઈ. નિત્યક્રમ પ્રમાણે રાજા સવારે 'પઢો પોપટજી સી...તારામ' બોલાવવા લાગ્યો. પણ બોલે કોણ ? ચીડમાં રાજાએ ઘોંકા માર્યા ત્યારે જરા યે ખચકાયા વગર કાબરે જવાબ દીધો કે: **"ઘોંકાઘોંકી મ કર રાજા..."**



કાબર

પીંજરામાં પુરાઈ છતાં આવો તડાક જવાબ લોકસાહિત્યકારોએ કાબરના મોંમાં મૂકયો તે એના સ્વભાવને આબાદ રીતે રજૂ કરે છે.

કાબર એટલે સાવ નિર્ભય પંખી. કાગડો ચકોર ખરો, પણ શરીર જાળવવા માટે એ વધારે પડતો સજાગ રહે. જરા જેટલા યે હલનચલનથી એ સાવધ રહે. કાબર સજાગ ખરી, પણ એને કશી બીક જ નહિ ને ? બધે રખડે–વગડામાં, ગામમાં, ઝાડ પર ને ઝાંખરાંમાં, ફળિયામાં ને ઘરમાં. કાગડાના ટોળા વચ્ચે પણ રખડતી હોય અને કાગડાની પડખેથી જ આહાર ઉડાવતી હોય. કાગડાને ય પાંખનો ફટાકો લગાવતી જાય, દૂર ધકેલતી જાય અને આહાર આરોગતી જાય.

કાગડાની સાથોસાથ એને આમ નિર્ભય ફરતી જોઈને લોકસાહિત્યની એક વાર્તામાં કાગડાને અને કાબરને જમીન ખેડવામાં ભાગીદાર બનાવ્યાં છે. પણ કાગડો રહ્યો લુચ્ચો. કામ કરવાની આળસ. આથી ચાંચને જરાક વાગતાં સુતાર પાસે ચાંચ ઘડાવવા ગયો અને પછી તો જ્યારે જ્યારે કાબરે તેડાં મોકલ્યાં ત્યારે સંદેશો કહાવ્યો :

ઠાગાઠૈયા કરું છું, ચાંચુડી ઘડાવું છું,
જાઓ...કાબરબાઇ ! કાલ વે'લો આવું છું.

છેવટ ખેતરમાં બાજરો પાક્યો એટલે કાગડાભાઇ હાજર થયા. કાબર એના માથાની નીકળી. એણે બાજરો મસળીને જુદો તારવ્યો અને ઠૂંસાંનો ઢગલો પડખે કર્યો. ઠૂંસાંના મોટા ઢગલા પર એણે બાજરાના થોડાક દાણા વેર્યા. નાના–મોટા ઢગલામાંથી ગમે તે પસંદ કરવાનું કહેતાં તો કાગડાભાઈ ટપ લઇને મોટા ઢગલા પર બેસી ગયા; કાબર બાજરાનો નાનો ઢગલો લઇ ગઇ; કાગડાભાઇએ રાજી થઈને ત્યાં જ ખાવાનું આરંભી દીધું. પણ થોડા દાણા ખાધા પછી મોઢામાં ઠૂંસાં ભરાઈ ગયાં ત્યારે જ ખબર પડી કે પોતે આબાદ બની ગયો છે ! કાબર એના માથાની નીકળી ! કાગડાને આ રીતે અક્કલ–ચાતુરીમાં છેતર્યો હોય તો તે માત્ર કાબરે જ, અને તે પણ અદ્‌ભુત રીતે.

આ વાર્તામાં એનો બીજો સ્વભાવ પણ દેખાય છે અને તે સતત મહેનત કરવાનો. સવારથી સાંજ સુધી, ઘડી યે આરામ વગર કાબર ચારે બાજુ રખડયા કરતી હોય અને આહાર મેળવ્યા કરતી હોય. ઉનાળાને ખરે બપોરે કાગડા જેવું કઠોર પંખી પણ તડકાથી ત્રાસી મોઢું ઉઘાડી ઝાડમાં ભરાઇ બેઠું હોય ત્યારે કાબર ચારે બાજુ નીકળી પડે અને આહાર શોધ્યા કરે. જાણે તડકાની સાડીબાર જ ન મળે !

એનો આહાર જોયો હોય તો જીવજંતુ પણ ખરાં અને અનાજ પણ ખરું. ટીડડાં અને ખડમાંકડાં ખાય, કરોળિયા ને મકોડા ખાય. ચોમાસામાં મકોડા ઊભરાઇ પડે ત્યારે મકોડા સારી પેઠે એ ઉડાવે. ચોમાસામાં ફૂટી નીકળતાં જીવડાં ખાવા ગામ બહાર વગડામાં પણ પહોંચી જાય. મોટે ભાગે જમીન પરથી જ આહાર મેળવી લેનારી. ઢોર પાછળ પણ ફરતી હોય અને ઊડતાં જીવડાં ઉડાવતી હોય.

ઘર–આંગણામાંથી વેરાયેલા દાણા ચરી જાય અને સીમ–ખેતરમાં પણ પહોંચી જઇને પોંક ઉડાવી આવે. પણ મોટે ભાગે જીવજંતુ વધારે ખાય. ખાસ કરીને પાકને નુકશાન કરનારાં જંતુને વધારે ઉડાવી જાય, તેથી એને

મોરિશિયસ, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ અને હવાઇના ટાપુઓમાં એવાં જીવડાં ખાઇ જાય તો ખેતીને મદદગાર થાય એમ માનીને દાખલ કરવામાં આવી છે.

દાખલ કરતાં તો કરી, પણ એને દાખલ કરનાર એની આળવીતરાઇના જાણકાર નહિ હોય ! કાબર કદી પોતાના પ્રદેશમાં બીજાને ઘૂસવા ન દે. પાંખો મારે, ચાંચો મારે, બૂમ મચાવે અને તગડયે જ છૂટકો કરે. હવાઇ ટાપુમાં દાખલ કરી પણ ત્યાં કબૂતર ઘણાં બધાં હતાં. કબૂતરો એની સાથે આહાર ચણવા આવવા માંડયાં. પોતે હજી મહેમાન જેવી ચાલી આવતી હતી; કબૂતર તો ત્યાંનાં ઘર–ધણી જેવાં, જૂનાં વતની હતાં; છતાં એ કબૂતરને સહન ન કરી શકી. આખી કબૂતર–જાતિને ટાપુમાંથી તગડી મૂકી ત્યારે જ છૂટયો કર્યો. એમ જ એને આન્દામાનમાં દાખલ કરતાં એણે 'બાણુના'ને (White-eye) એ પ્રદેશમાંથી તગડી મૂકી.

પણ એનો આ સ્વભાવ બીજાં પક્ષીઓને ભારે મદદરૂપ નીવડયો છે. બિલાડી નીકળે કે સર્પ નીકળે, ઘો નીકળે કે નોળિયો નીકળે; તરત જ કાબરની નજર પડવાની અને કલબલાટ કરી મૂકવાની. 'માર્યાં મોર તોભાં' કરી મૂકે એવો જ સ્વભાવ. સર્પ કે બિલાડી કાંઇ કાબરનાં ખાસ દુશ્મન નથી. છતાં એ દેખાયાં એટલે જાણે કાબરનો જૂગ–જૂનો શત્રુ નીકળ્યો. રાડોરાડ મચાવી મૂકે અને બિલાડી કે સર્પ પર ઝપટો માર્યા કરે. ઘડીવારમાં નાનાં પંખી ઊડી જાય અને કાગડા જેવાં જોરાવર પંખીઓ મારમાર કરતાં એ સ્થળે આવી પહોંચે. પછી તો જોઇ લો સર્પ કે બિલાડીના હવાલ. બન્ને તરફથી મારો શરૂ થાય. સર્પ–બિલાડી છટકી ન જાય ત્યાંસુધી છેડો ન મેલે. આ દરમ્યાન વળી કોઇ માણસ ચડી આવે તો સર્પ મૂઓ જ જાણવો. આ રીતે કાબરની જાહેરાતથી કેટલા યે સાપ રામશરણ પામ્યા હશે !

એના આ સ્વભાવને કારણે એને પંખીઓની ચોકિયાત કહીએ તો પણ ખોટું નથી. માળામાંથી ઈંડાં ખાવાના બિલાડી કે સર્પના પેંતરાને તોડી પાડતી હોય અને બચાવી લેતી હોય તો તે કાબર જ. એની આ વિશિષ્ટ સેવાને લક્ષમાં લઇને પંખીજાતિ એને ચોકિયાતનું બિરદ આપે અને ખાસ સભા બોલાવીને એને 'સ્વજાતિરક્ષક'નો ચંદ્રક આપે તો વધારે કર્યું ન ગણાય !

ચોકી કરવામાં કાબરનું ખાસ હથિયાર એનો 'કલબલાટ.' આખો દિવસ એનો કલબલાટ ચાલ્યા જ કરતો હોય. સવાર હોય કે ખરો બપોર હોય, રેઢો હોય કે સાંજ પડતી હોય, કામ બંધ કરી જરા સાંભળવા પ્રયત્ન કરીએ તો કયાંક બેઠી બેઠી એ "ચુક ચુક ચુક" કે 'ટીકુ ટીકુ ટીકુ' કરતી

સંભળાય જ. બિલાડી–સર્પને જોઈને એનો કલબલાટ ઘોંઘાટની ટોચે પહોંચે છે. પણ સામાન્ય રીતે માત્ર આ જ ઘોંઘાટ સાંભળનારાં આપણાં લોકો વધારે કોલાહલ કરનારને કાબરના કલબલાટ સાથે સરખાવે છે. પણ કાબરના કલબલાટ પાછળ એક સંગીત રહેલું છે એ તો એને ધ્યાન દઈ સાંભળનારા જ જાણી શકે અને માણી શકે.

આપણે એને કાબર કહીએ છીએ, પણ ઉત્તર હિંદ અને બીજે સ્થળે એને મેના કહે છે. મેના તો આપણે, આખે શરીરે કાળી અને પોપટની સાથોસાથ પીંજરામાં સ્થાન પામીને જાતજાતનાં અનુકરણ કરતી હોય છે એને કહીએ છીએ. પણ જાણીને આપણને નવાઈ થાય, પરંતુ વાત સાચી છે કે આપણી કાબર એ મેનાની જ પિતરાઈ છે. પેલી પિંજરસ્થ મેના જેટલું એનામાં સ્વર–વૈવિધ્ય નથી, સ્વર–માર્દવ નથી, છતાં એના વર્ગની વિશિષ્ટ ગાન–શક્તિ તો એનામાં પૂરેપૂરી છે જ.

એ બોલતી હોય છે ત્યારે સાવ ખડ વાઢતી હોય તેમ આડુંઅવળું કે ઠેકાણા વગરનું નથી બોલતી. એમાં જાતજાતના લહેકા હોય છે. એ લહેકામાં યે સ્વરના ભાતભાતના આરોહ–અવરોહ હોય છે. અને ફેંકી દીધેલાં મોતીમાં યે એક જાતની રચના આવી જાય છે એવી એના છૂટા મૂકી દીધેલા સુરોમાં પણ એક જાતની રચના આવી જાય છે. આ ઉપરાંત એના ગળામાં અનુકરણ–શક્તિ પણ હોય છે. ધ્યાન રાખીને કયારેક જોજો–કયાંક ખૂણામાં ભરાઈને એ બેઠી હોય, લહેરથી જાતજાતના લહેકા કાઢતી હોય, ઘડીક 'કી....ચુ કીચુ' તો ઘડીક 'ઢચાંગ...ઢચાંગ', ઘડીક 'ચીં...ચીં...ટીં...ટીં' તો ઘડીક 'પટુ....પટુ', અને કયારેક વળી આ બધું એકી સાથે બોલતી જાય અને માથું ઊંચુંનીચું નમાવતી જાય. એની વિચિત્ર આંખ–રચનાને કારણે જાણે મચકારા મારતી લાગે. ક્યારે કેવો સુર કાઢી બેસશે એ કહેવાય જ નહિ. જાદુગરની કોથળીમાંથી એક પછી એક આશ્ચર્યમાં નાખી દેતી વાનીઓ નીકળતી આવે એમ ભાતભાતની બોલીઓ એના ગળામાંથી છૂટતી આવે.

એમાં જો દૂરથી કોઈ પંખીને બોલતું સાંભળે એટલે થઈ રહ્યું. એના ચાળા જ પાડવા લાગે. ચાળા એટલે બસ ચાળા જ ! ગંભીર થઈને બેઠા હોઈએ પણ એના લટકુડા ચાળા સાંભળીને હસી જ પડીએ. ઘણા મશ્કરા એવા હોય છે, જે શ્રોતા–સમુદાયને પેટ પકડીને હસાવવા છતાં પોતાના મોઢાની રેખા યે ન ફરવા દે; એવી જ આ કાબર. એ જાતજાતના ચાળા પાડતી હોય, પણ મોઢા સામે જુઓ તો જાણે સાવ નિર્દોષ; કદી યે ચાળો પાડયો જ નથી !

જાણે કેટલા યે વખતથી એમ ને એમ શાંત અને સ્વસ્થ જ બેઠી છે! 'મસિદમાં સાલો ગર્યો સે જ કોણ ?' એમ જાણે ન કહેતી હોય !

એના આ ચાગલા અને લટકુડા બોલની જો એક વાર મીઠાશ નજરે પડી ગઇ તો પછી ગમે ત્યારે કામથી થાકીએ ત્યારે એનું એ ગાન–શ્રવણ મનનો થાક ઉતારી હળવા બનાવી દે. નાટકોના ગંભીર રસને હળવો કરવા મશ્કરાનું પાત્ર લેખકો મૂકે છે તેમ પક્ષી–જગતમાં મશ્કરાનું પાત્ર આપવાનું નક્કી થાય તો કાબરનો નંબર પહેલો લાગે. એના આ ગાયનના પણ રસિયા નીકળે છે અને તેને પીંજરાંમાં પૂરીને ઉછેરે છે.

પણ એના આ સ્વર–વૈવિધ્ય તરફ આપણું વિશેષ ધ્યાન નથી ખેંચાતું, કારણ કે એની જ જાતની મેના ગાયનમાં શિરોમણી છે એટલે બિચારી આ કાબરને કોઇ લેખામાં નથી લેતું. પણ એ આપણી માન્યતાને લેખામાં લીધા સિવાય પોતાનું ગાન આખો દિવસ ગાયા કરે છે. એના આ સંગીતની કોઇએ કદર કરી હોય તો તે મ્હૈસુર રાજ્યે. પંજાબ, મુંબઈ, યુક્તપ્રાંત, બંગાળ વગેરે પ્રાંતોમાં એ જીવજંતુ ખાતી હોઇને ખેતીકામમાં મદદગાર તરીકે કાયદાથી સુરક્ષિત છે, પણ મ્હૈસુરમાં તો એ 'Birds of song, absolutely'– ખાસ કરીને ગાયક પંખી તરીકે જ એને સુરક્ષિત ઠરાવી છે. છેવટ એક રાજ્ય એવું છે ખરું જે એના સંગીતની કદર કરે છે !

જો એના સ્વર તરફ આપણું ધ્યાન નથી ગયું તો એના રંગ તરફ આપણું ધ્યાન ગયું છે ખરું ? એકદમ કોઈ આપણને પૂછે કે કાબરનો રંગ વર્ણવો–તો આપણે અચકાઇ જ જવાના. આખો દિવસ આપણી પાસે ને પડખે એ ફરનારી છતાં એના રંગનો આપણને ખ્યાલ જ નથી હોતો.

છતાં એનો રંગ ધ્યાન બહાર જવા દેવા જેવો નથી.એની ચાંચ પીળી, જે એની બન્ને આંખો પાસેના પીળા લાખા સાથે મળી જાય છે. એની આંખની રચના કોઇ વિચિત્ર છે. પાસે બેઠી હોય છતાં એના આ પીળા લાખાને કારણે એની આંખ કયાં છે એ શોધવી ભારે મુશ્કેલ પડે. આવી ભુલભુલામણી એની આંખ આસપાસ શા માટે હશે ? એની આંખો શું એટલી બધી મોંઘામૂલી હશે કે તેના રક્ષણ અર્થે કુદરતે એની આસપાસ આવો રંગ–વિભ્રમ રચી સંરક્ષણ ઊભું કર્યું હશે ?

એનું માથું કાળું ખરું, પણ જરા ધ્યાન દઇને જોઇએ તો ભારે ચળકતું લાગે. ડોક ઉપર કાળી થઇ હળવે હળવે નીચલા ભાગમાં ડીલના તપખીરિયા રંગમાં ભળી જાય. સમગ્ર દેહનો વર્ણ તો ઘાટો તપખીરિયો જ કહી શકાય.

પૂછડીના છેડા અને પૂછડી નીચલો ભાગ સફેદ. એની પાંખ વચ્ચે સફેદ પટ્ટો; જેવો દૈયડ અને દેવચકલીને હોય છે તેવો, પણ ભારે સફેદ લાગે. એ ઊડે ત્યારે એ સફેદ પટ્ટા એકધારા પાંખના ફટાકાથી સફેદ કુંડાળાં રચતા જાય. પગ પીળા.

એ માળા બાંધે ઘરની બખોલોમાં કે નળિયાંમાં. ઝાડ પર ક્યારેક જ બાંધે. માળામાં ઝીણી લાકડીઓ, કાગળના અને ચીંથરાંના ગાભા, ડૂચા અને પીંછાં ભરચક ભરી દે. કચરો ઉપાડતી જાય, વેરતી જાય અને માળો બાંધતી જાય. માળો મોટો બધો હોય. એનો કોઇ ચોક્કસ ઘાટ તો હોય જ નહિ. જેવું સ્થળ, તેવો ઘાટ. ઘણી વાર કાગડા–ખિસકોલીના જૂના માળા થોડા ઠીકઠાક કરીને વાપરતી નોંધવામાં આવી છે ખરી. માળાની વચ્ચે ત્રણથી ચાર વાદળી રંગનાં ઇંડાં મૂકે. ઇંડાં પર આછી કાળી છાંટ.

બચ્ચાં નીકળે ત્યારે સાવ નાગાં. હાથમાં લઈએ તો જાણે માંસનો લોચો લીધો લાગે. ધીમેધીમે એમને પીંછાં ને રંગ આવતો જાય. બચ્ચાંને એ જીવડાં ખવરાવે ને મોટાં કરે.

માળા બાંધવાની જગા પસંદ કરવામાં ચકલીની પેઠે જ મૂર્ખાઇ કરે ખરી, પણ ઘરની બખોલો અને નળિયાંમાં માળા બાંધવાની સુરક્ષિતતાને કારણે, એના હિંમતવાન અને સાહસિક સ્વભાવને કારણે, જીવજંતુ કે અનાજ બધું ખાઈ શકવાની શક્તિને કારણે એની જાત વધતી ચાલી છે.

એને નિરાંતે જોવી હોય તો બે સમય. સવારે એ કાગડાનાં ટોળાંની સાથોસાથ બેઠી હોય. કાગડાના કરાં...કરાં...અવાજની સાથોસાથ કલબલાટ કરતી હોય અને ક્યાં જવું એની જાણે ધમાલ મચાવતી હોય. કાગડાની સાથોસાથ જ ખોરાક માટે ગામ બહાર ઊડી જાય.

સાંજ પડ્યે કાગડાનાં ટોળાં ઘર તરફ પાછાં ફરે ત્યારે વગડામાંથી કાબર પણ હરિફાઈ કરતી હોય તેમ ટોળાં રચીને કાગડાની સાથે જ પાછી ફરતી હોય છે. લાંબા લહેકાથી ઊડતાં કાગડાનાં ટોળાં અને ઝપાટે પાંખો ફફડાવતાં કાબરનાં ટોળાંને દૂરથી જોઇને ઓળખી કાઢવામાં પણ આનંદ મળે અને આંખને કસરત થાય.

વગડામાંથી પાછી ફરીને પણ એ કાગડા સાથે જ એક ઝાડ પાર ધામા નાખે અને કલબલાટ શરૂ કરે. રાત પડ્યે આખા દિવસનું કામ આટોપી સ્ત્રીઓ આંગણામાં ટોળે મળી નિરાંતવે જીવે વાતોના તડાકા મારતી હોય છે તેમ કાબર પણ આખા દિવસના કામકાજનો જાણે સરવાળો માંડતી હોય

તેમ ક્યાં ય સુધી કલબલાટ મચાવ્યા કરે. પણ કાગડા કાં...કાં...કરતા રહે તે પહેલાં એ પોઢી જવાની ને શાંત થઈ જવાની. વહેલી પડે સવાર.

જે કાબરનું આપણે વર્ણન કર્યું તેનું અંગ્રેજી નામ The Common Mynah; એનો દેહવર્ણ-સૂચવતા એના સંસ્કૃત નામ કર્બૂર પરથી જ ગુજરાતી નામ કાબર પડ્યું લાગે છે.

આખો દિવસ આપણી આસપાસ ફરનારી છતાં આપણા લોકસાહિત્યમાં કે આધુનિક સાહિત્યમાં જોઈએ તો કાબરનું સ્થાન કેટલું ? લગભગ નહિ જેવું જ. આપણા લોકોનું શા માટે એના તરફ ધ્યાન નહિ ખેંચાયું હોય ?

જ્યારે ધ્યાન ખેંચાયું નથી ત્યારે કાબરનું જોડું ફરતું હોય એમાં નર કયો અને માદા કઈ એ ઓળખવા માટે તો આપણા લોકો વિચાર જ શા માટે કરે ? એમણે તો નર અને માદા બન્ને માટે નારી જાતિનું એક જ નામ આપી દીધું છે : કાબર. કાબર કેવી એમ જ આપણે કહીએ છીએ. કાબર કેવો કે કેવું આપણે કહેતા નથી. આનું શું કારણ?

આવી જ રીતે આપણે બીજાં પંખીઓનાં નામ પાડ્યાં છે. કોયલ, સમળી, દેવચકલી, મેના, સુગરી, હોલી વગેરે પક્ષીઓ નારી જાતિમાં જ બોલાય છે. જ્યારે કાગડો, કલકલિયો, હોલો, શકરો, દિવાળીઘોડો, કાળીઓકોશી, વગેરે નર જાતિમાં જ બોલાય છે. જે પક્ષીઓ નરજાતિમાં બોલાય છે તેમાં એકલા નર હોય અને જેનાં નામ એકલાં નારીજાતિમાં બોલાય છે તેમાં માદા જ હોય એમ તો કોઈ ન જ માને. છતાં આમ કેમ બન્યું હશે ? કદાચ પક્ષીઓના ઉપરટપકાના રૂપરંગ અને વ્યવહાર જોઈ, એના અભ્યાસમાં બહુ ઊંડા ન ઊતરનારા આપણા લોકોએ એવાં નામ યોજી દીધાં હશે.

કાગડાનો અવાજ અને આકાર, કાળીઆ કોશીનો ચિત્કાર અને વેગીલી ઊડ, કલકલિયાનો ચિત્કારપૂર્ણ કલકલાટ અને વૃદ્ધ ડોસા જેવા હોલાનો ગંભીર રવ—એમને નરજાતિનું નામ અપાવવામાં કારણરૂપ બન્યાં હોય તો ના નહિ.

એમ જ કાબરનો નાજુક દેહ અને સ્ત્રીઓ જેવો કલબલિયો સ્વર, સમળીની મોટી કાયા છતાં ઘોડીના હણહણાટ જેવો તીક્ષ્ણ સ્વર, સંપૂર્ણ માર્દવયુક્ત કોયલનો સ્વર અને ધીરગંભીર હોલા સામે ઉતાવળા અને બેઠા અવાજે બોલતી હોલી—આ બધાં કારણોએ નારીજાતિસૂચક નામ આપ્યાં હશે.

બાકી આ નરમાદા—નામવાચક પંખીઓમાં નર અને માદા બન્ને હોય છે. કાબરના જોડામાં પણ વિશેષ ધ્યાનથી જોનારને બે કદ દેખાવાનાં—એક નાનું

અને બીજું મોટું. મોટો તે નર, નાની તે માદા. નર અને માદાને ઓળખવા છતાં કાબર નામ એવું રૂઢ થઇ ગયું છે કે કાબર કેવો છે એમ બોલીએ તો કેવું વિચિત્ર લાગે ?

## ૨ : બબ્બઈ અથવા પાવૈ

બીજી એક કાબર આપણે ત્યાં થાય છે. એનું નામ બ્રાહ્મણી મેના, બબ્બઇ અથવા પાવૈ. આ બબ્બઈ કાબરથી નાની. માથા પર કાળી ચોટલી, પાછળ ઢળકતી મૂકી દીધી હોય તેવી. (બ્રાહ્મણ પણ ચોટલી રાખે તેથી તો બ્રાહ્મણી નામ નહિ પડયું હોય?) આખા ડીલનો રંગ ઝાંખો બદામી. નીચલો ભાગ ભૂખરો. પગ ઉપરનો ભાગ અને પૂછડીના છેડા સફેદ. ચાંચ અને પગ પીળાં.



ચોટલીવાળી બબ્બઈ

કાબરની જ એ પિતરાઈ છતાં અને આપણે ત્યાં બારે માસ રહેનારી છતાં, આપણું ધ્યાન એના તરફ ઓછું દોરાયું છે. છતાં લક્ષ આપીએ તો એનો લહેરી સ્વભાવ, આખો દિવસ હળવા સાદે જાતજાતના લહેકા કાઢવાની એની શક્તિ–એ બધાથી આપણને પૂરો આનંદ આપે. શરીરમાં અને સ્વરમાં એ નાજુક એટલે આપણી ધમાલિયા કાબર કરતાં વધારે ગરવી અને ડાયલી લાગે.

પણ એ માનવ–વ્યવહારની પડખે વધારે ચડતી નથી. એનું આહારકાર્ય પતાવીને તરત ઝાડની ડાળીએ બેસી જાય અને લહેરથી હળવા સદે ધીમે ધીમે ગાન ગાયા કરે.

એનામાં પણ કાબરની જેમ અનુકરણ–શક્તિ સારા પ્રમાણમાં હોય છે અને ઘણા ઉસ્તાદો એને તે માટે તાલીમ આપતા હોય છે. ભાવનગરવાળા પંખી–અવધુત શ્રી. કંચનરાયે આવી એક બબ્બઇને અસલ તેતરનું ગાન શીખવ્યું હતું. સામાન્ય રીતે હળવે સાદે ગાતી આ નાનકડી બબ્બઇને અતિ ઊંચા અવાજે આબેહૂબ તેતરની બોલીનું અનુકરણ કરતી સગે કાને સાંભળવા છતાં મનને ભ્રમ જ રહી જાય કે ખરેખર આ નાનકડી બબ્બઈ જ ગાઇ રહી છે ?

જમીન પર જીવાત માટે એ ફરે, છતાં એને વધારે તો ઝાડ પર ટેટા ને ટેટીઓ, લીંબોળીઓ ને એવાં ફળ ખાવામાં જ લહેર પડે.

એ પણ માળા તો ઘરની બખોલો અને ઝાડનાં પોલાણમાં જ કાગળ, ચીંથરાં, પાંદડાં વગેરે વડે બાંધે અને તેમાં ઈંડાં મે–જૂન આસપાસ મૂકે. લક્કડખોદે પોતાને માટે કોરેલા અને બચ્ચાં ઉછેરીને ખાલી કરેલા માળાનો એ સારી પેઠે ઉપયોગ કરે છે. એનું અંગ્રેજી નામ : The Brahminy mynah.

## ૩: શિરાજી અથવા ઘોડાકાબર

ત્રીજી એક જાતની કાબર આપણે ત્યાં થાય છે. એનું નામ શિરાજી અથવા ઘોડાકાબર. મોટે ભાગે એ બજારોમાં ફરતી હોય છે. બબ્બઈ કરતાં એની સંખ્યા વિશેષ હશે અને એના કરતાં વધારે નજીક એ આપણી વચ્ચે રહે છે છતાં એના અસ્તિત્વનો ખાસ ખ્યાલ આપણા જનસમાજમાં નથી; એનું કારણ એના અંગના રંગમાં છે.

લગભગ આપણી કાબર જેવડી જ આ શિરાજીના રંગને આછો ધુમાડિયો કહી શકાય. આ ધુમાડિયા રંગમાં ભાત પાડે છે એની કેસરવર્ણી ચાંચ: ચાંચ પાછળનું લાખું પણ કેસરી રંગનું. પેટનો ભાગ, પાંખ વચ્ચેનો પટ્ટો અને પાંખની કિનારનાં પીછાં આછાં ગુલાબી. માથું, ડોકનો પાછળનો ભાગ અને પાંખના છેડા કાળા. પગ પીળા.

નાજુક દેહ અને સુંદર છતાં કાચા દેખાતા એના રંગો જોઈને જનસમાજ એને આપણી કાબરનાં બચ્ચાં જ માને છે. વર્ષોથી જનસમાજ આ ભ્રમણામાં છે, છતાં કદી યે એમને શંકા નથી ઊઠતી કે કાબરનાં આ બચ્ચાંનો રંગ કાં બદલાય નહિ અને કાબર જેવો રંગ કાં ધારણ કરી લે નહિ? કે એક પછી એક કાબરોનાં બચ્ચાં ઊભું વરસ એક બીજાનું સ્થાન પૂરતાં આવતાં હશે એમ માનીને જનસમાજ ચાલ્યો જતો હશે?

જનસમાજ ગમે તે ધારે, પણ આ કાબર તો બજારોની વચ્ચે દુકાને દુકાને ફરીને પોતાનો આહાર મેળવ્યે જાય છે. વિરમગામ અને અમદાવાદનાં જંકશનો પર આવેલ પ્લેટફોર્મનાં છાપરાંમાં તો એણે હજારોની સંખ્યામાં અડ્ડા જમાવ્યા છે. વહેલી સવારમાં એ જંકશને ગાડી પહોંચે ત્યારે વિપુલ જનવ્યવહારનો કોલાહલ વધારે કે જાગી ઊઠેલી આ શિરાજીનાં ધાડિયાંનો અવાજ વધારે, એ નક્કી કરવામાં મીઠી મૂંઝવણ થાય. એનો કોલાહલ, રંજાડ અને ચરકથી ગંદકી કરવાને કારણે સત્તાવાળાઓ એને તગડવા માટે પ્રયત્નો કરીકરીને થાકયા, પણ એણે એ સ્થાન નથી છોડયાં.

આ કાબરની માળા બાંધવાની એક ભારે વિચિત્ર ટેવ નોંધાઈ છે. જન-સમાજની વચ્ચે ઊભું વરસ વસવાટ કરવા છતાં માળા તો એ વહેતી નદીને કાંઠે ભેખડોમાં અને તેને અભાવે પાણીવાળા તળાવને કાંઠે કે કૂવાની બખોલોમાં સમૂહમાં જઈને બાંધે છે. આ કારણે તો એનું અંગ્રેજી નામ પડ્યું છે: The Bank Mynah. પણ એની આ ટેવમાં અપવાદ નજરે ચડ્યો છે. અમારે ત્યાં ગામની બજારમાં દુકાનોની ઉપરની બખોલોમાં માળા બાંધતી, ઈંડાં ઉછેરતી અને નાનાં બચ્ચાંઓને ચણ ખવરાવતી એ નજરે ચડી છે. ઊલટું, આ ગામને પાદર વહી જતી નદીના કાંઠાને એણે વર્જ્ય ગણ્યો છે.

## ૪ : વૈયાં

ચોથી એક કાબર થાય છે, જે આપણે ત્યાં બારે માસ નથી રહેતી અને ખેડૂતો જેને બરાબર ઓળખતા હોય છે તે–વૈયાં. પાકને ખાઈ જતાં વૈયાંને આખો દિવસ ઉડાડતા ખેડૂતોને સ્વપ્ને પણ ક્યાંથી ખ્યાલ હોય કે વૈયાં ઘરઆંગણે વસતી આપણી કાબરનાં પિતરાઈ છે અને ઠેઠ ઇટાલી અને હંગરી, એશિયામાઇનર અને તુર્કસ્તાનથી આપણે ત્યાં આવે છે!


વૈયાં

એના આખા ડીલનો મુખ્ય રંગ ચળકતો ગુલાબી. માથું, ગરદન, છાતી, પાંખો અને પૂછડી કાળા રંગનાં. એકલો કાળો રંગ નહિ, પણ એમાં વાદળી કે જાંબુડિયા રંગની ઝાંય પડે. ચાંચ ગુલાબી અને પગ પીળા. માથા પર જોઈએ તો ક્યારેક વાળનો મોટો જથ્થો લાગે, જે ચળકતો કાળો હોય. કદ તો આપણી કાબર જેવડું જ. એના દેહના મુખ્યતમ ગુલાબી રંગને કારણે એનું અંગ્રેજીમાં નામ છે: The Rosy Pastor.

ખેતરોમાં ૨૫–૫૦ કે ૧૦૦–૨૦૦ના ટોળામાં એ ભટકતી હોય. જે ઝાડ પર બેસે એને ચાંચો મારી ઠોલે અને ચરકથી ભરી મેલે. એના એકધારા કચકચ અવાજથી ઘોડિયાં પર બાંધેલા ઘૂઘરા કે ડબલામાં ભરેલી કાંકરીઓ

ખખડે એમ આખું ઝાડ ખખડતું લાગે. કલબલ કલબલ મંડી જ હોય. પાંદડે પાંદડે ફરતી જાય અને ગાતી જાય. આખું ઝાડ જાણે સળવળતું લાગે.

ખેતરમાં પડે તો ખેતરને કયારે કયારે નુકશાન કરે. ખેડુતો પાસે જઇને ઉડાડે છતાં ઊડે નહિ, એવો એનો કાબર જેવો હિંમતવાન સ્વભાવ. ઊડે તો યે થોડા ફીટ દૂર જઇને બેસે એટલું જ. ધક્કા મારીને કાઢો તો જ બહાર જાય એવી. એને ઉડાવવા માટે તો ખેડુતોને ખાસ ટોયા રોકવા પડે છે. પણ ટોયાઓને એ ભાગ્યે જ ગાંઠતી હોય છે. ગોફણોના ઘા ઉપર ઘા પડયે જતા હોય, છતાં એ તો મોલ ઉડાવ્યે જતી હોય. ખેતરમાં મોલ પાકયો હોય ત્યારથી માંડીને પાક ખેતરમાંથી ઊપડી જાય ત્યાંસુધી એની આ રંજાડ ચાલુ રહે. ખેડુતને આ વૈયાં જેટલું નુકશાન કરતાં હશે તેટલું કદાચ બીજું કોઇ પંખી નુકશાન નહિ કરતું હોય. જુવારના લોથેલોથાને ચટ કરી નાખે. એના આ સ્વભાવને કારણે એનું ઉત્તર હિંદમાં બીજું અંગ્રેજી નામ બોલાય છે The Jowary Birds: જુવાર–પંખી. એ પોતે પાકને ઘણું નુકશાન કરે, છતાં તીડ પડે ત્યારે એને ઠેકાણે પાડવામાં મોખરે રહેતાં હોય તો એનાં જ ટોળાં.

ખેતરમાંથી ઉડાડે ત્યારે પીલુડીના ઝાડે એ ટોળે વળીને ભમતી હોય, ઝાડને ગજવતી હોય અને એનાં ફૂલ ખાતી હોય. વૈયાંની સાથેસાથ આપણી કાબરો અને પાવૈ પણ હોય. ચિત્રવિચિત્ર બનેલા એ શુંભમેળામાં સૌ ઉપર નીચે જતાં આવતાં હોય અને સુંદર ચિત્ર ઊભુ કરતાં હોય.

હિંદમાં વૈયાં જૂનમાં આવતાં અને મે આસપાસ ચાલ્યાં જતાં ગણાય છે. કાઠિયાવાડમાંથી એ લગભગ માર્ચની આખરમાં ચાલ્યાં જાય છે અને જૂન–જુલાઇમાં પાછાં આવી પહોંચે છે. એના આગમન–નિર્ગમન વિષે ખ્યાલ રાખતાં ૧૯૪૦માં જોયેલું કે અમારે ત્યાં એણે જૂન તા. ૨૬ મીએ પ્રથમ દર્શન દીધેલાં. જૂન તા. ૨૬ થી જુલાઇ ૨–૩ તારીખ સુધી એનાં ૫–૧૫થી માંડી ૨૦-૩૫નાં ટોળાં હંમેશાં સવારે પૂર્વ તરફથી આવતાં રહેલાં અને પશ્ચિમ તરફ જતાં રહેલાં. સાંજે એ ટોળાં પાછાં ફરતાં ન હતાં તેથી, પૂર્વના પ્રદેશમાંથી આવીને પશ્ચિમ તરફ પથરાવા ચાલ્યાં જતાં હોય તેમ લાગ્યું. એ દિવસો બાદ ધીમે ધીમે એનાં ટોળાં વાડીઓ અને વગડામાં દેખાતાં હતાં.

આ રીતે જોઇએ તો બહાર કરતાં એ વધારે હિંદમાં રહે છે, છતાં શા માટે એટલા વખત માટે એ એટલે બધે દૂર ઇંડાં મૂકવા જાય છે? વર્ષના પોણા ભાગમાં અહીં રહેવા છતાં અહીં જ ઇંડાં શા માટે નહિ મૂકતાં હોય? વતનની પ્રીત એને ખેંચતી હશે? તો પછી હિંદને જ વતન કાં ન માને?

# બાળકોની લાડકી
# ચકલી



> ચકલી તારા ખેતરમાં મેં ઝીંઝવો વાવ્યો,
> ઝીંઝવે ચઢી જોઉં તો કોઈ માનવી આવે...

**ના**ની નાની છોકરીઓ, છ વર્ષની, આઠ વર્ષની, દશ વર્ષની, બાર વર્ષની- સૌ નવરાત્રિના દિવસોમાં સાંજ પડયે, અંધારાં ઊતર્યે ગરબા લઈને પાડોશમાં ઘેર ઘેર ઘૂમે છે અને જાતજાતનાં ગીત ગાય છે. પણ એ છોકરીઓને સૌથી વધુ અને પહેલું ગીત ગમતું હોય તો તે આ અને આસપાસ ઢુંગલું વળી બેઠેલ બાળકોનું પણ અતિ વહાલું ગીત તે પણ આ જ. એ ગીત ગમવાનું કારણ એમાં ભાઈ-ભાભીની મજાની કલ્પના આવે છે તે હશે ખરું, પણ એ કરતાં યે વિશેષ કારણ તો આ ચકલીની કલ્પનાનું છે. એ ગીત સાંભળતાં જ

બાળકના મનમાં ચકલી, એનું ખેતર, એમાં ઊગેલો ઝીંઝવો, એના પર ચડવું-વગેરે એક પછી એક કલ્પનાઓ દોરામાં મોતીના દાણા પરોવાતા જાય એમ સંકળાતી જાય છે.

આ આકર્ષણનું મોટું કારણ તો એ છે કે બાળકોના પક્ષી-પરિચયમાં સૌથી પહેલો એકડો નોંધાવે છે ચકો અને ચકી. સાંજ પડી હોય, બાળકો ભેગાં મળ્યાં હોય, વાર્તા માટે દાંતે બજર ઘસતાં ડોશીમાનો જીવ ખાતાં હોય, ત્યારે સૌને શાંત કરવા ડોશીમા દાતણ મૂકી વાત શરૂ કરવાનાં કે:

**એક હતો ચકો અને એક હતી ચકી;**
**ચકી લાવી ચોખાનો દાણો ને ચકો લાવ્યો મગનો દાણો.**

પછી તો બાલમાનસ સામે અનેક કૌતુકો રચતી વાત આગળ ચાલે કે: ખીચડી રંધાય; ચકીબાઈ પાણી જાય; ચકોભાઈ ખીચડી ખાઈ આંખે પાટા બાંધી સૂઈ જાય; ચકી પાછી આવી પૂછે : ચકો રાજાના કૂતરાનો વાંક કાઢે; ચકાને રાજાના દરબારમાં હાજર કરે; કૂવામાં ટાંગે અને ચકો માની જાય.

આ વાર્તાથી સ્ત્રીસહજ અને પુરુષસહજ સ્વભાવનું દિગ્દર્શન કરાવતી ચકલી બાળકના માનસમાં સ્થાન કરી જાય છે. પછી તો એની રમતો પણ રમાય છે. ચાર પાંચ છોકરાં ટોળે વળે, સૌની હથેળીઓ વચમાં મુકાય, મોટી બહેન સૌની હથેળીમાં કોણી મારતી જાય અને રમત રમાડતી ગાય કે :

**ચકી ચોખા ખાંડે છે,**
**મોર પગલાં પાડે છે,**
**પીતાંબર પાણી ઢોળે છે.**

ચકલી રહી સાવ નાની, પંખીસમાજમાં બાળક જેવી. એનો નાનો એવો ઘાટ બાળકોની આંખમાં તરત જ ગોઠવાઈ જાય છે. એનું નાનું સ્વરૂપ નથી આંખોને આંજી દેતું કે નથી કાગડાની પેઠે ભડકાવી દેતું. ચકલી જોઈને બાળકને એનું ભાંડરુ જ ભેળું રમવા આવેલું લાગે.

બાળક પ્રથમ ઘરનું વાસી, પછી ઓસરીનું વાસી અને ઘણે મોડે મોડે આંગણાનું વાસી. આંગણામાં ઘણાં પંખી હોય, પણ ઘરમાં આવીને બાળક સાથે એ ચીંચકારા સંભળાવીને વાતો કરી જાય તો તે ચકલી જ અને તેથી બાળકને સૌથી પ્રથમ ઓળખાણ ચકલી સાથે જ થવાની.

આથી જ બાળકોની અનેક વાતોમાં ચકલીને સ્થાન અપાય છે. પહેલેથી છેલ્લે સુધી કરુણતા, બસ કરુણતાનું જ વાતાવરણ પાથરતી સોનબાઇની વાર્તામાં પણ ભાભીએ સોનબાઇને ચોખા સાફ કરવા દીધા હોય, ભાભી પરઘેર

બેસવા ચાલી ગઇ હોય, ઓશરીની કોર પર બેસી સોનબાઇ ચોધાર આંસુએ રડતી હોય ત્યાં તો રોજની ગોઠવણ જેવી ચકલીઓ આવી પહોંચે, વગડામાંથી બીજી અનેક ચકલીઓને બોલાવી લાવે અને ઘડી વારમાં ચોખા મોતીના દાણા જેવા સાફ કરી આપે. વળી એકાદ ઘરડી ચકલીની દાઢમાં એક દાણો ભરાઈ રહે, સોનબાઇને એની ભાભી મારે, ફરીથી ચકલીઓ ભેગી થાય અને ચાંચો તપાસી એક દાણો પાછો આપે અને સોનબાઇનાં રુદન શાંત પડે.

પછી તો ચકલી છોકરાંની હાથલાકડી બની જાય છે. કાંઇક જરૂર પડે ત્યાં ચકલીને જ બોલાવે. વાળુ લઇને નીકળી પડેલાં કે છાણ મેળવા રખડતાં છોકરાં નદીકાંઠે ભેળાં થાય, તરસ લાગતાં વીરડા ગાળે, પણ તાજા વીરડાનાં ડોળાં પાણી હોય તે આછરે કેમ ? તરત જ બાળકો સફેદ કાંકરીઓ શોધે અને બોલવા માંડે :

ચકી...ચકી
ડોળાં ડોળાં પાણી પી...જાજે; તાજાં તાજાં રા...ખજે.

એમ કહી ધીમેથી પેલી કાંકરી ડબ દઈને પાણીમાં નાખે. હળવે હળવે ડોળ બેસી જાય, સફેદ કાંકરી દેખાય અને ડોળાં પાણી ચકલી જ પી ગઈ એમ માનીને રાજી થતાં છોકરાં ખોબે ખોબે પાણી પીવા માંડે.

નાનાં ભાંડુડાં કજિયા કરતાં હોય કે મોટી બહેન આવી પહોંચે. 'ચાલો ચકલી–પોપટ રમીએ' કહેતાં તો એણે ધરી રાખેલી હથેળી નીચે નાનાં ભાંડુડાં પોતપોતાની આંગળીઓ ગોઠવી દે એટલે મોટી બહેન બોલવા માંડે :

'ચકલીને ચણ નાખશો જી ?'
'હા જી.'
'ચકલીને પાણી પાશો જી ?'
'હા જી'

આવી પ્રશ્નાવલિમાં બાળકોનાં મન રોકાતાં મોટી બહેન હુકમ આપે :

'ચકલી, પોપટ, ઊડી જાજો !'

પણ ધ્યાનમગ્ન નાનાં ભાંડુડાં એમ ને એમ બેઠાં રહે અને મોટી બહેનની હથેળી નીચે રાખેલી આંગળી મૂઠી ભિડાતાં પકડાઈ જાય અને બીજા હાથથી બહેન 'ચક...ચક ..ચક...' બોલતી પકડાયેલાંને ડીલે ગદગદિયાં કરે અને બાળકો ખિલખિલાટ હસી પડે.

રાત પડયા પછી નાની છોકરી પોતાની ઢીંગલીનાં પોતિયાં શીવવાની હઠ

લે તો ડોશીમા એની વહાલી ચકલીની એક માન્યતા ઊભી કરીને મનાવી લેવાનાં કે 'રાતે કપડાં શીવીએ તો ચકલાંની જીભ શિવાઇ જાય.'

બાળકોની આટલી વહાલી, કેવી છે આ ચકલી? લંબાઇ માપીએ તો માંડ ૭ ઇંચ થાય. રંગ જોયા હોય તો ભૂખરા અને તેજ વગરના. નરમાદાના રંગ જુદા.

ચકલો જોયો હોય તો માથું રાખોડી રંગનું; કોઈ સાધુબાવાએ હોંશમાં કપાળને બદલે માથામાં લાંબું તિલક તાણી દીધું હોય એવું. ગળા પાસે છાતી સુધી મોટો બધો કાળો ચાંદલો; કોઇ ખોટના છોકરાના ગળામાં જંતરની કાળી ડોડી વળગાડી હોય તેવો. પાંખનો રંગ લાલ; દેશી કુંભારે ઘડેલ નળિયાના રંગનો. ઉપર કાળા પટ્ટા, પણ એ તો આડાઅવળા. પૂંછડી ભૂખરા રંગની. ડીલનો હેઠલો ભાગ ભૂખરો સફેદ.

ચકીબાઇનો રંગ ખાસ ધ્યાન પણ ન ખેંચે તેવો. આખા ડીલના રંગને ધૂળિયો કહી શકાય. ક્યાંક ક્યાંક આડાઅવળા લીટા ખરા, પણ એ તો ધૂળમાં લીટા તાણ્યા હોય એવા જ લાગે. આંખ, ચાંચ અને પગ ભૂરા રંગનાં. ચકલાની ચાંચ ઉનાળામાં કાળી થઈ જાય એ એની વિશિષ્ટતા. નવાં પીછાં આવે ત્યારે જરા ઊજળાં લાગે. પણ એ તો કેટલોક વખત? થોડા વખતમાં ધોવાઇ જાય ને મૂળ રંગ આવી જાય.

પણ એના રંગનું વર્ણન નકામું છે. એ આપણા જીવનમાં એટલી બધી ઓતપ્રોત બની ગઇ છે કે આપણે એને જુદી રીતે જોઇને એના જીવનમાં રસ લઇ શકીએ એવું રહેવા નથી દીધું. આપણી હોજરી કે હાથના અસ્તિત્વ વિષે જેમ કદી ખ્યાલ નથી આવતો તેમ આખો દિવસ આપણાં આંગણાં, ઓસરી અને ઓરડામાં ઘૂમતી ચકલીનો આપણને કદી જુદો ખ્યાલ આવતો જ નથી.

છતાં એ ટીનબાણુડીનું આખા દિવસનું જીવન જોઇએ તો ધમાલ ધમાલ જ લાગે. ઘડી પણ શાંત બેસે નહિ. ચીંક...ચીંક...ચીંક એવો એનો ચકચકાટ ઘડીક ધીમે, તો ઘડીક જોરમાં અવિરત ચાલ્યા જ કરવાનો. પળ પણ એની જીભ આરામ ન લેતી હોય તેમ લાગે. પણ એનો અવાજ એના જેવડા જ દેહવાળી ફુત્કી જેટલો તીણો કે રાડિયો નથી એટલે આપણા કાનને ચોંકાવતો કે ખેંચતો નથી.

શાંતિથી બેસવાનું તો જાણે એ શીખી જ નથી. ઘડીક અહીં, ઘડીક તહીં; ઉડાઉડ, બીજી કાંઇ વાત જ નહિ. એના પગ એવડા નાના કે કાગડા અથવા કાબરની જેમ એ એક પછી એક ડગલાં નથી માંડી શકતી; બન્ને

પગે ઠેકડા મારતી ચાલે; નાના એવા શરીરે દેવચકલી અને લેલાંની જેમ ટપુક ટપુક ઠેકડા માર્યા કરે ને આમથી તેમ ફર્યા કરે. એનું આ નાનું સ્વરૂપ સામે ચાલીને વહાલું લાગે એવું હોય છે. જાણે એની ટીનબાજુડી દોડાદોડ જોયા જ કરીએ, જોયા જ કરીએ.

ખાવું, ખાવું ને ખાવું એ જ જાણે એનું જીવન. ઘરમાં આવે તો દાણા ખાય, રસોડામાં જાય તો ઢળેલ ધાન ખાય, આંગણામાં જાય તો જીવાત ખાય; કણ અને કીટ બંને ખાય. એની ચાંચની રચના બંને આહારને અનુરૂપ; નાનાં જીવડાં કે ઈયળને પકડવા જેવી ઝીણી અને દાણાને ચાવવા જેવી કઠોર. ઘરમાં ગમે એટલે સુધી ઘૂસી જાય. એને કશી બીક જ નહિ. બધે જાણે પોતાનું જ સામ્રાજ્ય હોય એમ લહેરથી હરેફરે.

જીવાતનો એ નાશ કરે છે તેથી ખેતીને મદદગાર ગણાઈ છે, પણ જીવાતની સાથોસાથ અનાજ તો એથી યે વધારે ખાઈ જવાની. પણ આવી નાની ચકલી, આપણું કેટલું અનાજ ખાઈ જાય છે એનો ખ્યાલ કોણ બાંધે ? એની જીવાત ખાવાની શક્તિ જોઈને અમેરિકા, ન્યુઝીલેન્ડ અને ઓસ્ટ્રેલિયામાં એને લગભગ ૧૮૫૦ માં દાખલ કરવામાં આવી. પાછળથી એ તો દાણા પણ ઉડાવવા લાગી અને દાખલ કરનારાઓને ચિંતાનો વિષય થઈ પડી. એને માટે અનેક ઉપાય લીધા પણ હજી યે એમની ચિંતાનો વિષય શમ્યો નથી.

બારે માસ આપણા ઘરમાં જ રહેતી લાગતી ચકલી પાક ટાણે તો ખેતરોમાં જ પહોંચી જાય છે. ટોળાંનાં ટોળાં મોલમાં ફર્યા કરે અને ડૂંડાંમાંથી દાણા ઉડાવ્યા કરે. ડૂંડાં પર થૂલું બેસવાની શરૂઆતથી અનાજ પર એનાં ટોળાંના હલ્લા શરૂ થાય, તે છેવટ ખળાવાડમાંથી તૈયાર દાણાને ઘેર પહોંચાડતાં સુધી એમનો ક્રમ ચાલ્યા કરે. એટલો સમય એ ઘરમાં ઓછી દેખાય.

ખેડુતોના છોકરા ડબ્બા વગાડી, ગોફણો મારી મારી એને ઉડાડવા પ્રયત્ન કરે, પણ એક પત્થર તો દરિયામાં ખસખસ જેવો થાય. ભરરર...ભટ્ટ કરતું ટોળું ખેતરને આ છેડેથી ઊડી જાય અને પેલે છેડે બેસી જાય. ગોફણનો ઘા કે ડબ્બાનો અવાજ એને ખાસ અસર ન કરે. ખેતરો વાઢી લીધા પછી યે દિવસોના દિવસો સુધી એનાં ટોળાં ખેતરમાંથી પડયા દાણા વીણતાં હોય. ઉઘાડાં ખેતરોમાં આંખો નોંધીનોંધીને થાકી જાઓ તો યે કાંઇ દેખાય નહિ, પણ એકાદ પત્થર મારો તો ભર્ ર્ ર્ ર્ કરતું એક ટોળું ઊડવાનું ને આંખને ભડકાવી દેવાનું. બીજી ઘડીએ તો એ બેસી જાય, પણ કયાં બેઠું એ શોધવાને તો આંખની પહેલાં જેવી જ પરીક્ષા થાય.

ખળાં લેવાઇ જાય, એપ્રિલ–મે માસ આવે એટલે પાછી એ ઘરમાં આવતી રહે. આવતાં વેંત એ માળો બાંધવાની શરૂઆત કરે. માળો બાંધવાનું સ્થાન શોધવાની એને ખાસ ચિંતા નહિ. કાંઇ પણ આધાર મળવો જોઇએ. ઘરના કરામાં બખોલ મળે તો બખોલમાં, નળિયાંમાં જગ્યા ભાળે તો નળિયાંમાં અને નેવાંમાં માર્ગ દેખે તો નેવાંમાં. ઘરની અંદર ગમે ત્યાં એનો અધિકાર. ઓરડામાં શીંકાં માથે કે ઓસરીમાં ઘોડિયાટ માથે, દીવાનખાનામાં ફોટાઓ માથે કે આડીઅવળી ખીંટી માથે, કાંઇક આધાર દેખે એટલે માળો આરંભી દે.

એની પસંદગી ભલે પછી એને ભૂલ ખવરાવે, પણ જાત એવી મૂર્ખી કે ભૂલ સમજે જ નહિ. અમારા ઘરમાં મોભારે એક નાની એવી ખીલી જડી ગઇ. બસ, ચકલીએ માળો શરૂ કરી દીધો. એક દિવસ, બે દિવસ, પાંચ દિવસ, દસ દિવસ, વીસ દિવસ; માળો બાંધ્યા જ કરે. સૂતર લાવે, શણિયાની દોરીઓ લાવે, ઝાડની છાલ લાવે, સળીઓ લાવે અને માળો બાંધ્યા કરે. આધાર જરા યે ન હોઈ સરંજામ નીચે પડયા કરે, પણ એ અટકે નહિ. રોજ સાંજે એના કચરાનો ઢગલો વાળી નાખીએ અને રોજ સવારે એને ઉડાડયા કરીએ. એમ કરતાં મહિનો વીતી ગયો; ચકલીની મૂર્ખાઇની શગ જેવો કચરાનો ઢગલો થયો. ઇંડાં મૂકવાનો વખત વીતી ગયો અને ચકીબાઇ ચાલ્યાં ગયાં.

આવી મૂર્ખાઈ તો કોઈ પણ જોનારને મળી આવવાની. ઘર વાળવાવાળાને પૂછયું હોય તો તરત જ ચકલીની આ મૂર્ખાઇને પરિણામે એને વેઠવી પડતી મુશ્કેલીનું વર્ણન આરંભી દે. ચોકખું ચણુક કરીને દીવાનખાનું રાખ્યું હોય, પણ ચકીબાઈ એને ચીતરી જ મૂકવાનાં. એ તો જાણે એના અધિકારની જ વાત. દિવસમાં ગમે એટલી વાર ઉડાડી મૂકવા છતાં પાછી ત્યાં ને ત્યાં કચરાનો ઢગલો કરવા આવી પહોંચનાર ચકલીને તગડવા માટે બધા હાથજીભ કાઢી જાય છે, પણ જનસમાજમાં તેનો એક સાદો ઉપાય બોલાય છે. જ્યાં ચકલી માળો બાંધવા લાગે ત્યાં એકાદ દોરડું લઇને તે સ્થાનની આસપાસ બેસ વીંટાળેલો હોય તે રીતે ટીંગાડી દેવું. થોડાક ધક્કા ખાધા પછી ત્યાં આવતી તે બંધ થઇ જવાની. આની પાછળ શું કારણ હશે ? કદાચ ઝૂલતા દોરડામાં એને સર્પનો ભય લાગતો હોય તો ના નહિ.

એવી જ એની બીજી મૂર્ખાઈ ઘડિયાળ કે અરીસો જોઇને શરૂ થવાની. ટક્...ટક્...ટક્ થતી ઘડિયાળ સામે એ બેસી જાય, એનો ચકચકાટ શમી જાય અને ઘડિયાળમાં કોઇ બીજી ચકલી કે પોતાનું બચ્ચું જ પુરાયું હોય એમ માની ઠક......ઠક......ચાંચો લગાવવા માંડે. કોઈ ન વારે તો

કલાકો સુધી એની આ મૂર્ખાઈ ચાલ્યા કરે. એમ જ જો અરીસો દેખી ગઈ અને એમાં પોતાનું પ્રતિબિંબ ભાળી ગઇ તો ચાંચો મારવાની મૂર્ખાઈની શરૂઆત થઇ જાય. ચાંચો મારતાં ચાંચ લપટી જાય, બેસવાનું ઠેકાણું ન મળે તો યે અરીસા આસપાસ ટીંગાયા કરે અને કલાકો સુધી ચાંચો માર્યા કરે. જાણે એના પેલા ભવની કોઇ દુશ્મન અરીસામાં સંતાઇ બેઠી છે અને એનો છેલ્લો નિકાલ આણવા તે તૈયાર થઇ છે!

અરીસા સામેની એની આ જાતની લડાઇ આખા વરસ દરમ્યાન ગમે ત્યારે ચાલતી નથી. મોટે ભાગે એના સંવનનના સમય પહેલાંના દિવસોમાં એ લડાઇ ચાલે છે. એના મસ્તીભર્યા એ દિવસોમાં થોડા દિવસ આવી લડાઇ ચાલ્યા બાદ તે માળાના અને ઇંડાસેવનના કાર્યમાં પ્રવૃત્ત થઇ જાય છે.

પણ અરીસામાં દેખાતા એના પ્રતિબિંબ સાથે લડવાની ક્રિયામાં એના બાઝકણા સ્વભાવનાં પણ દર્શન થાય છે. બે ચકલાં બાઝે એટલે છોડાવવાં મુશ્કેલ. એકબીજાને ચાંચો મારતાં, પગ ભરાવતાં, એકબીજાનાં પીછાં વીંખતાં, ફળિયા વચ્ચે ધમાલ મચાવતાં કલાકો સુધી ગોટા પેઠે દડયા કરે; કેમેય છૂટાં ન પડે. એમાં જો મીંદડી આવી પહોંચે તો થઇ રહ્યું! એકાદને પકડી હાલતી થાય ત્યારે જ બીજું ચકલું ફફડતું ને મારને લીધે છૂટાં પડી ગયેલાં પીછાં ખંખેરતું નાસી છૂટે.

ઘર એને એવું ફાવી ગયું છે કે ઝાડનો તો એ માળા માટે ભાગ્યે જ ઉપયોગ કરે. માળો જોઇએ તો એનો કોઇ ચોક્કસ ઘાટ નહિ. જે સ્થાનમાં માળો બાંધ્યો હોય ત્યાંની સગવડ પ્રમાણે એનો ઘાટ થાય. જેટલું સ્થાન મળ્યું હોય તેમાં એ ચૂંથરાં, વાળ, ઊન, ખડ વગેરે ભરી દઇને માળા બનાવી નાખવાની. મૂઠી જેવડા માળાથી માંડી મોટા ફૂટબોલ જેવડો પણ એનો માળો થઇ જાય. માળાના વચલા ભાગમાં ઇંડાં અને બચ્ચાં માટે એ સરસ ખાડો બનાવીને અંદર લીસી લીસી સામગ્રી ગૂંથી દેવાની. બહારના ભાગમાં પછી ભલે ચીંથરાં અને ઘાસ લટકયા કરે અને ફરફર્યા કરે. એને સરખાં ચોડી દઇને ઘાટ કરવાની કોઈ મનોવૃત્તિ જ નહિ. ઘરમાં અને બખોલમાં માળા બાંધવાથી એને બહારનાં શિકારી પંખીઓથી રક્ષણ મળ્યું છે. અલબત્ત ઘરમાં એના માળા પર બિલ્લીબાઇ અથવા એરુભાઇ તો પહોંચી જવાનાં. પણ એનો સંહાર ચકલી પર ખાસ અસર નથી કરતો.

ઘરમાં માળાની સુરક્ષિતતા, ઠંડી ગરમી ગમે તે સહન કરવાની એની તાકાત અને કણ તેમ જ કીટ અન્ને ખાવાની સગવડને પરિણામે ચકલીની

જાત આપણે ત્યાં વધતી જ ચાલી છે, વધતી જ ચાલી છે. કાગડા, કબૂતર અને કાબરની જેમ ચકલીની જાતે પણ ઘટવામાં નહિ, પણ વધવાનાવિભાગમાં એકડો નોંધાવી દીધો છે. જો કે રાતને સમયે ચામાચીડિયાં એના પર હલ્લો કરીને સારી પેઠે ઉડાવી જાય છે. તેમ જ એક જાતની માખી થાય છે તે એનાં ઈંડાં અને બચ્ચાંની પાંખોમાં ઘૂસી જાય છે. પાંખો કાતરીને પેટમાં ઘૂસે છે ને એમના દેહનો ખોરાક ઉડાવે છે. આવાં તત્ત્વો એની સંખ્યા-વૃદ્ધિ પર થોડોક કાબૂ રાખે છે.

વર્ષમાં ઇંડાં બે વાર મૂકે. ત્રણ-ચાર વખત મૂકવામાં પણ વાંધો નહિ. એકી વખતે ચાર-પાંચ ઇંડાંથી ઓછાં મૂકવાની એને ટેવ નહિ. ઇંડાં હોય નાનકડાં લંબગોળાકારે. રંગ જુદાજુદા હોય, પણ મુખ્યત્વે ભૂખરા સફેદ રંગમાં આછાં છાંટણાં હોય. બચ્ચાં ઉછેરવામાં પણ ભારે હોશિયાર. એનાં નાનાં બચ્ચાં ભારે ખાઉધરાં હોય છે. એમને ખાસ કરીને કૂણી કૂણી જીવાત વધારે ભાવે. સવારથી સાંજ સુધી ચકલો અને ચકલી જીવાત વીણીવીણીને બચ્ચાંના ઉઘાડાં ને અધૂરાં રહેતાં મોઢામાં મૂકયા જ કરે અને ખવરાવ્યા કરે. ખાવામાં બચ્ચાં ન હારે, ખવરાવવામાં ચકલાં ન થાકે. સાંજ પડયે તો અસંખ્ય જીવાતનો સોથ આ રીતે નીકળી જતો હશે.

પણ એકાદ બે અઠવાડિયાં વીતે એટલે બચ્ચાંને પણ દાણા જ વિશેષ ભાવે. જીવાત પડતી મૂકે અને પછી અનાજ માથે હલ્લો શરૂ થાય. નાનાં નાનાં ફળ ખાવામાં પણ એમને પછી વાંધો નથી આવતો.

ચકલી સાવ નાનું પંખી; એનો શિકાર તો કોણ કરે ? એનો શિકાર કરતાં આપણે કોઇને જોતા પણ નથી. છતાં યે એનો શિકાર થાય છે. શા કારણે ? એના નાના એવા શરીરમાંથી માંસ તો કેટલુંક મળે ? પણ ના, માંસ માટે એનો શિકાર નથી થતો. શિકાર તો થાય છે એની જીભ માટે. જીભ માટે ? હા, જીભ માટે. એવી એક માન્યતા છે કે ચકલીની સવા શેર જીભ ખાવામાં આવે તો વૃદ્ધ માણસ પણ જુવાન બની જાય. આથી તો કાઠિયાવાડના એક મહારાજા અનેક ચકલીઓનો શિકાર કરી એની જીભનો શેરવો કરીને ઉડાવતા ! યુનાની દવાઓમાં પણ ચકલીની જીભ વાપરવામાં આવે છે અને એમાંથી ચાકુતીઓ બનાવવામાં આવે છે.

ચોમાસાના દિવસોમાં ચકલીમાં એક નવીનતા દેખાય છે. એ ધૂળના ધફ્ફામાં જઇને બેસે છે અને અંદર ઘૂસી જઇને જાણે પાણીમાં પડી હોય તેમ પાંખો

ફફડાવીને નહાવા માંડે છે. આપણાં લોકો ચકલીની આ ક્રિયાને વરસાદના આગમનની નિશાની ગણે છે. આથી તો આપણે ચોથી ગુજરાતીની એક કવિતામાં પણ પઢી ગયા છીએ કે

**ફડ ફડ ફફડાવે ધુળમાં ચકલી પાંખ,**
**પસરીજ બગ બેસે પાંખ પોતાની સાફ;**
**અરણ્વથી કિનારે આવતાં પંખી ભાળ્યાં,**
**સકળ જન કહે એ વૃષ્ટિના થાય ચાળા.**

હિંદીમાં પણ વરસાદ–આગાહીનું ભડલી–વાક્ય બોલાય છે કે:

**कलमें पानी गरम रहे, चिरियां नावै धूर,**
**अंडा लै चींटी चढै, तो बरखा भरपूर.**

નળમાં પાણી ગરમ રહે, ચકલી ધૂળમાં નહાય, કીડી ઇંડાં લઇ ચાલતી દેખાય–તો ભરપૂર વર્ષા આવે.

ધૂળમાં આ રીતે નહાવાનું કારણ શું હશે? પક્ષીઓનાં પીછાંમાં એક જાતનો પાવડર હોય છે, જે તેનાં પીછાંને ભેજથી બચાવે છે. એ ભેજ ઓછો થઈ જાય ત્યારે એ પાવડરને સુકો બનાવવા ઘણાં પંખી ધૂળમાં આ રીતે આળોટે છે. આ રીતે આળોટવાને એક રીતે તો પંખીઓનું સ્નાન જ કહી શકાય. એથી એની પાંખોમાં ભરાયેલ મેલ અને જીવાત પણ સાફ થઈ જાય છે. મોટા ભાગનાં પંખીઓ આ રીતે ધૂળમાં આળોટીને સ્નાન કરે છે.

પણ ચકલી એવું પંખી છે જે, માનવીની જેમ પાણીમાં પણ સ્નાન કરે છે. ઉનાળાના દિવસોમાં એ જ્યાં ખાબોચિયું પાણી પણ ભાળે ત્યાં પહોંચી જાય અને માણસનો અવરજવર હોય તો યે નહાવા માંડે. એને નહાવા તો કેટલુંક પાણી જોઇએ? વાર પણ કેટલી લાગે? આથી જ આપણે ત્યાં કહેવત પડી હશે કે 'ચકીબાઈ નાઇ રિયાં!'

બાળજગતમાં ચકલીની એક બીજી, સાંભળતાં વિચિત્ર લાગે એવી ઉપયોગિતા રહેલી છે.

નાનું બાળક તોતડું હોય, બરાબર બોલી ન શકતું હોય તો એના મોઢામાં 'ચકલી બોલાવવામાં આવે છે.' નાના બાળકના મોઢામાં ચકલી જેવડું નાનું પંખી જ પુરાઈ શકે ને? આથી નાની એવી ચકલીને પકડવામાં આવે, ઝપ... લઇને બાળકના મોઢામાં અચાનક મૂકી દેવામાં આવે, ફફડાટથી ચકલી કારમી ચીસ પાડી ઊઠે ને એથી યે વિશેષ ફફડાટથી બાળકથી રાડ પડી જવાથી એની અકડાઇ ગયેલી જીભ છૂટી થઇ જાય છે અને તોતડાપણું મટી જાય છે.

હોય જણુ નાનો અને હાંફળિયાંફાંફળિયાં મારી વધારે દોડધામ કરતો હોય તો આપણાં લોકો કહેવાનાં કે 'ચકલી નાની ને ફરડકો મોટો !' ચકલી પણુ નાની હોય છે છતાં એની હઈડાફઈડ કેટલી બધી હોય છે ?

પણુ જીવનમાં ચકલીને ગંભીરતાથી સ્થાન અપાયું હોય તો બે જ ઠેકાણે; એક સંત નાનક સમા ફિલસુફના ભજનમાં અને બીજું કન્યાના ગાનમાં. બન્ને તદ્દન સામસામા ભાવો.

અંધારઘેરી રાતે ગંભીર વાતાવરણમાં કોઈ હિન્દી ફિલસુફ જીવન પર તત્ત્વવેત્તાની દૃષ્ટિ ફેંકી સંત નાનકનું ગીત ગાવાનો કે

जब चिडियन खेत चुगल डारी
फिर पीछतावे क्या होवत है ?

હે માનવી, ચકલીઓ ખેતર ભેળવી દે પછી પસ્તાવો શા કામનો ? એ રીતે આ જીવન–ખેતર ઉપાધિરૂપી ચકલીઓ ભેળવી રહી છે. ચેતો, ચેતો...

એથી સામેને છેડે લગન બાદ મહિયરનાં આંગણાં વળોટતી, મહિયરનાં વહાલ છોડીને પહેલી જ વાર સાસરે પળતી, ડગલે ડગલે ધ્રુસકા ભરતી અને કરુણતાનું વાતાવરણ પાથરતી જતી દીકરી સગાંવહાલાંનાં હૈયાં વલોવતી ગાતી જવાની કે :

દાદાને આંગણુ આંબલો, આંબલો ઘેર ગંભીર જો !
એક તે પાન દાદા તોડિયું, દાદા ગાળ ન દેજો !
અમે રે લીલુડા વનની ચરકલડી, ઊડી જાશું પરદેશ જો !
આજ રે દાદાજીના દેશમાં, કાલે જાશું પરદેશ જો !

આ જ ઉપમાને કોઈ માથાભરે ભાભી પોતાની નણંદ માટે વાપરે છે ખરી કે

નણુદી તે ઊડણુ ચરકલડી રે
ઊડી જશે પરદેશ વા'લા...

પણુ એ જ ભાવને વહુ સ્વરૂપમાં બેઠેલી કોઈ ભાઈની ગભરુ બહેને પોતાને મળવા આવેલ ભાઈને કોઈ રીતે મળવા ન દેતાં સાસરિયાંએ પાછો કાઢયો ત્યારે ગાયું છે કે

જો રે સરજી હોત ચરકલડી
મારા વીરને ભાલે બેસી જાત જો !
જો રે સરજી હોત વાદળડી,
મારા વીરને છાંયો કરતી જાત જો !

પણુ 'ચરકલડી'ની સાથે સામ્યરૂપ શોધતો દીકરીનો કરુણુ ભાવ વધુ કરુણ તો આપણા રાજિયામાં બને છે. કોઈ યુવાન મરી જાય અને ભરજોબનમાં

બેઠેલી એની પત્નીને અસહાય અવસ્થામાં મૂકી દે, એ સ્થિતિને આપણી સ્ત્રીઓએ ચૂંથેલી ચકલી સાથે સરખાવી છે. ગરીબ કુટુંબને હેરાન કરતા માણસને પણ કહે છે કે 'બિચારાં ચકલાંનો માળો શા માટે ચૂંથે છે ?' એ ભાવની ટોચ રાજિયામાં દેખાય છે. કુંડાળું વળીને ઊભેલી, આંસુડાં વહાવતી અને યુવાનના તાજા મૃત્યુનું દુઃખ વીસરવા બીજું દુઃખ ઊભું કરે તેવાં ધડાધડ છાજિયાં લેતી સ્ત્રીઓ ગાય છે કે

**ચકલી ચૂંથી...હાય...હાય !**
**નેવે નાખી...હાય...હાય !**

અને આ હાય...હાય અને છાતી કૂટવાની ધડાધડમાંથી એક ચૂંથેલી ચકલી જેવી અસહાય વિધવા નારીનું એવું કરુણ ચિત્ર ઊભું કરે છે, કે પાસે ઊભેલ કોઇ પણ કઠોર માનવીનાં હૈયાંને પણ ઘડીભર થંભાવીને પીગળાવી દે.

આપણા જીવનમાં આટલું બધું સ્થાન પામેલ અને આપણાં આંગણાંમાં ઘૂમતી આ ચકલીનું અંગ્રેજી નામ The House-sparrow.

## ૨ : રાજી

**ચ**કલીની એક બીજી જાત આપણે ત્યાં થાય છે, તે સામાન્ય રીતે વગડામાં જ વસે છે. એને કયાંક રાજી કહે છે. અંગ્રેજીમાં એના રંગ પરથી નામ પાડયું છે : The yellow-throated sparrow. એના ગળા પર પીળા રંગના ડાઘા હોય છે તેથી એનું શરીર તો આપણી ચકલી જેવડું જ. રંગ ધૂળિયો. લાલ કે કાળા કશા ડાઘ નહિ. આછા ભૂખરા પટ્ટા પાંખ માથે હોય ખરા. ચાંચ જરા વધારે લાંબી અને અણીદાર. માથાનો રંગ નર કરતાં વધારે ભૂખરો એટલો ફેર. ખેતરો, વગડા અને વાડીઓમાં નજરે પડે. ઝાડ પર રખડયા કરે. બીજો બધો વ્યવહાર આપણી હંમેશની ચકલી જેવો જ. પણ આપણી ચકલીથી જુદી જાતના મુલાયમ અને ઊંચા સાદના ચીંચકારાથી સહેજે ઓળખાઇ જાય. ગોટાળો થવાનો ઓછો સંભવ.

## પંખીઓનો સુતાર

# લક્કડખોદ

**પ**રષોત્તમ મહિનો આવ્યો. બધી બાયડી પરષોત્તમ મહિનો નાય. ફળિયામાં દેરું. દેરા માથે પીપળો ઝૂંબે. નાઈધોઈને બાઈઓ દેરાને ઓટે બેસી પીપળાને છાંયે બેસે. હાથમાં ચપટી દાણા રાખે. પરષોતમ મહિનાની વાર્તા મંડાય.

પીપળાની ડાળે ધણુકા ને ધણુકીનો માળો છે. ધણુકી તો ડાળ્યે બેઠી બેઠી રોજ વાર્તા સાંભળે છે. એ તો પૂછે છે: બાઈ બાઈ, નાયે શું થાય? કે કાયાનું કલ્યાણ થાય. ઊજળો અવતાર મળે. કે ત્યારે હું નાઉ? કે નાને બાઈ!

ધણુકી કહેઃ 'ધણુકા, આપણે પરષોત્તમ માસ નાશું?' ધણુકો કહેઃ 'ના ના, આપણે તો છબછબ નાશું ને કરડ કરડ લાકડું કરડશું.' ધણુકી કહેઃ 'આપણે તો એક વાર નાશું ને એક ઠેકાણે બેસીને લાકડું કરડશું. પછી આખો દી લાકડું નહિ કરડીએ.'

આમ ધણુકી પરષોત્તમ માસ નાઈ. પછી ધણુકો ને ધણુકી મરી ગયાં. મરીને ધણુકી રાજાની કુંવરી સરજી. ધણુકો એ જ રાજાને ઘેર



પૂછડી ટેકવીને બેઠેલો લક્કડખોદ

બોકડો સરજ્યો. કુંવરીને સારા રાજમાં પરણાવી છે. કુંવરીએ સાથે બોકડો લીધો છે. રોજ રાતે રાજકુંવરી થાળ લઈને મેડીએ ચડે. મેડીએ ચડે ત્યાં એનાં ઝાંઝર ઝણુકે. ઝાંઝર સાંભળીને બોકડો બોલે:

**'રમઝમતી રાણી ! મેડીએ ચડયાં ને ઈચ્છાવર પાયા ?**

ત્યારે કુંવરી જવાબ વાળે કે,

**'હા મારા પીટયા,**
**'મેં ઈચ્છાવર પાયા;**
**'તેં કરકર બરકર ખાયા !'**

**( કંકાવટી ભા. ૨ )**

આપણાં લોકવ્રતો શાસ્ત્રીય વ્રતો જેવાં કઠોર નથી. શાસ્ત્રીય વ્રત કરનારથી તો આડુંઅવળું યે ન જોવાય. મન પણ ક્યાંયે ન દોડાવાય. ચૂકે તો રૌરવ નરકમાં પડે. લોકવ્રતો તો માની ગોદ જેવાં. એમાં એવાં બંધન નહિ. એટલે તો પરષોત્તમ માસ ના'તાં, પીપળાને ઓટે બેસીને વાત માંડતાં સ્ત્રીઓની નજર પીપળાને માથે ફર્યા કરતી હશે અને પીપળા પર રહેવાનું વધારે પસંદ કરનાર આ ધણુકા-ધણુકી નામના પંખી તરફ ધ્યાન ગયું હશે. લોકવ્રતના આવા ઉદાર દિલને કારણે સ્ત્રીઓએ બેધ્યાન થવાને બદલે, એમાંથી એક નવી વાર્તા જ સર્જી કાઢી. પીપળા માથે ડોકાતા એ પંખીને પણ વાર્તા સાંભળતું માનીને વ્રતમાં સમાવી દીધું અને એના પુણ્યે ધણુકીને રાજકુંવરી પણ બનાવી દીધી.

આ ધણુકો અને ધણુકી બીજું કોઈ નહિ પણ આપણું લક્કડખોદ પંખી. પીપળાની જાડી જાડી ફાટી ગયેલી છાલની અંદર ભરાઈ રહેલાં જીવડાં વીણી ખાતા એ પંખીને સ્ત્રીઓએ જો લાકડું કરડતું માની લીધું હોય તો એમની એટલી ભૂલને માટે ક્ષમા આપવી જોઈએ. ધર્મધ્યાન કરતાં કરતાં એ પંખી તરફ આટલું ધ્યાન ગયું અને તેને પોતાના વ્રતમાં સ્થાન આપ્યું એ માટે એમને અભિનંદન જ આપવા ઘટે.

અને આ લક્કડખોદ પંખીએ પણ જાણે અન્ય સ્ત્રીઓની જેમ પરષોત્તમ માસ ભાવપૂર્વક નાતું હોય તેવાં પરિધાન સજ્યાં છે. વ્રત કરતી સ્ત્રીઓ જેમ કપાળે ચાંદલો કરે તેમ આ પંખીના નરે પોતાને માથે અને કપાળે ઉતાવળમાં ગોર તાણી દે છે તેવો કંકુનો લાલ ચાંદલો તાણ્યો છે. માદાએ જરા પીતવરણો પટ્ટો ધાર્યો છે. પોતે રખે ને પરષોત્તમ માસની વાર્તા સાંભળવામાં પાછળ પડી જશે એવી ઉતાવળથી ભાગતાં ભાગતાં કંકાવટી ઢોળાઈ જવાથી જાણે

એના પેટની નીચેથી ઠેઠ પૂછડી સુધી લાલ પટ્ટો દોરાઈ ગયો છે. આવા બે સ્થળે ચળકતા રંગ ધાર્યા બાદ, વ્રતવરતુલાં કરનારે ઠાઠમાઠ ન સજવા જોઈએ એવી ભાવનાથી જાણે આ પંખીએ શરીરે સાદા સાજ ધારણ કર્યા છે. ડોક, ડોક નીચેનો ભાગ, પાંખો અને પૂછડી કાળા રંગનાં; પણ એમાં સફેદ ચટાપટા. જાણે ચટાપટાવાળી સાડી પહેરી છે. ડોળા પાણીથી નહાતાં, આંખમાં પાણી ભરાતાં લાલ થઈ જાય એવી એની આંખ પણ લાલ. આછા રંગો વચ્ચે એનો લાલ રંગ વિશેષ ચળકી ઊઠે છે.

વ્રત–વરતુલાને છાજે તેવો સાદો વેશ ધારણ કરીને પીપળાની ડાળે બેઠેલ આ પંખી લાકડું કરડી કરડીને ખાય છે એવી માન્યતા એકલી સ્ત્રીઓની જ નથી. આપણા સમાજના મોટા ભાગની એ જ જાતની માન્યતા છે. છીણી પડતી હોય તેટલા જોરથી લાકડા સાથે પોતાની ચાંચ પછાડતા અને ઘડીક વારમાં તો ગમે તેવા મજબૂત લાકડામાં ખાડો પાડી નાખતા આ પંખીને લોકો લાકડું ખાતું કલ્પી લે તો એમાં તેમનો દોષ પણ શો ? પણ ખરી રીતે એ લાકડું નથી ખાતું હોતું. એ તો ખાતું હોય છે ઝાડની છાલના પાછળના ભાગમાં ભરાઈ બેઠેલાં ઝીણાં ઝીણાં જીવ–જંતુઓ. એ જંતુઓ મેળવવા માટે એને છાલ તોડી નાખવી પડે છે અને તે માટે એ પોતાની ચાંચનો ઉપયોગ કરે છે.

કુદરતે એને ચાંચ પણ બરાબર એ કામને અનુરૂપ આપી છે. જાણે ગજવેલની છીણી જોઈ લો. ચાંચનો ઘાટ પણ અસલ છીણી જેવો જ. છેડેથી તીક્ષ્ણ અણીદાર અને મૂળમાં જાડી ભરાવદાર. 'ટક્...ટક્...'કરતા એના ઘણની–હથોડાની જેમ ઘા પડતા જાય અને ગમે તેવા લાકડાના ભુક્કા બોલતા જાય. એની ચાંચના આવા ઘાને કારણે જ કદાચ સ્ત્રીઓએ એનું નામ ઘણકો અને ઘણકી પાડી દીધું હશે. અને લાકડું ખોદીખોદીને જ જીવતા એ પંખીને લોકોએ લક્કડખોદ નામ આપી દીધું હશે. અસલ કામ એવાં જ નામ.

આ રીતે લાકડું કોરવા માટે એની બેસવાની ટેવ પણ વિચિત્ર છે. એના પગનાં આંગળાં આપણા પોપટ જેવાં—બે આગળ અને બે પાછળ હોય છે. તે આંગળાંમાં અન્ય પંખીઓ બેસે છે તેમ ડાળ માથે સીધા કે આડા બેસવાની તાકાત નથી હોતી. એ આંગળાં તો એ આંકડિયાની પેઠે છાલમાં ભરાવીને ટીંગાઈને બેસે છે. એમાં મદદગાર થાય છે એની પુછડી. બે પગનાં આંગળાં પર લટકી રહેલા દેહને એ પૂછડીથી ટેકવી રાખે છે. એની પૂછડી પણ ચાંચની પેઠે ભારે મજબૂત હોઈને ટેકણિયાનું પૂરેપૂરું કામ સારે છે. જાણે ત્રીજો પગ જ જોઈ લો. પૂછડીનાં પીછાંને પીછાં કરતાં લાકડાના કટકા જ કહી

શકાય એવાં કઠોર. ચોરની ચંદનઘો ભીંત સાથે ચોંટી પડી પછી ઊખડવી મુશ્કેલ, તેમ બે પગ અને પૂછડી–એમ ત્રિવિધ સાધનોથી આ પંખી ઝાડ સાથે જડબેસલાખ ચોંટી રહે છે.

ઝાડ સાથે આ રીતે ચોંટયા પછી એ જીવડાં મેળવવા માટે પગ ભરાવતું, ટક્...ટક્...ચાંચ મારતું અને પૂછડીનો ટેકો લેતું ગોળગોળ ચક્રાકારે ઉપર ચડતું જાય છે. જાણે વેલ વીંટળાતી જતી હોય તેવી જ રીતે થડથી માંડીને ઠેઠ ટંગલી ટોચ સુધી આ રીતે એ ચડી જાય. કોઈ પણ પહેલી વાર જોનારને એના આ ચક્રાકારી ચડાણમાં વિચિત્રતા લાગે. પણ એની પાછળ જીવાત ન ભાગી જાય તેવો એનો સાહજિક ગૂઢ હેતુ હોય છે. ઠેઠ ઊંચે પહોંચીને પાછું નીચે ઊતરે અને ફરી પાછું ચક્રાકારી ચડાણ શરૂ કરે. જેમ એ ઉપર ચડી જાય છે, તે જ રીતે એ મોઢું ફેરવ્યા વગર પૂછડીને ટેકે ટેકે નીચે પણ ઊતરી શકે છે.

જમીન પર બેસીને આહાર મેળવી શકે તેવા એના પગ મજબૂત નથી; ઊડતાં જીવડાંને પકડીને ખાઈ શકે તેવી એની પાંખ જોરાવર નથી; છીણીની પેઠે લાકડાં કોરવાને ટેવાયેલી ચાંચમાં પકડીને જીવડાં ખાવાની તાકાત નથી; આથી એની આહાર–ક્રિયા આ રીતે ઝાડની છાલમાંથી જ મેળવવાને મર્યાદિત રહી છે તેથી કુદરતે તેના માટે એના પગ, પૂછડી અને ચાંચ મજબૂત બનાવીને જીભ પણ તેને અનુરૂપ જ આપી છે. એની જીભ અસાધારણ લાંબી અને છેડેથી જાડી હોય છે. છાલમાં ઊંડે ઊંડે રહેલાં જીવડાં પર મોઢામાં ગૂંછળું વાળીને રાખી મૂકેલ જીભને માછીમારના કાંટાની જેમ એ ફેંકે છે અને અત્યંત ચીકણો રસ ધરાવતી જીભ પર જીવડું ચપ લઈને ચોંટી જાય છે. ફેંકી હતી તે જ રીતે જીભને મોઢામાં એ ગૂંચળાકારે શમાવી દે છે અને જીવાત ખાઈ જાય છે.

જીભ તો સ્વાદ લેવા માટે સર્જાઈ છે એવી જનસમાજમાં માન્યતા પ્રવર્તે છે, પણ પશુપંખીજગતની અંદર જીભ અનેક રીતે આહારોપાદાનમાં વપરાય છે અને તેના વપરાશ અનુસાર તાકાત મૂકવા એનાં મૂળ ઊંડાં નંખાય છે. જીભ વડે નાની નાની કીડીઓ પર જીવતા મહાકાય એન્ટ–ઈટરની જીભનું મૂળ ઠેઠ એના હૃદય પાસે પહોંચે છે. તે રીતે આખો દિવસ જીભ વડે જ જીવડાં પકડયા કરતા લક્કડખોદની જીભ ગળામાંથી ઉપર વળીને ઠેઠ માથામાં થઈને, ચાંચના મૂળથી શરૂઆત પામતી વૈજ્ઞાનિકોએ શોધી કાઢી છે. એ કારણે જ તે આખો દિવસ જોરથી ઝટકા મારીને પોતાની જીભને ફેંકી શકે છે ને આહાર મેળવી શકે છે.

આ રીતે આખો દિવસ છાલની અંદર ભરાઈ રહીને ઝાડનો વિકાસ અટકાવતાં અસંખ્ય જીવ–જંતુઓને તે સાફ્ચટ કરી જાય છે. આથી તે ઝાડને માટે ઉપકારક પંખી ગણાયું છે અને બંગાળ, બર્મા, મદ્રાસ, મુંબઇ અને આસામ વગેરે પ્રદેશની સરકાર તરફથી સંરક્ષિત પંખીઓની નામાવલિમાં મુકાયું છે.

અલબત્ત, અમેરિકામાં થોડાક લક્કડખોદ એવા થાય છે ખરા, જે ઝાડને નુકશાનકારક નીવડયા છે. તેઓ ઝાડની અંદર દર પાડતા જાય અને ઊંચે ચડતા જાય. થોડાંક દર પાડી લીધા બાદ નિરાંતે બેસે. થોડીવારમાં એ દર ઝાડના રસથી ભરાઇ જાય એટલે રસ પી જાય. એ રીતે ઝાડને આખું કોરી કાઢતાં એનો રસ શોષાઇ જાય છે અને ઝાડ સુકાઇ જાય છે. એક ઝાડમાં ત્રણસોથી ચારસો જેટલાં દર કરીને એ ઝાડને ચાળણી જેવું બનાવી નાખે છે.

આપણે ત્યાંના લક્કડખોદ તો મોટે ભાગે જીવાત પર નભતા હોય છે. આઘે વગડામાં વસે, કયારેક ગામની નજીક પણ આવી જાય. 'ચીરી...રીક' 'ચીરી...રીક' એવી તીક્ષ્ણ ચીસો પાડતા જાય અને એક ઝાડેથી બીજે ઝાડે ઊડીઊડીને છાલ પાછળથી જીવાત ખાધે જાય. થોડુંક અંતર ઊડવા માટે યે લચક લેતા લેતા ઊડતા જતા હોય. ઝાડ પર બેસી ગયા એટલે જાણે રાજા! 'ચપ' લઇને ઝાડ સાથે ચોટી જતાં વેંત જ ડાઢથી માથું ઊંચું કરીને પાછળ વાંકી રીતે ગરદન ફેંકે.

આ રીતે માથું ફેંકીને દમામ કરવાની ટેવ એનામાં ભારે છે. ઝાડ પર ચડતાં ચડતાં યે અનેક વાર એ માથું ઊંચું કરતો જાય અને રોફ છાંટતો જાય. કોઇની નજરે ચડી જાય તો યે એવો જ રોફ છાંટે. થોડીક વાર એની સામે જોઇ રહો તો જાણે 'તું મારી સામે જોનાર કોણ!' એવા ભાવથી માથું ઉછાળીને તાકી રહે. ન ખસીએ તો તરત થડના પાછલા ભાગમાં ચાલ્યો જાય. ત્યાંથી પછી 'હાઉકલા'ની રમત આદરે. થોડી થોડી વારે થડની આડેથી, ડોક લંબાવીને છોકરાં 'હાઉક્' કરતાં હોય તે રીતે જોયા કરે અને સંતાયા કરે. હાથ લાંબો કરીને ઉડાડો તો થોડેક દૂર જઈ બેસે, પણ ભાગી જાય નહિ. ત્યાં જઈને યે પાછી 'હાઉકલા'ની રમત માંડી દે.

એની આ ટેવ પરથી તો બંગાળામાં એક લોકવાર્તા કહેવાય છે કે—

એક હતો કઠિયારો. એની વહુ ભારે અતિથિપ્રિય. મહેમાનો માટે મરી પડે. એને એક જ દીકરો. દીકરામાં પણ માના સંસ્કાર ઊતર્યા. થોડાંક વર્ષ જતાં છોકરાની મા મરી ગઈ અને કઠિયારો નવી વહુ લાવ્યો. છોકરો પોતાના

સ્વભાવ અનુસાર ગામને પાદરથી કોઇ પણ નીકળે એને ઘેર મહેમાન તરીકે તેડી લાવે. નવી મા ભઠિયારાની કાયર. છોકરા પર ભારે ચિડાય. ધણી એના હાથમાં રમે. તેથી ધણીને કહે કે આ છોકરાને તગડી મૂક કાં મારી નાખ.

એક દિવસે કઠિયારો લાકડાં કાપવા જતો હતો ત્યારે છોકરો સાથે ગયો. ઘણું ભટકતાં છોકરો થાકી ગયો તેથી વડની બખોલમાં સૂઇ ગયો. કઠિયારો આડા પાણા મૂકીને આવતો રહ્યો. જાગીને છોકરો બૂમો મારીમારીને અને ઝાડના થડમાં માથાં પછાડીને મરી ગયો. મરીને સર્જાયો લક્કડખોદ. આગલા ભવમાં ઝાડમાં પુરાઇ રહેલો તેથી ઝાડે ઝાડે ફરીને થડ કોતરવા માંડયો અને ગામને પાદરથી કોઇ મહેમાન નીકળે એટલે ઊડતો ઊડતો 'ક્રિર્ર્ર્' 'ક્રિર્ર્ર્' એવા અવાજ દેતો ઘેર ઘેર જાણ કરવા લાગ્યો.

આપણે ત્યાં જેમ કાગડો બોલે એટલે મહેમાન આવે એમ મનાય છે તેમ આ કથા પરથી બંગાળના લોકો ઘર પર લક્કડખોદ પંખી બોલે એને મહેમાનની આગાહી રૂપે લેખે છે અને ઝાડ પાછળ સંતાઇને હાઉકલો કરતા એ પંખીને પોતાની નવી માથી ડરીને, એ ઘેર છે કે નહિ તે છાનોમાનો હળવેકથી જોવા પ્રયાસ કરતો કલ્પે છે.

બંગાળી કઠિયારાની વાત સાચી હો કે ન હો, પણ કયારે ય ગામ બહાર જવાનું બને અને પોતાના આછા રંગોથી સહેજે નજરે ન ચડતો લક્કડખોદ દેખાઇ જાય તો એની આ ટેવ જોજો. એની સાથે હાઉકલો રમવામાં ભારે ગમ્મત પડશે.

ઝાડે ઝાડે ભટકતો આમ લક્કડખોદ જીવાત ખાઇને જેમ વૃક્ષરાજીને મદદગાર બન્યો છે તેમ માળા બનાવી આપવા માટે અન્ય પંખીસમાજને મદદગાર થઇ પડયો છે.

એના પગ કે ચાંચ અન્ય પંખીઓની જેમ માળા બનાવવાને માટે શક્તિ ધરાવતાં નથી, તેથી એ પોતાની ચાંચથી જ પોતાનાં બચ્ચાં માટે માળો કોરી લે છે. માર્ચ–એપ્રીલ માસમાં એનામાં સંવનનનો ઉન્માદ આવે. થોડાક દિવસ એનો નર તીણી ચીસો નાખતો એની માદા પાછળ ફર્યા કરે અને એક ઝાડથી બીજે ઝાડ ઊડયા કરે. માદા પાસે બેસીને બેન્ડનો ડ્રમ બજાવનારો જેમ ડ્રમ પર દાંડીથી તડતડાટી બોલાવે એમ ઝાડમાં એકધારી ચાંચ મારીને 'તડ્ડ્ડ્ડ્ડ્' એવા અવાજ ઉઠાવતી તડતડાટી બોલાવે. કુશળ ડ્રમ–બજવૈયાને પણ શરમાવે એવી એમાંથી એકધારી તડતડાટી ઊભી કરી દે.

થોડાક દિવસો આ રીતે ગાળ્યા બાદ માંડે માળા કોરવા. પૂછડીને ટેકે શરીરને ટેકવીને 'ટક્...ટક્' કરતો ઝાડ કોરવા લાગે. થોડા વખતમાં ઝાડ નીચે લાકડાના ભુક્કાનો ઢગલો કરે અને ઝાડમાં વેંત એકનો ખાડો પાડી દે. મોટે ભાગે તે માળો કરવા માટે સૂકું ઝાડ જ શોધે છે અથવા ઝાડની સૂકી ડાળ પસંદ કરે છે. લીલું ઝાડ હોય તો ડાળની નીચેના ભાગમાં માળો કોરે. પણ માળો કોરતાં જો કોઇની નજર એના પર પડી, તો થઈ રહ્યું ! જેમ અપશુકન થતાં કોઈ વહેમી ભાગી છૂટે એમ એ સ્થાન છોડી દે. ભલે પછી ગમે એટલો સુંદર માળો કોરાયો હોય. એ સ્થળ છોડીને બીજે ઝાડે પણ ચાલ્યો જાય અથવા કયારેક એનાથી જ એકાદ હાથ ઊંચે કોરવા માંડે. આ રીતે કયારેક છ-છ સાત-સાત વખત પણ સ્થળ બદલાવી નાખતાં એને આંચકો ન લાગે કે થાક પણ ન લાગે. એક જ થડમાં આવાં આઠ-દસ દર એક સાથે ઘણે સ્થળે જોવા મળે ખરાં. આ રીતે અધૂરા કે પૂરા કોરેલા માળા અન્ય અનેક પક્ષીઓને કામમાં આવી જાય છે. પોપટ, બબ્બઇ, ચીબરી એવાં અનેક પંખીઓ એના આવા તૈયાર માળા વર્ષોવર્ષ વાપરતાં હોય છે. એટલું ખરું કે પંખીજગતનો આ ભોળો સુતાર પંખીઓ પાસેથી માળા બનાવવાની કિંમત નથી લેતો. કોઇ આધુનિક મિસ્ત્રી પાસે જો એ માળા બનાવવાના કોન્ટ્રાક્ટનો ધંધો શીખી જાય તો એને ધૂમ કમાણી થાય !

ઇંગ્લાંડમાં પણ લક્કડખોદ પંખીની અન્ય જાતો વસે છે. તેમના વિષે ત્યાં વર્ષો સુધી એવી માન્યતા ચાલ્યા કરેલી કે લક્કડખોદ માળા કોતરે ત્યારે એમાંથી ખરતો વેર ચાંચમાં ભરીને દૂર દૂર ફેંકી આવે છે, જેથી એનો માળો કયાં છે તેની ખબર જ ન પડે. પરંતુ પાછળથી એના અભ્યાસીઓએ આ વાતને નિર્મૂલ ઠરાવીને ઊલટું એમ સાબીત કરી આપ્યું કે લક્કડખોદ કયા વિસ્તારમાં રહે છે તે ખબર પડયા પછી તેનો માળો કયાં છે એ શોધવા માટે તો જમીન સામે નજર રાખીને ચાલ્યા જાઓ. જ્યાં કચરો વેરાયેલ દેખાય તે ઝાડમાં ઊંચે જોશો એટલે માળો મળી આવશે !

આપણા લક્કડખોદ આવા કલાવંત માળાનો ઇંડાં મૂકવા સિવાય બીજો ઉપયોગ શીખ્યા નથી. પણ કેલિફોર્નિયાના એક જાતના લક્કડખોદ તેની અંદર બદામ અને તેની જાતનાં બીજાં ફળો ભરી રાખીને, દૂરથી પણ દેખાઈ આવે એવી સરસ રીતે દટ્ટા મારીને માળા બંધ કરી છે. આ સંઘરો જ્યારે શિયાળામાં એનાં ઓછાં ફળ હોય ત્યારે કામ આવે એ માટે કરે છે એમ માન્યતા પ્રવર્તતી હતી. બીજી માન્યતા એવી હતી કે તે એવી જાતનાં ફળો

ભરી રાખે છે કે થોડો સમય જતાં એમાં સારી પેઠે જીવાત થઇ જાય અને શિયાળાને સમયે જ્યારે જીવાત મળવી મુશ્કેલ હોય ત્યારે એને ઉડાવી શકાય.

પણ પાછળથી અભ્યાસીઓને ઊંડાણમાં ઊતરતાં જાણવા મળ્યું કે આ જાતનો સંઘરો કરીને લક્કડખોદ દેશાન્તર કરીને બીજે દેશ ચાલ્યો જાય છે. તે પાછો ફરે છે ત્યારે શિયાળો ઊતરીને વસંત બેસી ગઈ હોય છે. તે સમયે લક્કડખોદને જોઇતો આહાર પૂરતા પ્રમાણમાં તૈયાર હોય છે એટલે જૂનો સંઘરો એને કશા કામમાં આવતો નથી. એ તો માત્ર એના આનુંવશિક સંસ્કારને કારણે આંતરપ્રેરણાથી જ આવો સંગ્રહ કરતો હોય છે. અલબત્ત, કોઈ કોઈ લક્કડખોદ માળામાં જીવડાં ભેગાં કરી રાખે છે અને દિવસ દરમ્યાન એમાંથી ખાધા કરતા હોય છે. પણ તે આખા વરસ માટેનો સંઘરો હોતો નથી.

લક્કડખોદના આ રીતે કોરી કાઢેલા માળા જેવા તેવા નથી હોતા. દોઢથી બે ઇંચના વ્યાસવાળા, શરૂઆતમાં સીધા જઇને પછી નીચે ઊતરી જતા એ માળાનો ઘાટ તો સંઘેડિયા પણ સંઘેડા પર ન ઉતારી શકે એવો ગોળાકાર અને લીસો હોય છે. ભલભલા સુતારો પણ એના માળાની આ નકશી જોઇને મોંમાં આંગળાં નાખી જાય તેવા એ હોય છે. કયારેક એ ઝાડની બખોલ પણ માળા તરીકે વાપરે છે.

આવા સુંદર માળાની અંદર એ બેથી ત્રણ તદ્દન સફેદ રંગનાં ઈંડાં મૂકે છે. તદ્દન અંધારે ઇંડાં મૂકતાં પંખીઓનાં ઇંડાં તેઓ દેખી શકે તે માટે સફેદ જ હોય છે. લક્કડખોદના ઇંડાં ભારે પારદર્શક હોય છે.

પણ લાકડાની અંદર જ કોરેલો માળો તેનાં ઈંડાં અને તાજાં કોમળ બચ્ચાંને કઠોર નહિ લાગતો હોય ? ના, એ માટે લક્કડખોદે એક વ્યવસ્થા કરી લીધી છે. અન્ય પંખીઓ જેમ ઈંડાં મૂકવાની જગ્યાએ રૂ, કરોળિયાની જાળ વગેરે મૂકીને માળો મુલાયમ બનાવી દે છે, તેમ લક્કડખોદ માળો કોરતાં કોરતાં, લાકડાં વેરતાં ઝીણો વેર પડે છે તેવો વેર પાડે છે અને તેને માળામાં સંઘરી રાખે છે. એ મુલાયમ વેરની ગાદી બનાવીને એના પર પોતાનાં ઈંડાં મૂકે છે. શ્રીમંતની મશરૂ-તળાઇ પણ જેની પાસે ઝાંખી લાગે એવી મુલાયમ ગાદીમાં એનાં ઇંડાં અને બચ્ચાં બાલ્યકાળ વિતાવે છે. જાણે આખી જિંદગી કઠોર લાકડાં સાથે ચાંચ ભટકાડીભટકાડીને જીવન પુરું કરવાનું છે એના આશ્વાસન રૂપે બાળપણામાં એ પૂરેપૂરી મૃદુતા માણી લે છે !

જેનું વર્ણન ઉપર કર્યું તે લક્કડખોદનું અંગ્રેજી નામ The Maharatta wood-pecker. આખા કાઠિયાવાડમાં એ વસે છે. તદ્દન સૂકો પ્રદેશ

કે તદ્દન ગીચ ઝાડીમાં એ નથી વસતો. મોટે ભાગે એ એકલો જ ભટકતો હોય છે. સંવનન–કાળે માદા સાથે જોડાઇ જાય. એના નાના કદને કારણે ઝાડ પર વસતાં અન્ય પંખીઓ સાથે એને લડવાડ થઇ જાય ખરી. પણ તેમ-નાથી એ દબાઇ જાય નહિ. સામનો કરીને ઊલટાં તેમને તગડે ખરો.

## ૨ : સોનેરી પીઠવાળો લક્કડખોદ

આખા હિંદમાં ૪૦–૫૦ જાતના લક્કડખોદ વસતા ગણાયા છે, તેમાં યજુર્વેદમાં યજ્ઞબલિ તરીકે ઉલ્લેખાયેલો એક 'સુવર્ણપૃષ્ઠ' નામનો સુંદર લક્કડખોદ ધરાવવાનું માન ગુજરાત ખાટી જાય છે. આ પંખીના નરનાં માથું અને કલગી ચળકતાં લાલ. પીઠ અને ખભા ચળકતા સોનલવરણા. તે પરથી જ એનું અંગ્રેજી નામ The Golden–backed wood–pecker. ગરદન, કેડ અને પૂછડી કાળાં. પેટ સફેદ. સોનેરી રંગથી શોભતો અને એકદમ નજરે ચડી આવતો તથા અતિ તીક્ષ્ણ અવાજ ધરાવતો આ લક્કડખોદ આબૂરોડ પાસે આવેલ પુરાણી ચંદ્રાવતીમાં વસતો કર્નલ ટોડથી માંડીને શ્રી. 'બનેચર'ને પણ દેખાયો છે. ઉપરાંત ગુજરાતમાં અન્ય સ્થળે પણ ઠેરઠેર દેખાય છે. કાઠિયાવાડમાં ગિર જેવા સઘન વૃક્ષરાજિભર્યા સ્થાનમાં એ રહેતો હોય તો ના નહિ. આ લક્કડખોદનો ઠેઠ શુકલ યજુર્વેદમાં નામોલ્લેખ થયો છે તેથી હિંદનું એ અતિ પ્રાચીન પંખી કહી શકાય.

આ લક્કડખોદની એક વિચિત્ર ટેવ હોય છે. આખા જંગલ–વિસ્તારમાં અમુક જ મર્યાદિત વિસ્તારને એ પોતાનો બનાવી લે છે. પછી એ વિસ્તારને વર્ષો સુધી છોડતો નથી અને એ પ્રદેશમાં અન્ય પંખીને સહેજે પ્રવેશવા દેતો નથી. આવી ટેવ અન્ય કોઇ કોઇ પંખીઓમાં પણ નોંધાઇ છે અને તેના પરથી પક્ષીઅભ્યાસીઓએ Territorial Right : પ્રાદેશિક સ્વામીત્વનો એક સિદ્ધાંત તારવેલો છે.

એનો ગર્ભાધાન–કાળ માર્ચથી જુલાઇ. અન્ય જીવન–વ્યવહાર આપણા લક્કડખોદ જેવો જ.

× × ×

'ટૉક...ટૉક...ટૉક...' એવા તીવ્ર દ્વિપદી અનથી ઉનાળો ગજવતું લક્કડખોદના જ વર્ગનું 'ટુકટુક' ( Coppersmith ) નામનું પંખી ધ્યાન ખેંચનારું છે, પણ એનો પરિચય વળી ક્યારેક.

## કુશળ માછીમાર

# કલકલિયો

'નખ્ખોદ કાઢે રે તારું, મારા રે...યા' એવી પુષ્પાંજલિ વેરતાં અને ગોળ પરનું ઢાંકણું ઢબઢબાવતાં મામી સવારના પહોરમાં જ બારણામાં પગ દેતાં સામાં મળ્યાં. કોને પોંખી રહ્યાં છે તે ન સમજાવાથી મેં મજાકમાં પૂછ્યું : 'પણ અત્યારના પહોરમાં મારો કાંઈ વાંકગનો ખરો ?'



સફેદપેટો કલકલિયો

મને દેખીને અને મારો પ્રશ્ન સાંભળીને છોભીલાં પડીને બીજી જ ક્ષણે હસી પડતાં મામી બોલી ઊઠયાં : 'શું તમે ય તે ભાણાભાઈ ! તમને ગાળ દે એની જીભ તૂટે. આ તો બોલ્યો કલકલિયો સવારના પો'રમાં મોભારે બેસીને બોલી ગયો એને ઉડાડતી'તી ! કોણ જાણે કેવા યે કંકાસમાં દી જાશે !'

યાદ આવ્યું—ફળિયામાં પગ દેતો હતો ત્યારે જ મોભારાને એક છેડે બેસીને 'ક્લાલીલીલીલીલી' એવી તીવ્ર સ્વરપરંપરા વેરતો અને મારા જેવા પંખીશોખીનને આનંદ આપતો કલકલિયો, એ જ વખતે એના બોલાશથી ઘરમાં કંકાસ થાય એવી માન્યતાથી મામીના મુખની મીઠી વાણી સાંભળી રહ્યો હતો ! એ બિચારે જનસમાજનું કાંઇ નથી બગાડયું;

ઊલટું સવારના પહોરમાં નિરંતર, અને ખાસ કરીને એના સંવનનના દિવસોમાં, 'ક્રીલીલીલીલી' એવી તીણી સ્વરાવલિથી લોકોને કર્ણમધુર ગાન આપે છે, છતાં લોકોએ તો એની બોલીથી ઘરમાં કંકાસ થાય છે એમ માનીને એને અપશુકનિયાળ ઠેરવી દીધો છે. અલબત્ત, એનું વારણ પણ ઘરગથ્થુ જ મેળવી લીધું છે. ગોળા પરનું ઢાંકણું ઢબઢબાવે એટલે અપશુકન મટી જાય; જેમ દૂધ ઢોળાય તો ઘરમાં કંકાસ થાય એમ મનાય, પણ એ જ દૂધમાંથી કપાળે ચાંદલો કરે તો કંકાસનું નિવારણ થયું કહેવાય એમ ! એની અપશુકનિયાળ મનાયેલ 'ક્રીલીલીલી' શબ્દો શમાવતી બોલીને જ પ્રાધાન્ય આપીને જનસમાજે એનું નામ કલકલિયો પાડી દીધું છે. તેની જાતના પાણીકાંઠે વસતા બીજા કલકલિયા એવી બોલી ન બોલવા છતાં યે એમને પણ એ જ નામ અપાયું છે.

જેની બોલી જ આટલી અપશુકનિયાળ મનાઈ એ કલકલિયા તરફ નજર નાખવા જેટલી તો આપણાં લોકો પાસેથી શેની આશા રખાય ? જો વહેમ છોડીને એટલી ઉદારતા કેળવે તો તેમને જરૂર પશ્ચાત્તાપ થાય કે અરેરેરે, કેવું સુંદર પંખી ! વહેમમાં ને વહેમમાં આટલો સમય એના તરફ નજર પણ ન નાખી !

કેવું સુંદર પંખી ! સવારના પહોરમાં તમારા ઘર આસપાસ એનો તીવ્ર 'ક્રીલીલીલી' સ્વર સંભળાય તો બહાર નીકળીને નજર ફેંકજો. કોઇ ઝાડની ઊંચેરી અટુલી ડાળીએ, કોઈ થાંભલાને છેડે કે મોભારાને છેવાડે એ બેઠો હશે; જાણે આસપાસના પ્રદેશ પર આધિપત્યની નજર ફેંકતો હોય તેવી અદાથી. પણ એની એ બેઠકમાં શોભા તો પૂરે છે આંખને મનોહારી લાગતા એના દેહના રંગો. એના આખા દેહથી અર્ધું કદ ધરાવતી એની ચાંચ ઊજળા કેસરિયા રંગે રંગેલી હોય છે. ચાંચનો નીચલો ભાગ વિશેષ કેસરિયો. એ ચાંચમાંથી જ રંગ ઢળતો ઢળતો લાલ થઇને હેઠો ઊતર્યો છે અને એને ઝીલી લીધો છે એના મોંએ અને આંખે, એની ડોકે અને ગરદને, થોડીક પીઠે અને પડખાંએ. ઢળતો ઢળતો ઠેઠ પગ માથે થઇને પૂછડીનાં નીચલાં પીછાં સુધી એ રંગ પહોંચી ગયો છે.

પણ એવા ચળકતા લાલ રંગની સાથે હરિફાઇ માંડી હોય તેમ એની પાંખ, કેડ તથા પૂછડી પરનાં પીછાં પર આવીને આછો વાદળી રંગ બેસી ગયો છે. કલકલિયાના દેહ પર લાલ રંગથી નીચલું સ્થાન મળ્યું તેથી ખિજાયો હોય તેમ ખભા પર વાદળી રંગ ઘેરો બની ગયો છે. પણ ભળતામાં ભળે તેમ લાલ રંગને વિશેષ ભભક આપે છે એની નીચેના ભાગમાં શોભતો તદ્દન શુભ્ર–સફેદ રંગ. અદ્ભુત

પીતાં પીતાં મોઢામાંથી ઢોળાઇ ગયું હોય અને લિસોટો પડી ગયો હોય તેવો સફેદ રંગ એની દાઢીએ અને ગળાએ ઝીલી લીધો છે; છાતી અને પેટ પર પકડાઈ ગયો છે; જાણે આકાશથી પડતાં પડતાં સ્વર્ગંગાને શિવજીએ જટાને બદલે પેટ પર ઝીલી લીધાં છે. જાણે લાલ રંગ સફેદને શોભાવે છે અને સફેદ રંગ લાલને. આ સફેદ પટ્ટા પરથી તો એનું અંગ્રેજીમાં નામ પડયું છે The white-breasted King-fisher સફેદ-પેટો કલકલિયો. લાલ રંગ એ સફેદ રંગથી પોતાની શોભા વધારીને અભિમાન લે તે પહેલાં પેલી વાદળ-વર્ણી પાંખ પહોળી થઇને કહેવાની: 'હરખાઈ જા મા, હરખાઇ! સફેદ રંગ તો આ બેઠો મારી વચ્ચે પણ.' અને પાંખ પહોળી થતામાં તો એની વચ્ચેના સફેદ પટ્ટા ઝલક મારી ઊઠશે. કાબર અને દેવચકલીની પેઠે પાંખ વચ્ચે પડેલા આ સફેદ પટ્ટા એના વાદળી રંગને શોભાવવા આવ્યા છે ખરા, પણ બિચારાને કલકલિયો બેઠો હોય ત્યારે છુપાઇને જ બેસી રહેવું પડે છે. ઊડે ત્યારે દેખા દઇને લાલ રંગના પડોશી ગળા પાસેના સફેદ રંગની સાથે હરિફાઈ આદરે ને?

પણ મહાનુભાવ માણસોની હરિફાઇ એકબીજાને પાડવા કરતાં એકબીજાને ઉન્નત બનાવે છે તેમ આ બે મહાનુભાવ રંગોની હરિફાઇ કલકલિયાના દેહને અનુપમ ગૌરવ આપી દે છે અને પંખીજગતમાં રૂપવરણાં પંખીઓમાં કલકલિયાને આગળ પડતું સ્થાન આપી દે છે. બેસે ત્યારે કે 'ક્રીલી...લીલ' 'ક્રીલી...લીલ' કરતો લચક લેતો ઊડે ત્યારે-બન્ને સમયે એ બન્ને રંગોના ભભકની છોળો ઊડે છે અને અવનીના આછા વાતાવરણને કે આકાશના આસમાની વિસ્તારને અનેરી શોભા આપે છે.

કાબરથી સહેજ મોટા દેહમાં આવા ત્રિવિધ રંગો શોભા આપવા કાં આવી પહોંચ્યા એની તો બાઇબલ સાથે જોડાયેલી પશ્ચિમના પ્રદેશમાં એક દંતકથા છે. જ્યારે વિશ્વની ઉત્પત્તિ-સમયે મહા જલપ્રલય થયો ત્યારે જગત્પિતા નોઆહ વહાણુ લઇને વિશ્વનાં વાસીઓને લઇને નીકળી પડયા. યુગો બાદ પૃથ્વી પર જળપ્રલય શમ્યો કે નહિ તે જોવા માટે એમણે કાગડા અને હોલાને મોકલ્યા પણ તે પાછા ન ફરતાં કલકલિયાને મોકલ્યો. વિરૂપ કલકલિયો જલવાસી હોઇને ઝપાટે ઊડયો અને ઠેઠ ઊંચે આસમાનમાં પહોંચી ગયો અને આસમાની રંગથી રંગાઇ ગયો. આસમાની રંગથી ખુશખુશાલ થયેલ કલકલિયો સામે જ નજર કરે ત્યાં પ્રચંડ તેજે પ્રકાશતા સૂર્ય મહારાજ સમક્ષ આવી પહોંચ્યો. બાલ-હનુમાનની જેમ એને અડવા જવાની બાલ-ચેષ્ટા કરવા જતાં એના અગ્નિથી એનાં આગલાં અંગો લાલ લાલ રંગાઇ ગયાં. અગ્નિ-સ્પર્શે તે ચીસો

પાડતો જઇ પડયો પાણીમાં; શીતલ સ્પર્શે ટાઢક વળી, પણ આ દરમ્યાન જગત્પિતા ચાલ્યા ગયા હતા તેથી તેમના વહાણની શોધમાં હજીયે એ જળ માથે ઊડયા કરે છે અને નિરર્થક આંટા માર્યા કરે છે.

બીજી કથા આવી બોલાય છે: વાયુ અને ઇન્દ્રધનને ઘેર હાલ્સીઓન નામની કન્યા જન્મી, જે સેઇકસ નામના ગ્રીક નાવિક સાથે પ્રેમમાં પડી. સેઇકસનું વહાણ વાવઝોડામાં ભાંગી ગયું અને તે મરી ગયો. જળ નીચે જઇ બેઠેલા પતિના વિયોગે ઝૂરતી હાલ્સીઓનને એના પતિના વિદેહ આત્માને મળવા માટે વાયુદેવે જળચર પંખી બનાવી દીધી. હજીયે તે સફેદ–પેટા કલકલિયાને રૂપે પતિને મળવા માટે જળ–વિસ્તાર પર હૃદય મિલાવી ઊડયા કરે છે. દંતકથા એથી યે આગળ ચાલે છે કે: આ પ્રેમી પતિ–પત્ની (કલકલિયાનું જોડું) ઉત્તરાયણના દિવસોમાં દરિયાના જળ પર તરતા માળા મૂકતાં. મોજાં સાથે એમના માળા ન તણાઇ જાય તે માટે વાયુદેવે દરિયાનાં મોજાંને શાંત પાડી દીધાં. પછી તો એ પંખીને જ દરિયો શાંત પાડવાની શક્તિઓ આપવામાં આવી. ઉત્તરાયણના દિવસોમાં દરિયો આ કલકલિયા દંપતીને માટે શાંત રહેતો તેથી એ દિવસો 'Halcyon Days' કહેવાયા અને પશ્ચિમમાં તો કાવ્યોમાં પણ એનાં રૂપક અપાયાં કે:

> Amidst our arms as quiet you shall be,
> as Halcyons broodiug on a winter sea.
> ( Dryden )

પણ જવા દઇએ આ દંતકથાઓ. કલકલિયો આવે આવે કારણે રૂપરંગી બન્યો કે નહિ એ અલ્લાહ જાણે, પણ આ સફેદ–પેટો કલકલિયો પોતાની આસપાસ જળ–વિસ્તાર સાથે જોડાયેલી દંતકથાને આજ તો ખોટી પાડી રહ્યો છે. અલબત્ત, એના સગોત્રી બીજા કલકલિયા જળ પરથી આહાર મેળવે છે, પણ આ કલકલિયો જળ પર આહાર મેળવવા જઇ પહોંચતો હોય તો તે કયારેક જ, ભૂલ્યોચૂકયો. અલબત્ત, પાણી સુકાય અને ખાડાખાબો-ચિયાંમાં જીવાત અને માછલાં તરફડી ઊડે ત્યારે જરૂર પહોંચી જવાનો. બાકી તો એ ઊડતાં ઊડતાં જીવાતને પકડી ખાય, દેડકાં, ગરોળી અને કયારેક કાકીડાનો સુદ્ધાં આહાર કરી લે અને મનુષ્ય–વસવાટ સાથે સંપર્ક રાખ્યા કરે; બાગબગીચા કે શેરીબજારનાં ઝાડો પર ઊડ્યા કરે; રેલ્વે કે ટેલીફોનના તારની લિજ્જત માણી લે અને જન–વ્યવહારની અતિ નિકટ આવીને ઘરને મોભારે કે કોઇ થાંભલે બેસીને સવારના પહોરમાં 'ક્રીલીલીર્લી'નું ગાન ગાતાં ગાતાં વહેમી સ્રીઓના મોઢાની પુષ્પાંજલિથી

સ્નાન કરી પવિત્ર થઈ જાય! જળ વચ્ચે રહેવાથી પૂર્વજન્મમાં દાંપત્ય–જીવનમાં વિયોગ થયા અને જગત્પિતાનું વહાણ ચૂકયો એની સરખામણીમાં જાણે સ્ત્રીઓનું આ શાપ–વર્ણ઼ન એને હળવું લાગ્યું દીસે છે.

પણ ગમે તેમ થાય તો યે કોઇ પ્રાણી પોતાનો આદિ સ્વભાવ કેમ ભૂલી શકે? જળ–વિસ્તારથી દૂર રહેવાને મથતો આ કલકલિયો ઈંડાં મૂકવા ટાણે તો નદીકાંઠે કે કૂવાકાંઠે જ જઇ પહોચે છે અને જળની સાન્નિધ્યમાં નદીની ભેખડ કે કૂવાની બખોલમાં ત્રણ ચાર ફૂટ ઊંડો માળો બનાવે છે, છેવાડે પહોળો ઓરડો રચે છે અને તેમાં માર્ચથી માંડીને જુલાઇ માસ સુધીમાં પાંચ–છ તદ્દન શ્વેતરંગી ઇંડાં મૂકે છે. ઇંડાં સેવાઇને બચ્ચાં ઉછેરાઇ રહ્યે પાછો એ જન–વ્યવહાર વચ્ચે આવી પહોંચે અને રંગ–છોળ્યો ઉડાડ્યા કરે.

## ૨ : કાબરચીતરો કલકલિયો

ભલે ને પક્ષીજગતમાં સૌંદર્યને કારણે સફેદપેટો કલકલિયો આગળ પડતું સ્થાન પામ્યો, પણ પોતાની જન્મભોમકા છોડીને તે એક અન્ય સૌંદર્યથી તો વંચિત જ રહ્યો છે અને તે સૌંદર્ય કોઈ પણ નદી, નાળાં કે તળાવડાંને શોભાવતું એની જાતિનું તીરવેગી અને લક્ષ્યવેધી ઉડ્ડયન–સૌંદર્ય. આ સૌંદર્ય પામ્યો છે એનો સગોત્રી કાબરચીતરો કલકલિયો. (The pied Kingfisher).



**કાબરચીતરા કલકલિયાનું જોડું**

મચ્છુની કાળી ઘેરી પાટયોમાં અને ભાવનગરના બોરતળાવના બંધમાં, ભીમચાસના ધરામાં અને ગિરની વચ્ચે આવેલ તાંતણિયા

ધરામાં નહાતી વખતે, એ અફાટ પાણીવિસ્તારમાં મિત્રો સાથેનો સ્નાનાનંદ ભૂલીને જ્યારે એ પંખીના લક્ષ્યવેધી ઉડ્ડયનને ફાટયે ડાચે જોઈ રહ્યો છું ત્યારે ત્યારે મિત્રોએ હડબડાવીને જાગૃત કર્યો છે કેઃ 'પણ ત્યાં શું મોં ફાડીને વકાસી રહ્યો છો? હાલ્ય નાવા, કોશિયો મારવો છે કે પલાંઠિયો?' અને જ્યારે જ્યારે આવે સ્થળે કપડાં ધોવાનો અવસર મળ્યો છે ત્યારે હાથ હાથને ઠેકાણે, તથા કપડાં કપડાંને ઠેકાણે પડ્યાં રહ્યાં છે અને એ પંખીના ઉડ્ડયન–સૌંદર્યના નિરીક્ષણમાં આંખો ખોડીને જ બેસી રહ્યો છું. એવું તે કેવું છે આ પંખીનું ઉડ્ડયન–સૌંદર્ય કે જેણે આટઆટલું લક્ષ્ય ખેંચી લીધું?

નથી એમાં ગીધ કે સમળીનું મહાકાવ્ય, કે નથી એમાં કુંજનું અખંડ પ્રવાહે વહ્યું જતું સંધકાવ્ય. એનામાં જાણે તમંચામાંથી છૂટતી ગોળી સમું કે ગોફણમાંથી છૂટતા સમસમતા પાણકા સમું લક્ષ્યવેધી એકપદી કટાક્ષબાણ છે.

પાણીની સપાટીથી ૧૦–૧૫ થી માંડીને ૨૦ ફુટ સુધી ઊંચે ઊડતાં ઊડતાં 'હમીંગ બર્ડ'ની પેઠે તે પોતાના દેહને પાંખો પર જ એ ઠેરવી રાખે છે; એની પાંખો જાણે બંધ જ થઇ ગઇ છે અને એણે દેહને અદ્ધરોઅદ્ધર જાદુ-શક્તિથી તોળી રાખ્યો છે અતિ વેગે ફરતા અને ઊંઘી ગયેલા દીસતા ભમરડાની જેમ અતિ વેગે પાંખો ફડફડાવી રહેલ ને પાણી માથે તોળાઇ રહેલ કલકલિયો જાણે પાંખો બંધ કરીને જ તોળાઇ રહ્યો છે કે શું, એ નક્કી કરવા નજર રોકાય એ પહેલાં તો આકાશમાંથી વીજળી પડે એમ એ 'ધ...બ્બ' દેતો પાણીમાં પડે, એના પડવાથી પાણીમાં શગ ચડે એની સાથે એ પણ નીકળી આવે અને ચાંચમાં માછલી લઇને 'ચીરી...રીક' 'ચીરી...રીક' એવા આનંદ-બોલ બોલતો પડખેને કોઇ આધારસ્થાને જઈ બેસે, આહાર ઉડાવી આવે અને પાછો જળ માથે આવીને તોળાઈ રહે. વળી પાછું શરસંધાન, વળી પાછી નિશાન–ફેંક, વળી પાછું આહાર–ઉપાદાન અને વળી પાછું નિરાંતે ભોજન: આમ આખો દિવસ એનો સતત વ્યવહાર ચાલ્યા કરે.

અલબત્ત, નદીએ લૂગડાં ધોવા આવનાર સ્ત્રીઓની અજાણમાં તેમની જ પડખે ગોળાની પેઠે 'ધ...બ્બ' દઈને પડતો આ કલકલિયો કેટલી યે સ્ત્રીઓને સવારથી સાંજ સુધીમાં ભડકાવી દેતો હશે અને ભડકેલ સ્ત્રીઓના મોઢાની પુષ્પાંજલિ પામતો હશે. પેલા સફેદપેટા કલકલિયાને જન–વિસ્તારમાં જતાં ગાળો મળી તો આ બિચારાને એમનાથી દૂર રહેવા છતાં એને સ્થાને સામે આવીને સ્ત્રીઓએ સ્વસ્તિ- વચન સંભળાવ્યાં. પૂરો નસીબદાર!

માછલીઓ અને જળમાં વસતાં અન્ય જીવડાં પર જીવન નભાવતા આ કલકલિયે આ રીતે આહાર મેળવતાં આ ટૂંકા ઉડ્ડયનમાં અતિ પ્રાવીણ્ય મેળવી લીધું છે; ક્યારેક માછલી દેખાતાં એ તીરવેગે જળ પર કાયા ફેંકે છે, પણ ભલભલા શૂરવીર ફેંક્યું તીર કે છોડેલ ગોળી પાછી ફેરવી શકતા નથી. ત્યારે આ કલકલિયાએ અધે' રસ્તે પોતાનો આહાર આડોઅવળો થયો દેખાય કે શરીરને સંવરી લઈને અધે'થી જ પાછા ફરી જવાની તાકાત પ્રાપ્ત કરી લીધી છે. એથી યે આગળ વધીને પોતાની જ ચાંચમાંથી પડી ગયેલ માછલીને એ લચક લઈને અતિ વેગે નીચે જઈને, માછલી પાણીમાં પડે એ પહેલાં અદ્ધરોઅદ્ધર ઝીલી લે છે. કેટલીક વાર જળ પર વસતી લાલ સમળીના મુખમાંથી પણ આહાર પડી જાય તો એને સમળી પહોંચે તે પહેલાં આડો પડીને અધે'થી આ કલકલિયો ઉડાવી જાય છે.

આખો દિવસ એનો આ જાતનો માછલી મારવાનો વ્યવસાય ચાલ્યા કરે. એ વ્યવસાયમાં એણે આટલું બધું પ્રાવીણ્ય મેળવી લીધું તે પરથી જ એની આખી જાતનું અંગ્રેજી નામ પડ્યું છે The King-fisher : માછીમારોનો યે રાજા ! માનવી માછીમારોને તો જાળની જરૂર પડે; કલકલિયો તો માત્ર પોતાની જ દેહશક્તિથી જ માછલાં મેળવે.

ક્યારેક ત્રણચાર કલકલિયા એક સ્થાને ભેગા મળીને આ જાતનો શિકાર-સમારંભ રચે છે ત્યારે એક બીજાના સહકાર સાથે ચાલતો એ સંગ્રામ અને ક્યારેક અંદરોઅંદર હરિફાઈએ પહોંચતો ઉડ્ડયન દિદાર અતિ શોભાકારી બની જાય છે.

કુદરતે પણ જાણે એને આવા ઉડ્ડયન માટે અનુરૂપ દેહયષ્ટિ આપેલી છે. ચાંચ જુઓ તો લાંબી અને અણીદાર, અસલ ભરજા જેવી. પહોળી એટલી કે પાણીમાં પડતાં વેંત ઉઘાડે કે અંદર લક્ષ્ય આહારને આવીને બેસવું જ પડે.

પાંખ જોઈ હોઈ હોય તો શરીર-વિસ્તારના પ્રમાણમાં મોટી અને સશક્ત. આખો દિવસ એના પર જ ઊડવાનું હોઈને, તેના પર બધા ખેલ ખેલવા માટે પૂરેપૂરી તાકાતવાન. પગની એને ખાસ જરૂર નહિ, એટલે એ બિચારા શરીરના પ્રમાણમાં નાના અને નિર્બળ. ઊડતી વખતે પોતાનું સ્થાન સમજીને પગ પેટ વચ્ચે સંકેલાઈ જાય. જરા યે આડા ન આવે. ઓછા ઉપયોગને લીધે એટલા નિર્બળ થઈ ગયેલા દેખાય છે કે બેસવામાં યે કલકલિયાને મુશીબત પડતી દીસે. પૂછડી મોટી હોય તો એનાં પીછાં ઉડ્ડયનમાં આડાં આવે; એ કેમ પોસાય ? એટલે પૂછડી તદ્દન નાની. આખા દિવસના તીર-વેગી શરીર-ઝીંકાટને કારણે જાણે ઘસાઈઘસાઈને ટૂંકી થઈ ગઈ છે. આમ દેહનાં

પ્રત્યેક અંગ એના ઉડ્ડયનને અનુરૂપ થઈ ગયાં છે અને એના આખા દેહને એક પ્રચંડ અણીદાર ગોળાનું સ્વરૂપ આપી દીધું છે; વાતાવરણ અને જળ વીંઝતાં સડસડાટ નિર્વિઘ્ને પસાર થઈ શકે એવું સુગઠિત અને સશક્ત.

આવો અંગેઅંગનો મેળ સાધીને ઉડ્ડયનમાં પ્રાવીણ્ય મેળવી બેઠેલ કલકલિયાને પોતાના દેહસૌંદર્યની ખાસ પડી નથી. કાળા અને સફેદ ચટાપટાથી કાબરચીતરા બની બેઠેલા આ કલકલિયામાં રંગ–સૌંદર્ય ઝાઝું નથી. અલબત્ત જળ માથે મોજાંનાં લહેરિયાં પડે તેમ એના દેહના સફેદ રંગ ઉપર પેટ પર અને પીઠ પર કાળા રંગનાં વળિયાં પાડયાં છે. માથું અને કાન કાળા. પીઠ, અને વાંસા ઉપરનાં પીછાં તથા પાંખો કાળી. પીછાંનાં છેડા સફેદ. છાતીએ આડા કાળા પટ્ટા. પૂછડી મૂળમાં સફેદ, છેડેથી કાળી. ચાંચ અને પગ કાળાં.

આવા આછા રંગે પાણીકાંઠે શોભતું પંખી નવરાશ મળ્યે બેઠું બેઠું હળવે સાદે 'ચીરી...રીક' 'ચ્રીક' એવા બોલ બોલતાં પૂછડી ઊંચી નીચે કર્યે જતું હોય છે અને પોતાનો આનંદ વ્યક્ત કર્યે જતું હોય છે.

ફેબ્રુઆરીથી એપ્રીલ સુધીમાં એ નદીકાંઠે બખોલ કોતરીને એમાં પાંચ–છ સફેદ–વરણાં ઇંડાં મૂકે. પણ શિકારી પંખીઓની જેમ આ પંખી પણ પોતાનો વધારે પડતો આહાર ઓકી નાખે છે તેથી માળો માછલીનાં હાડકાં વગેરેથી ગોબરો ગોબરો કરી મૂકે છે. અરે, એ હાડકાંનો જ માળો રચીને એની વચ્ચે ઇંડાંને ઉછેરે છે! જાણે એ બચ્ચાંને ઇંડાં–કાળથી જ એના ભાવી આહારનું આડકતરું અવધાન કરાવે છે!

## ૩ : રંગરંગીન કલકલિયો

જન–વ્યવહાર પાસે વસે સફેદ–પેટો કલકલિયો; એથી આગળ વધતાં જન–વ્યવહાર પાસેના જળવિસ્તાર પર વસે કાબરચીતરો કલકલિયો. એથી યે આગળ વધતાં એકાન્ત જળ–વિસ્તાર પર એમનો એક ત્રીજો જોડીદાર રંગરંગીન કલકલિયો (The common Indian Kingfisher) વસે છે. બન્ને કરતાં ઘણો નાનો, પણ સૌંદર્યમાં બન્નેને ટપી જાય તેવો.

ચકલી જેવડું સાતેક ઇંચનું ટીનબાબુડું શરીર, પણ એ નાના અંગમાં જાણે પીછે પીછે મનોહારી રંગ ભરાઈ બેઠા છે. રંગોની મિલાવટ ચાંચથી માંડીને પૂછડી સુધી એકસરખી. ચાંચ ઉપરને ભાગે કાળી ખરી, પણ નીચે નારંગી રંગની. ચાંચથી આગળ વધતાં આંખથી માંડીને ખભા સુધી લાલ પટ્ટો. લાલ પટ્ટાના વિરામચિહ્ન સમું ગળા પર સફેદ ટપકું. નાના વીરડા

સમા એ ટપકાને વટાવીને ગળા પરનો લાલ પટ્ટો પેટ નીચે થઈને ઠેઠ પૂછડીનાં પીછાં સુધી ચાલ્યો ગયો છે. બસ, આટલો લાલ રંગ. બાકીના ભાગમાં માથું, ગળું, ખભા વગેરે ઘેરા વાદળી રંગનાં. પીછાં, કમર અને પૂછડીનાં પીછાંનો



તીરછો ઊડતો રંગરંગીન કલકલિયો

લીલો રંગ આછો. જ્યારે પાંખો અને પૂછડીનો લીલો રંગ ઘેરો. એમાં વળી વાદળી રંગનાં છૂંદણાં. માથા પરના ઘેરા વાદળી રંગમાં છૂંદણાં પાડયાં હોય તેવાં સફેદ ટપકાં. આંખને ઠારતા આવા લીલા અને આસમાની રંગોની મિલાવટ નીચે ગળું તથા દાઢી સફેદ રંગનાં.

પાણી પર 'ક્રી...ક' 'ક્રી...ક' એવા ટૂંકપદી અવાજે ઊડતો જતો હોય ત્યારે જાણે કોઈ દેવતાઈ રમકડું જ ઊડયું જતું લાગે, એવી એ રંગોની મૃદુ મિલાવટ. જનસમાજથી ઉપેક્ષિત જળવિસ્તારને જાણે આખો દિવસ શોભા આપતો હોય તેમ તેની આસપાસ ઊડયા કરે અને ઝીણી જીવાત ખાધા કરે. પાણી પર જ એનું રહેઠાણ. પર એની ઊડ કાબરચીતરા કલકલિયાથી બીજી જાતની. કાબરચીતરો કલકલિયો સીધો કોશિયો ધૂબકો મારે, જ્યારે આ તો પાણીના વિસ્તાર પર તીરછી છલંગ મારીને, પાણીની સપાટી પરથી જ આહાર મેળવ્યા કરે. અલબત્ત, કયારેક પાણીની અંદર આહાર દેખાય તો અંદર જવામાં પાછો ન પડે.

આખો દિવસ નાના તળાવડાને કે ખાબોચિયાને આ કાંઠેથી તે કાંઠે જાણે તાણાવાણા વણતા શાળના કાંઠલાની જેમ ઝપાટા માર્યા જ કરે. જો એને પગે દોરા બાંધી દીધા હોય તો સાંજ પડયે તળાવડું વસ્ત્ર–પરિધાને છવાઈ જાય! આવું નાનકડું પંખી, પણ એના વિસ્તાર પણ અન્ય કોઈ પંખી આવી ચડે તો સહન ન કરી શકે. 'ક્રી...ક' 'ક્રી...ક' કરતાં નરમાદા લડાઈ આરંભે અને થોડીક વારમાં નવતર આગંતુકને હેરાનપરેશાન કરીને સ્થળ છોડાવ્યે છૂટકો કરે.

એનો ગર્ભાધાન–કાળ પણ માર્ચથી જુલાઈ સુધીનો. માળા પણ બેખડોમાં જ બનાવે. પાંચથી સાત સફેદરંગી ઈંડાં મૂકે. બરાબર એના જાતભાઈઓ જેવો જ અન્ય જીવન–વ્યવહાર.

## પંખીઓમાં ગાયક–શ્રેષ્ઠ

# કોયલ



| | |
|---|---|
| ‘ કોય...લ !’ | ‘ કુઉઉઉ......’ |
| ‘ કાગડાની વ...હુ ?’ | ‘ કુઉઉઉ......’ |
| ‘ કાગડો મારો ભા...ઈ’ | ‘ કુઉઉઉ......’ |
| ‘ તું મારી ભોજા...ઈ’ | ‘ તુઉંઉંઉં....’ |
| ‘ તુંઉંઉંઉં...’ | ‘ તુઉંઉંઉં....’ |

આ રીતે ખરેબપોરે પાડરુવાછરુ ચારવા આવેલાં ભરવાડ–રબારીનાં છોકરાં આંબા–આંબલી હેઠ કે લીંબડા–વડલા હેઠ બેઠાં બેઠાં કોયલ સામે ટૌકારા કરે

છે; ઘરમાં ભોજાઇ સાથે વડચડ કરે એમ કોયલ સાથે વડચડ આદરે છે; કાળા કાળા કાગડાને ભાઇ બનાવી, કોયલને એની વહુ કલ્પી 'ભોજા...ઈ' કહેવાના કોડને સંતોષી લે છે.

કોયલ પણ બટકબોલી ભોજાઇ જેવી, બાળકોના બોલને ઝીલતી 'ટુઉઉઉ ટુઉઉઉ' કહેતી છોકરાંને જાણે સંભળાવી દે છે કે 'તુંઉઉઉ તુંઉઉઉ, તુંઉઉઉ...'

પણ તેમ તેમ તો વનવાસી બાળકોની જીભ વિશેષ સળવળે છે અને ખરે બપોરે કોયલ અને એ બાળકોના સામસામા ટૌકાર તડકાને તોડી, મસ્તીના ગભારા ચડાવી, ઝાડવાંનાં પાંદડાંને પણ સંગીતમય કરી દે છે.

ઉનાળો બેસે, તડકા તપવા માંડે, ઝાડવે ઝાડવાં પોતાના દેહ પર નવાં પાન ધારણ કરી ધરતીને શીળી બનાવવા પ્રયત્ન આદરે. પણ તડકો તો છતાં યે તપે છે; ધરતીને તપાવે છે, ઝાડપાનને તપાવે છે, માણસોનાં માથાંને તપાવે છે. એવે સમયે માણસો તો ઘરમાં ઘૂસી જાય છે. ધરતીને આધારે ઊભેલાં ઝાડવાં ક્યાં જાય? એમના તાપ કોણ હરે? એમના તાપ હરવા આવી પહોંચે છે કોયલ. ઉનાળો બેસતાં જ જાણે એ ઝાડપાનના તાપનું નિવારણ કરવા પોતાની મીઠી, મધુર અને શીળી ગાનઝડી વહેતી મૂકે છે. ફાગણના અંત ભાગમાં એ પોતાનું ગાન આદરે છે, ચૈત્રમાં એ ગળાને મોકળું મૂકવા પ્રયત્ન કરે છે. વૈશાખ અને જેઠ માસ તો એના ગાનઝડી સંપૂર્ણપણે વરસાવવાના મહિના. વૈશાખ માસમાં તડકે તપતી પૃથ્વી માથે કાંઇ યે શીતકારી અને શ્રુતિમનોહર હોય તો તે કોયલનું ગાન જ. ઉનાળાની એની આ મીઠી વાણીને અંજલિ આપી છે કોઇ રાજસ્થાની દુહાગીરે—

> हरिया बनकी कोयलां, हरिया बनका मोर;
> मन जरिया हरिया करे, बोल बोल निस भोर.

રાતદિવસ હરિયાળાં વનમાં ગાનઝડી વરસાવીવરસાવીને કોયલ તથા મોર જરિયા મનને–દુખિત મનને હરિયા–હર્ષભરપૂર કરે છે.

સ્ત્રીઓ પણ રાસડામાં ગાય છે કે:

> ચૈતરે ચંપો મોરિયો ને મોર્યાં દાડમ દ્રાખ,
> કોયલડી ટૌકા કરે ને બેઠી આંબા–ડાળ,
> કે આણાં મોકલ ને મોરાર.

પણ સાચી રીતે તો એના ગાનના માસ તો વૈશાખ ને જેઠ જ. એ દિવસોમાં તો પંખીઓના ઉત્થાનનું પ્રભાતસંગીત પણ એને માથે જ આવી

ે છે. દિવસભરના વાયરા, વંટોળ અને તડકાથી થાકી ગયેલ પૃથ્વી ને
ડ-પાંદડાં જંપી ગયાં હોય, પંખીડાં પણ ડાળીએ ડાળીએ લપાઇ નિદ્રામાં
ટતાં હોય તેવે ટાણે, પ્રભાતને પહોરે ૪ાા-૫ વાગ્યાની આસપાસ એકાદ
યલ એક ઝાડેથી પોતાનું ગળું ખુલ્લું મૂકે-'કુઉઉઉ...' ત્યાં તો સામે ઝાડેથી
ડઘો પડે-'કુઉઉઉ...' પછી તો 'કરૂ...કરૂ....કરૂ' કરતી કોયલ પોતાના
ળાના સૂરને છૂટા મૂકી દે, સૌ પંખીડાંના કાનમાં એ પ્રભાત-છડી પહોંચે
ને સૌ આળસ મરડી બેઠાં થાય-કાગડા કા...કા કરતા, કોશિયા કાંચિ...
ચિ...કરતા, કાબર કલબલ...કલબલ...કરતી........

પછી તો આખો દિવસ એનો ટહુકાર ઝાડીએ ઝાડીની ઘટામાંથી આવ્યા
રે છે. બાળકો એ ટહુકારને ઝીલે છે, લગ્નનાં ગીતો ગાતી સ્ત્રીઓ એ ટહુકારને
ાવકારે છે, ભજનિકો પણ એમાંથી ઉપદેશ તારવી ભજન રચે છે, કલ્પના-
ામમાં વિહરતા કવિઓ પણ એ ટહુકારને સાંભળી મસ્તી અનુભવે છે અને
ાવ્યો રચી નાખે છે.

નાનાં બાળકોએ હરખમાં ને હરખમાં કોયલને 'કાગડાની વહુ' બનાવી
ધી તો સ્ત્રીઓએ પણ ભૂલથી એને સૂડા-પોપટની રાણી કલ્પી લીધી અને
અના ગીતમાં કોયલને ઉદ્દેશીને પૂછયું કે :

**કેમ કરી કોયલ! એ વન વાસ્યાં? કેમ કરી સૂડો રાણો રીઝવ્યો?**

કોયલે પણ જવાબ દીધો કે:

**આંબા આંબલીએ એ વન વાસ્યાં,**
**ટોકલે સૂડો રાણો રીઝવ્યો......**

સૂડાના મોઢામાં પણ શબ્દો મૂકયા કે :

**સૂડલા કોયલડીને વીનવે રે,**
**આવી રૂડી સરવરિયાની પાળ,**
**આંબા કેરી ડાળ,**
**મૂકીને કોયલ કયાં ગ્યાં તાં રે...**

પણ સ્ત્રીઓ કોયલને આટલેથી જ બિરદાવીને ન અટકી. એમને તો
ોતાના ગાનથી સમસ્ત સંસારને લોભાવતી ને મોહાવતી કોયલ પૂજવા જેવી
ાગી અને જેમ તુલસીવ્રત કે શીતળાસાતમવ્રત તેઓ લે છે તેમ એમણે
ેક 'કોયલવ્રત' પણ ઊભું કરી દીધું. પણ કેવું એ વ્રત? કેવી એ વ્રત
ેવાની રીત?

'કોયલ વ્રત તો સુહાગણનું. વૈશાખ માસનું વ્રત. કેમ કે વૈશાખમાં જ આંબાની ઘટા ઘાટી બને, કોયલના કલ્લોલ તે સમયે જામી પડે. આખો વૈશાખ મહિનો સ્ત્રી માથામાં તેલ ન નાખે. ધણીને પથારી પણ ન કરી આપે. એક જ સાદડી નાખીને સૂએ. ટાઢે પાણીએ નહાય. પ્રભાતે નદીકાંઠે કોયલ બોલાવવા જાય. આંબાની ઘટા સામે આમ કરી બોલે–

બોલો કોયલ બોલો, તમને આવે ઝોલો;
ઝોલે ઝોલે જાગી, કોયલની આ કાળી;
કાળા કાળા કમખા, કે રાતા અમારા ચૂડા;
કોયલ વેદ ભણે કે ઘીના દીવા બળે;
કોયલ કુકુઉ ઉ......હૂ કોયલ કુકુઉ ઉ......હૂ.

કુઉઉ કરીને સામે કોયલ જવાબ આપે તો જ જમાય. નહિ તો અપવાસ પડે. એક જ ટાણું જમાય. કાળું પહેરાય નહિ, કાળું ઓઢાય નહિ, કાળું ખવાય નહિ.' ( કંકાવટી : ભાગ ૨. )

જે કોયલનાં આટલાં માનથી પૂજન થાય છે, જે કોયલ ખરા ઉનાળામાં આંબાની ઘેરી ઘટાનો શણગાર છે એને માટે સ્ત્રીઓએ યાચના કરી કે :

કોયલડી નવ મારીએ રે,
આંબલાની રખવાળ, મારા વા'લા !

એથી આગળ ચાલી વરલાડડાને પરણાવીને પાછાં વળતાં, વહુ–લાડીને પણ કોયલનું રૂપક આપીને ભાવભેર તેઓએ ગાયું કે–

કાળી શી કોયલ શબ્દે સોહામણી,
આવે રે કોયલ આપણા દેશમાં–

ભલે કાળી રહી, પણ એના શબ્દ, એનો કંઠ તો સોહામણો–મીઠો છે ને?

એ સોહામણા કંઠનો ભજનિકોએ ભજનમાં ઉપયોગ કરતાં તંબૂરના તારે તારે ગાયું કે—

કોયલ ને કાગડો એક જ રંગી;
પણ કડવી છે કાગડાની વાણી રે......

કોઈ હિંદુસ્તાની ભજનિક પણ ન રહી શક્યા. એને આવા સુંદર કંઠવાળી કોયલને પ્રભુએ કાળો રંગ દીધો એનું દુઃખ થયું અને ગાયું કે:

ઊજલા રંગ દિયે બકુલાકો,
કોયલ કર દિની કારી,
ઉધો...કરમનકી ગત ન્યારી !

કોયલના જે મધુરા ટહુકાર પાછળ સૌ મુગ્ધ બન્યા એ ટહુકારના કેટલી જાતના બોલ છે એ ખ્યાલ છે ? આપણે તો એ ટહુકારને એક જ શબ્દમાં વર્ણવ્યા કર્યો છે કે 'કોય...લ' 'કુ ઉ...ઉ' મિનિટો સુધી એના એ 'કુ...ઉ' સ્વરને ઘૂંટતી જાય છે, ડુંગરનાં ચકરાવા લેતાં પગથિયાંની જેમ એ સૂર ઉપર ને ઉપર ચડતો જાય છે. ક્યારેક એ સૂરને ઊંચે લઇ જઇને ગાન પછડતું મૂકે છે. આપણને લાગે કે હમણાં એ ગાન ભોં સાથે ભટકાઇને ભુક્કા બોલી જશે. પણ ત્યાં તો તાર સાથે તાર સાંકળી લે તેમ એ સૂરને સાંકળી લે છે અને 'ટહુકાર' આગળ ચલાવે છે.

સવારને પહોર એ 'કરૂ...કરૂ...કરૂ...' એવા 'ર' અક્ષરથી વિશેષ માર્દવ લાવતા દ્વિપદી સૂરનું ઉચ્ચારણ કરે છે. એ ઉચ્ચારણનું તો બીજી કોયલો સામે પડઘા પાડે છે એટલે એ દ્વિપદી ગાન વિશેષ સુંદર બને છે. ક્યારેક એ એકપદી સંગીતનું પણ ઉચ્ચારણ કરે છે : 'ટિક......ટિક ટિક......' પણ આ સૂરમાં થોડોક ગભરાટનો અથવા ચેતવણીનો ભાવ હોય એમ લાગે છે. ખાઈ કરીને શાંતિથી એ બેઠી હોય ત્યારે હળવે હળવે ગળામાંથી 'કરૂર... કરૂ...ર' એવો, પાસેથી જ સંભળાય તેવો સૂર કાઢે છે.

પણ જે સૂરે સૌને મુગ્ધ કર્યા છે, તે તો પેલો 'કુ...ઉ' સ્વર જ, જે ઊંચે...ઊંચે ચડી જઇ શકે છે.

એ સૂરને સામાન્ય જનોએ જ વખાણ્યો છે તેમ નથી. સંગીતશાસ્ત્રી-ઓએ પણ એને 'પંચમ સ્વર'નું નામ આપી સંગીતશાસ્ત્રમાં સ્થાન આપ્યું છે. પંચમ સ્વરનું સંગીત સારીગમના 'પ' થી શરૂ થાય એને કહેવામાં આવે. ઠેઠ 'પંચમ' થી સ્વરને ઉપાડીને સંગીત ગાવું એ બહુ જ ઊંચા અને કાબુ ધરાવતા કંઠના હાથની વાત છે. જેવોતેવો કંઠ એટલો સૂર ન ખેંચી શકે. 'સંગીત મકરંદ'માં સ્વરનું સ્વરૂપ બાંધતાં દરેક સ્વરને એક એક પક્ષીના સ્વર સાથે સરખાવીને લખવામાં આવ્યું છે કે,

षड्जं मयुरो वदति, चातको ऋषभं तथा
अजो विरौति गांधारं, क्रौंचः क्वणति मध्यमम्।
पुष्पसाधारणे काले कोकिला वदति पंचमम्
अश्वश्च धैवतं चैव, निषाद च गजस्तथा ॥

મોર ષડજનો સૂર (સા) બોલે છે; ચાતક ઋષભનો (રે) સૂર. બકરો ગાંધાર (ગ) અને ક્રૌંચ મધ્યમ (મ) સ્વર ઉચ્ચારે છે. વૃક્ષોને પુષ્પ આવે

છે એવે સમયે કોકિલા પંચમ (પ) સ્વરે બોલે છે. ઘોડો ધૈવત (ધ) અને હાથી નિષાદ (નિ) સ્વર ચિત્કારે છે.

કોયલના આ પંચમ સ્વરથી આર્યજનો જ મોહ્યા છે એમ નથી. પાશ્ચાત્યો પણ એના પર મુગ્ધ બનીને ટહુકારે ટહુકારે ડોલ્યા છે અને કોયલનું દર્શન કરવા ઝાડીએ ઝાડીએ ભટકયા છે. પરંતુ કેટલાક પ્રાશ્ચાત્યોને હિંદના કંટાળાભર્યા ઉનાળાના ખરા બપોરને સમયે કોયલનું આ ગાન પીડાકારી લાગ્યું છે. અને તેથી તેઓએ બપૈયાની જેમ કોયલને પણ Brain-fever-Bird [મગજખાઉ પંખી] કહી ગાળીએ દેવા પ્રયત્નો કર્યા છે. એનું સાચું અંગ્રેજી નામ તો The Koel.

આ રીતે જે કોયલના સોહામણા કંઠે સ્ત્રીઓનાં ગીતોમાં કેટલાં યે રૂપકો મૂકયાં, પૂજાસ્થાન લીધું, સ્ત્રીઓને ઝાડ નીચે નચાવી અને બાળકોને 'કુઉઉઉ' કરી કુદાવ્યાં, સંગીતકારોએ જેના સ્વરને શાસ્ત્રીય સ્વરૂપ આપ્યું અને પાશ્ચાત્યો જેનો સ્વર સાંભળવા ઝાડીએ ઝાડીએ ભટકયા, એ કાળી કોયલ છે કોણ?

આવા કર્ણમધુર કોમળ સ્વર પરથી આપણા લોકોએ જે કોયલને નારી રૂપ આપીઆપીને બિરદાવ્યા કરી છે, એ કોયલ નારી રૂપ છે જ નહિ, માદા છે જ નહિ. એ તો છે કોયલ પંખીનો નર. વર્ષો શું, પણ શતકો સુધી ભ્રમણા ચાલ્યા કરી કે આ સુંદર ગીત ગાનાર તે માદા કોયલ જ છે. પણ વિજ્ઞાન-શાસ્ત્રીઓએ એ બધી ભ્રામક કલ્પનાઓ પર હથોડો મારીને જાહેર કર્યું કે એ તો નર કોયલ છે, ત્યારે સૌ ચકિત થયા.

આ ભૂલ તો જૂના સમયથી સંસ્કૃત કવિઓ પણ કરતા આવ્યા છે. કવિ કાલિદાસે 'मालविकाग्निमित्र'માં એને 'मधुररवा परभृतिका' (શ્લોક ૨, અંક ૪) મધુર સ્વરવાળી કહી છે.

'વિક્રમોર્વશીયમ્'માં પણ કહ્યું છે કે : 'तां कामिनो मदनदूती मुदा हरन्ति' કામદેવની બાનડી જેવી (મદનદૂતી) કોયલ કામીજનોનાં મન હરે છે.

પણ સંસ્કૃત કવિઓ કોયલને માદા કહેવાં છતાં નર છે એમ પણ જાણતા હોવા જોઇએ, એમ એમનાં લખાણુમાં આવતા બીજા ઉલ્લેખો દર્શાવે છે.

'કુમારસંભવ'માં એ જ કવિ કાલિદાસ કહે છે કે: पुस्कोकिलो यन्मधुरं चुकूज (कुमारसंभव : श्लो. ३२, सर्ग ३) નર કોયલ મધુર ગાન ગાયા કરતો હતો.

કવિ જગન્નાથે પણ કહ્યું હતું કે: एकस्त्वं गहनेऽस्मिन् कोकिल न कलं कदाचिदपि कुर्याः

પણ પછી તો સૌ એનો સુંદર ટહુકાર સાંભળી ભ્રમમાં પડયા, મોહમાં પડયા અને જાણવા છતાં એને નરને બદલે નારી જ કહી દીધી. છેલ્લે છેલ્લે તો એના વિષે શોધ જાહેર થઇ, છતાં યે આપણા ઘણા ગુજરાતી કવિઓએ એને નારી રૂપે જ સંબોધી છે અને હજી સંબોધ્યા જ કરે છે. શા માટે નકામી મનની કલ્પના મારી નાખવી !

'તું' કોયલડી કાળી કાળી રૂપાળી' (ત્રિભુવન વ્યાસ)
પરભૃત્તિકા ગાન સ્વર્ગીય ગાય' (મણિશંકર ભટ્ટ)

નહિ સ્વાન એ તો ગાન
પેલી ગાય કોયલ માધુરી
(મધ્યરાત્રિએ કોયલ : નરસિંહરાવ)

વનમાં કાળી કોયલ કિલ્લોલે,
ઘરમાં કિલ્લોલે બેન બાળી
બાલુડાં મારાં કેવાં કિલ્લોલે.
(ઝવેરચંદ મેઘાણી)

* * *

જેણે બાળકો અને બૈરાં, કવિઓ અને સાહિત્યકારો સૌને ભ્રમણામાં નાખી દીધા છે અને નરને બદલે નારી–સ્વરૂપ પામ્યો છે એ કોયલને તમે જોયો છે ? મોટે ભાગે એ ગીચ ઝાડીનો વસનાર હોવાથી અને ઝાડ પરથી જમીન પર કદી નીચે નહિ ઊતરનારો હોવાથી આપણે એને વિશેષ દુર્જોઇ શકતા નથી. મોટે ભાગે એના ગાનથી જ આપણે પરિચિત હોઇએ છીએ. પણ કયારેક ફરવા જતાં આંબાવાડિયામાં કે વડ–લીમડાની ઘટામાં એ ટહુકાર કરે તો નજર નાખજો, પ્રથમ દૃષ્ટિએ જ એ નજરે પડી જવાનો. કારણ કે એના સમગ્ર દેહનો રંગ કાળો છે. બેઠો હશે દૂર દૂર, પાંદડાના ગોટ વચ્ચે. અચાનક પાસે આવીને ઝીણવટથી નીરખશો તો એકધારા લેપી દીધેલા આ કાળા રંગમાં વાદળિયા રંગની ઝાંય દેખાવાની. પણ આંખ તરફ નજર નાખતાં રખે ધારી લેતા કે એને લોહી નીકળ્યું છે, કે તમારા પર ક્રોધે ભરાઈ લાલ આંખો કરતો બેઠો છે. એની આંખો હોય છે જ લાલ, બરાબર પરવાળા જેવી એકદમ ચળકતી. કાળા રંગ વચ્ચે લાલ આંખો વિશેષ ચળકતી લાગે છે. ચાંચ અને પગનાં આંગળાં જરાક કાળા ભૂખરા રંગનાં.

રંગ કરતાં તો તમને એનો ઘાટ ગમી જવાનો. સુગઠિત દેહ, નાનો છતાં ભરાવદાર. ચાંચ લાંબી, થોડીક વળેલી. પૂછડી એના શરીર જેવડી, કે તેથી

યે જરાક લાંબી. બેસે પહોળી અને ઢીલી કરીને; પાછળ પડદો ઝૂલતો લાગે.

પણ એના દેહની શોભા તો ઊડતી જ વખતે દેખાવાની. એ વખતે ચાંચ અને પૂછડી ઊંચાં થઈ ગયાં હોય, પેટનો વચલો ભાગ ઢળકતો હોય. જાણે પેટના ભારથી શરીર લચી પડયું છે. એવા વળી ગયેલા દેહને ઉડ્ડયનનો વેગ સુંદર ઘાટ આપતો જાય છે.

પણ જેના નામ પર કર્ણમધુર ગાન સૌએ ચડાવી દીધું છે એ માદા–કોયલ જોવી છે? મોર પાસે ભુંડા રૂપે ભટકતી ઢેલ જેવી જ બિચારી માદા-કોયલની સ્થિતિ છે. ચળકતા કાળા રંગે શોભતો નર–કોયલ ઝાડમાં ગમે ત્યાં યે દેખાવાનો. પણ માદા–કોયલનું રૂપ જ એવું કે પાસે બેઠી હોય તો યે ન દેખાય. એનું રૂપ જ જાણે લોકોની આંખોથી લજવાઇને સંતાતું ફરતું લાગે છે.

એનો વાન ભૂખરો, પણ આખા ડીલ પર તલકાં. આખા શરીરે એ તલકાં ટપકાં રૂપે હોય; પણ પેટ, પૂછડી અને છાતી પર વળિયાં જેવા આકારે, પટ્ટા રૂપે હોય. ઝાડનાં પાંદડાં વચ્ચે તડકા–છાયામાં, તલક–ચાંદરડામાં એનું રૂપ આબાદ એકરૂપ થઇ જાય છે. નજર પડે તો યે ન દેખાય તેવું. ટિક...ટિક... ટિક...કરતી ઊડે ત્યારે જ નજરે પડે.

બસ, આ ટિક...ટિક...અવાજ એને ઓળખવા માટે બસ છે. એના ગળામાં સંગીત નથી, સંગીતનું માર્દવ નથી, સંગીતની માત્રાઓ નથી. એક જ શબ્દ ભર્યો છે અને તે ટિક...ટિક... તે પણ બિચારી કયારેક ઊડતી વખતે જ બોલે છે. નર–કોયલના છોળે ઊડતા ટહુકાર સામે પોતાનું એકપદી કઠોર ગાન લોકોના કાન પર મૂકવા જેવું નથી એ માદા કોયલ સમજી ગઈ લાગે છે.

આખા દિવસનો આ પંખીનો વ્યવહાર શો? વડના ટેટા, પીપળના ભૂના, લીંબડાની લીંબોળીઓ, ઉમરાં, જાંબુડાં અને કેરીઓના કોર ખાવા. લાંબી અણીદાર ચાંચે એ ગર્ભ ખાધા કરે ને ઝાડે ઝાડે ભમ્યા કરે. પણ એનો આખો દિવસ વિશેષ તો ગાનભક્તિ પાછળ જ રોકાઇ જતો હોય છે. કયારે ખાય છે તે ખાસ જોવા મળે જ નહિ. એ જીવડાં ખાય છે, પણ એ તો કયારેક જ, કોઇકની જ નજરે પડે એમ. એણે કંઠને ફળફળાદીના મધુરરસથી જ મીઠો રાખ્યો છે.

પણ જે નર અને માદા કોયલે મોટો વિભ્રમ ફેલાવી લોકોમાં એક કોયડા રૂપે આકર્ષક સ્થાન પ્રાપ્ત કરી લીધું છે એ કોયલનું જીવન બીજી રીતે પણ ભારે કોયડારૂપ છે, આકર્ષક છે.

સંસ્કૃતમાં કોયલને 'પરભૃત્તિકા' : પારકાં પાસે પોતાનાં બચ્ચાં ઉછેરાવનારી કહી છે. પહેલાં તો સૌને એ એક કલ્પના જ લાગતી હતી. પણ વૈજ્ઞાનિકોએ જ્યારે એના પર મહોર મારી ત્યારે સૌ વિસ્મય પામ્યા. આપણે સંસ્કારી(!) માનવીઓ આપણાં બચ્ચાંને આયાઓને સોંપીને ઉછેરાવીએ, તો પછી પક્ષી-સમાજ એ વિલાસથી શા માટે બાતલ રહી જાય? એ વિલાસ ભોગવનાર પક્ષીજગતમાં એક આખો વર્ગ છે. એ વર્ગનું નામ Coccyges (કોકીજીસ) કોયલનો એ વર્ગ. બપૈયો, ચાતક વગેરે કોયલનાં પિતરાઈ આ જ વર્ગમાં આવે છે. તેઓ પોતાનાં ઈંડાં બીજાં પંખીઓ પાસે સેવરાવે છે.



**કાગડાના માળામાં કોયલનાં બચ્ચાં** (વચ્ચેનું કાગડાનું; પડખેનાં બે કોયલનાં)

પણ બપૈયો ને ચાતક તો બિચારાં લેલાં કે એવાં શાંત પંખીઓના માળામાં પોતાનાં ઈંડાં મૂકીને ઉછેરાવે. પણ આપણાં બાળકોએ જેને 'કાગડાની વહુ' કહી એ કોયલે તો કાગડાને જ પોતાનાં ઈંડાંને ઉછેરાવવા પસંદ કર્યો છે. સમગ્ર પક્ષીસમાજનાં ઈંડાં ખાઈ જનારો અને સૌને હેરાન કરનારો કાગડો કોયલ પાસે આ બાબતમાં હાર પામ્યો છે.

વૈશાખ–જેઠ–અષાડ એ કાગડાના માળા બાંધવાના ને ઈંડાં મૂકવાના દિવસો. એ દિવસોમાં ખ્યાલ રાખી જોશો તો કેટલી યે વાર કાગડા ને કોયલ વચ્ચે સાઠમારી ચાલતી દેખાશે. 'કુ...કુ...' કે 'ટિક...ટિક...' કરતા કોયલો ઝપાટે આગળ જતા હશે; પાછળ 'કા...કા....' કરતા કાગડા દોટ મારતા હશે. કોયલ ઝપાટામાં આવે જ નહિ. પણ કયારેક ઝપાટામાં આવી જાય તો

કાગડો એકાદ બે ઠણુકો લગાવી લે ખરો. આ સાઠમારી શા માટે? કાગડાના માળામાં ઈંડાં મૂકી દેવા માટે. કેવી રીતે?

કહેવાય છે કે કાગડાને કોયલ સાથે જૂગજૂનું વેર છે. શાને લીધે એ વેર છે તે ખબર નથી. પણ કોયલ બોલે એ એનાથી સહન નથી થતું. આથી માદા કોયલ કાગડાના માળા પાસે છાનીમાની બેઠી હોય ત્યારે નર કોયલ પોતાના એકધારા ટહુકારથી કાગડાનું માથું પકવે છે. કાગડો પાછળ પડે છે; કાગડી પણ રહી શકતી નથી. બન્ને હૈયાફૂટાં નર કોયલને મારવા દોડી જાય એટલે પાછળથી માદા કોયલ કાગડાના માળામાં ઇંડાં મૂકી પલાયન થઇ જાય છે.

કાગડોકાગડી માળે પાછાં આવી પૂર્વવત કામકાજ શરૂ કરી દે છે. માત્ર Instinct–સાહજિક વૃત્તિથી ઇંડાં સેવતી કાગડી જાણી શકતી નથી કે આ ઈંડું પોતાનું છે કે પારકું. જેનામાં સંખ્યા–ગણતરી કરવાની શક્તિ નથી એવી કાગડી ગણી પણ શકતી નથી કે મારાં ઈંડાંમાં એક–બેનો વધારો પણ થઇ ગયો છે!

પણ માદા–કોયલ ઈંડાં કઇ રીતે મૂકી જાય છે એ હજી કોયડો જ છે. કોઇ કહે છે કે માળામાં બેસી તરત જ ઈંડું મૂકી દે છે: કોઈ કહે છે કે એ પોતાની ચાંચમાં ઇંડું લઇને જ બેઠી હોય છે. કાગડી ઊડી જતાં માળામાં મૂકી આવે છે. પારકા પાસે પોતાનાં ઇંડાં સેવરાવતી કોયલ પર મુગ્ધ થઈને કોઇક તો એમ પણ કહી નાખ્યું એક ઇંડું મૂકતી વખતે કોયલ સામે કાગડીનું એક ઇંડું ફોડી જાય છે. પણ આમાં વજૂદ નથી એમ કેટલાકનું માનવું છે. કદાચ ઉતાવળથી માળામાં પેસતાં કે નાસતાં ઇંડું ફૂટી જતું હશે એમ તેઓ કહે છે.

પણ એક વાત સાચી છે કે કોયલનું ઇંડું કાગડાના ઇંડાથી નાનું હોવા છતાં વિશેષ કઠણ હોય છે. દોડાદોડીમાં પડી જાય તો એકદમ ફૂટી ન જાય એ માટે ધીમે ધીમે એના ઇંડાએ એવી કઠિનતા મેળવી લીધી હશે.

એક કોયલ દર વર્ષે ૧૦–૧૫ કે ૨૦ જેટલાં ઈંડાં મૂકે છે એમ અંદાજ બંધાયો છે. છતાં યે કોયલ આપણે ત્યાં વધી પડી નથી. કારણકે આ ઇંડાં-માંથી ઘણાંખરાં દોડાદોડીમાં ને ધમચકડીઓમાં, કાં તો માળામાં જ કે નીચે પડીને ફૂટી જાય છે. કોઈ વખતે ઇંડાં વહેલાં મૂકી આવવાથી કાગડી સેવતી નથી અથવા ઇંડાં મોડાં પડવાથી સેવ્યા વિના જ માળામાં પડયાં રહે છે.

જેમ આપણે ત્યાં, તેમ પશ્ચિમમાં પણ કોયલ અન્ય પંખીના માળામાં ઇંડાં કેવી રીતે મૂકે છે તેનો જબરો કોયડો રહ્યો છે. (ત્યાંની કોયલ આપણી

કોયલથી રૂપેરંગે જુદી જાતની હોય છે.) ત્યાં પણ આપણા જેવી જ જાતજાતની માન્યતાઓ પ્રવર્તતી હતી. પરંતુ આપણે ત્યાં એ કોયડા આસપાસ માત્ર કલ્પનાઓ જ વીંટળાયા કરી છે, જ્યારે પશ્ચિમના વૈજ્ઞાનિક લોકો તો એનું હાર્દ જાણવા માટે રીતસર અભ્યાસે વળ્યા.

મિ. ચાન્સ નામના એક પક્ષી–અભ્યાસીએ સીનેમેટોગ્રાફથી કોયલનાં ઈંડાં મૂકવાના સમયની ફીલ્મ પાડીને સાબીત કર્યું કે એ ઈંડું જમીન પર મૂકીને પછી માળામાં મૂકવા નથી જતી, પણ તે પંખીના માળામાં જ બેસીને ઈંડું મૂકે છે. આ રીતે તે ૬૮ જાતનાં પંખીઓના માળામાં ઈંડાં મૂકતી દેખાઇ છે.

પણ કાગડા પાસે બચ્ચાં ઉછેરાવવાનું કોયલને શું કારણ મળ્યું હશે ? આ સ્વભાવ શેમાંથી ઊભો થયો હશે ?

કેટલાક માને છે માળા માટેની હરિફાઈ. કહેવત્ય છે કે પહેલાં તો કોયલ પોતે જ માળા બાંધીને ઇંડાં મૂકતી હતી. અત્યારે યે ઘણાં પક્ષીઓ વચ્ચે હરિફાઇ ચાલે છે તેમ માળા બાંધવાની જગ્યા માટે કાગડાને અને કોયલને વાદવિવાદ થતો. પણ કાગડો રહ્યો બળવાન. હંમેશાં એ કોયલના માળા પર આક્રમણ કર્યા જ કરે, જગ્યા પચાવવા ઝગડો કરે, માળામાંથી તણખલાં તાણી જાય, ઈંડાં ન મૂકે. આથી છેવટે કોયલ થાકી અને ઈંડાં સહિત માળો છોડી જવા લાગી. કાગડો માળો વાપરવા લાગ્યો ને કોયલનાં ઈંડાં સેવીને બચ્ચાં ઉછેરવા લાગ્યો. માળો પચાવવા જતાં ઈંડાં સેવવાનું માથે આવી પડયું. બિચારાને 'લેને ગઇ પૂત તો ખો આઇ ખસમ' જેવું થયું !

બીજું કારણ એમ કલ્પાય છે કે, કાગડો બધાં પંખીઓનાં ઈંડાં ખાઇ જતો. કોયલે એમાંથી રસ્તો કાઢયો અને એ પોતાનાં ઈંડાં કાગડાના જ માળામાં મૂકી દેવા માંડી. એમાં એને વિશેષ સુરક્ષિતતા દેખાઇ. છેવટ એ એનો સ્વભાવ બની ગયો.

પણ આ બીજા કારણમાં ખાસ વજૂદ નથી લાગતું. આગલા કારણમાં કંઇક વજૂદ લાગે છે ખરું. એ માન્યતાને આધાર રૂપ બીજી હકીકતો પણ મળી આવે છે કે કેટલાં ય પંખીઓ એકબીજાના માળામાં ભૂલભૂલથી ઇંડાં મૂકી દેતાં હોય છે, જે ઇંડાંને બીજાં પંખીઓ ઉછેરી નાખે છે. કોયલને માટે પણ આવે કારણે કે માળાની મારામારીને કારણે એમ વર્ષો સુધી બન્યા કર્યું હશે અને છેવટ તે એનો સ્વભાવ થઇ ગયો હશે.

કાગડાના માળામાં ઈંડાં મૂકયા પછી એની શી સ્થિતિ થાય છે એનું વર્ણન

કાકાસાહેબ કાલેલકરે 'ઓતરાદી દીવાલો'માં કરેલું છે તે રસિક હોઈ અહીં ઉતારીએ: 'હું માનતો કે કોયલ પોતાનાં ઈંડાં કાગડા પાસે સેવાવે છે એ કેવળ કવિકલ્પના હશે. 'શાકુન્તલ'માં જ્યારે વાંચ્યું કે : 'अन्यैर्द्विजैः परभृतः खलु पोषयन्ति' ત્યારે કાલિદાસે લોકવહેમનો ઉપયોગ કર્યો છે એમ જ મેં માની લીધું હતું. પણ જેલમાં જોયું કે કાગડા સાચે જ કોયલનાં બચ્ચાં ઉછેરે છે, જ્યાંત્યાંથી ખાવાનું આણીને ખવડાવે છે અને તેમને લાડ લડાવે છે. પણ થોડા દિવસમાં સંસ્કૃતિનો ઝગડો શરૂ થયો. કાગડાઓને થયું કે બચ્ચાંને ખવડાવીએ એટલું બસ નથી, આપણી સુધરેલી કેળવણી પણ તેમને આપવી જોઈએ. એટલે ખાસ વખત કાઢી માળા પર બેસી કાગડો શીખવાડે—"બોલ......કા......કા ......કા" પણ કોયલનું પેલું કૃતઘ્ન બચ્ચું જવાબ આપે, 'કુઉ...કુઉ... કુઉ...' કાગડો ચિડાઈને ચાંચ મારે અને ફરી કેળવણી શરૂ કરે, 'કા... કા...કા...' પણ આમ કોયલ કાંઈ પોતાની સંસ્કૃતિનું અભિમાન છોડે ? એણે તો પોતાનું 'કુઉ... કુઉ...' જ રટવા માંડયું. કાગડાની ધીરજ ખૂટી ત્યાં સુધીમાં કોયલનું બચ્ચું પગભર—અથવા સાચું કહીએ તો પાંખભર–થયું હતું. કાગડાની બધી મહેનત છૂટી પડી. મને લાગે છે કે કાગડો હિંદુસ્તાની હોવાથી તેણે નિષ્કામ કર્મ કર્યાનું સમાધાન તો જરૂર મેળવ્યું હશે.'

કાગડાનો શીખવ્યો ઉચ્ચાર કોયલનાં બચ્ચાં શીખતાં નથી એ વાત કરતાં યે વિશેષ સુંદર વાત તો કાગડા પક્ષે છે કે : કાગડી પોતે જંતુભક્ષી હોવા છતાં, કોયલનાં બચ્ચાંને તો ખાસ ગોતીગોતીને અનાજના કણ અને ફળફળાદિ જ ખવરાવે છે. દરમ્યાન કાયમ–ભૂખ્યું કોયલનું બચ્ચું કાગડીનો જીવ ખાતું હોય છે. પોતાનાં ઓરમાયાં ભાંડરુને ચાંચોના પ્રહાર લગાવતું હોય છે. છતાં પરોપકારી કાગડી નથી એને મારતી, નથી ઉવેખતી; ઊલટું પોતાનાં બચ્ચાંથી વિશેષ એ પારકાં બચ્ચાંનું કોયલનાં બચ્ચાંનું લાલનપાલન કરે છે. પારકા પુત્ર માટે પોતાના બાળકનો ભોગ દેનાર રજપૂતાનાની 'પન્ના' ઇતિહાસને પાને પ્રસિદ્ધ થઈ છે, પણ રોજેરોજ પારકાં બચ્ચાં કાજે પોતાનાં બચ્ચાંને ઉવેખનારી કાગડી તરફ નજર નાખવા કોણ નવરું હોય ! બધાં પક્ષીઓને હેરાન કરવાનો કાગડાનો હાડિયો સ્વભાવ જાણે અહીં સંપૂર્ણ અહિંસક અને પરોપકારી બનીને પોતાના નૃશંસ સ્વભાવની સમધારણા (Balancing) કરી લે છે.

આપણે ત્યાં કોયલ વિષે જનસમાજમાં ખાસ માન્યતા પ્રવર્તતી નથી સંભળાઈ. પણ કોણ જાણે કેમ, પશ્ચિમમાં એના નામ આસપાસ વહેમનાં અનેક

જાળાં ગૂંથાયાં છે. એ બાજુ મનાય છે કે જે (૧) માણસને Insomnia: ઊંઘમાં ને ઊંઘમાં ઊઠીને ચાલતા થવા વગેરેનો રોગ હોય છે તે જો કોયલનો દેહ સસલાના ચામડામાં વીંટીને પોતાની પાસે રાખે તો એ રોગ નાબૂદ થઇ જાય. [૨] એનું પીછું પાસે રાખે તો હડકાયું કૂતરું કરડી જ ન શકે. [૩] Cuckoo-spit નામનું એક જાતનું ઝાડવાનું રસાયણ જો કોઇ સ્ત્રીના ઘર પાસેથી મળી આવે તો તેને ડાકણ જ માની લેવી. [૪] કોયલ એકધારી કલાકો સુધી બોલ્યા કરે છે. અચાનક એની ગણતરી થઇ જાય તો જેટલા એના બોલ ગણી શકે એટલાં વર્ષ માણસ જીવી શકે. આની તો એક હાસ્ય-રસિક વાર્તા પણ કહેવાય છે: એક માણસ સાધુ થવા જતો હતો; બરાબર દેવળમાં પગ મૂકતાં એણે કોયલને બોલતો સાંભળ્યો. એણે બોલ ગણવા માંડયા; બરાબર ૨૨ બોલ ગણાયા. એને થયું કે હજી ૨૨ વર્ષ જીવવાનું છે એટલે થોડાં વર્ષ પછી સંન્યાસ લઇશું તો ચાલશે; આથી તે ઘેર પાછો ફરી ગયો !

પણ આ કોયલની આપણે ત્યાંની એક અન્ય અલૌકિતતા જોવી આપણે બાકી રહી ગઇ અને તે એનું પ્રવાસી જીવન.

આપણે અન્ય વ્યવસાયમાં વિશેષ રસ લેનારાઓ પંખીના જીવનથી દૂર રહ્યા છીએ. એમના જીવનમાં આસ્વાદ લીધો છે, પણ તે તો એકાંગી. આપણે મોરના રંગ કે રાગ પર મોહિત થઇએ; બાકી એના વિષે કશું જાણતા ન હોઇએ. એમ જ કોયલના ગાને સૌને મુગ્ધ બનાવી દીધા છતાં એના બીજા જીવન-વ્યવહારથી આપણે તદ્દન અજ્ઞાત છીએ. આપણે ન જાણીએ કે નર કોયલ ગાય છે કે માદા. આપણે ન જાણીએ કે કોયલ પોતાનાં ઇંડાં કઇ રીતે ઉછેરાવે છે. આપણે ન જાણીએ કે એ કણભોજી છે કે કીટભોજી. તો પછી એ કોયલ કયાં અને કેટલો વખત રહે છે એ તો શાના જ જાણીએ? આપણે એટલું જાણીએ છીએ કે એ ઉનાળામાં ગાય છે, પછી શાંત રહે છે. શાંત એ શા માટે રહે છે? એ વખતે એ અહીં રહેતો જ નથી, તે કોઈ નહિ જાણતું હોય; જાણવાની પરવા પણ નહિ કરતું હોય.

સૌને મનોહારી આ કોયલ આપણે ત્યાં બારે માસ રહેતો નથી. પક્ષીઓ ત્રણ પ્રકારના પ્રવાસ કરે છે—(૧) દૂરના પરદેશોમાં જ ઇંડાં મૂકી, બચ્ચાં ઉછેરી આપણે ત્યાં થોડા સમય માટે આવે તે—કુંજ, દિવાળીઘોડા, વૈયાં વગેરેને આમાં ગણાવી શકાય. તેઓ ઇટાલી, સાઇબીરીઆ અને મધ્ય યુરોપમાં ઇંડાં ઉછેરે છે. (૨) હિંદ પાસેના જ પ્રદેશમાં ઇંડાં મૂકી, બચ્ચાં ઉછેરી

આપણા દેશમાં ખોરાક અર્થે આવતાં રહે તે–જેમ કે હંસ, જે માનસરોવર પાસે બચ્ચાં ઉછેરે છે. (૩) આપણા દેશમાં બચ્ચાં ઉછેરી પાસેના પ્રાંતમાં ચાલ્યાં જાય છે તે–કોયલ, બપૈયો ચાતક વગેરે આ વિભાગમાં આવે.

કોયલ કાઠિયાવાડના ભાવનગર જેવા થોડાક ભાગમાં બારે માસ રહે છે; પણ ઝાલાવાડ, હાલાર જેવા વિભાગોમાં થોડો સમય જ રહે છે. એ વિભાગમાં તે માર્ચ–એપ્રિલ માસમાં આવે છે. અમારે ત્યાં કોયલ છેલ્લાં ત્રણ વર્ષથી મે માસની ૧થી ૧૦ તારીખની અંદર આવી પહોંચે છે. આખો ઉનાળો અને ચોમાસું રહ્યા બાદ ઓકટોબરના આખરના દિવસોમાં અહીંથી એ ચાલી જાય છે. જો કે ભાવનગરના જાણીતા પક્ષીપ્રેમી શ્રી ગજાનન ભટ્ટ આ બાબતમાં અનુભવ રજૂ કરતાં પોતાના પક્ષી–નિરીક્ષણમાં નોંધે છે કે—'આવું એક (કોયલનું) જોડું બે વર્ષથી મારા લીમડા પર આવે છે અને માર્ચથી લગભગ દિવાળી સુધી રહે છે.'

પણ ગુજરાતમાં કોયલ બારે માસ રહે છે એમ ગુજરાતના પક્ષીઅભ્યાસી શ્રી. 'વનેચર'નું માનવું છે. આપણે ત્યાં બરાબર કયારે આવે છે અને કયારે ચાલી જાય છે તેની નોંધ થવાની જરૂર છે. ઇંડાં મૂકવાની એની રીત, એનું આગમન–પ્રતિગમન વગેરેની આગળ ચોક્કસ તપાસ કરી શકીએ તો એના જીવનને આપણે પૂરો ન્યાય આપ્યો કહી શકાય. એના ગાન વિષે તો આપણે આંખો વીંચીને ઘણું કાલ્પનિક સાહિત્ય સર્જી કાઢ્યું છે. હવે એના સીધા સંપર્કમાંથી ટપકેલા અનુભવ–સાહિત્યની વાટ જોવાય છે.

* * *

**આ** લેખ પ્રગટ થયા બાદ બુંદેલખંડમાં રહેતા કાઠિયાવાડના વતની એક ભાઈએ પોતાનું કોયલ વિષેનું નિરીક્ષણ મોકલેલું, જે 'ફૂલછાબ'માં (૨૭:૧૨:૪૦) પ્રકટ થયેલું. તેમાં કોયલના દેશાન્તર તથા તેના માતૃપ્રેમ વિષે રસપ્રદ માહિતી છે, તેથી અહીં એ પત્ર મૂકીએ છીએ :

'કોયલ પ્રવાસી પક્ષી છે એ વાત સાચી છે, પણ કાઠિયાવાડ–ગુજરાત છોડી એ દક્ષિણ તરફ જાય છે એ વાત સત્ય લાગતી નથી. એ આંહીં બુંદેલ-ખંડમાં એટલે કે મધ્ય હિંદમાં પણ આવે છે અને અઢી ત્રણ માસ રહે છે. આંહીં એ જેઠ માસની મધ્યમાં દેખાવ દે છે, એટલે કે આપણા દેશથી એકએક માસ મોડી આવે છે. એનું કારણ આંહીં કેરીનો અને જાંબુનો પાક એ માસ મોડો થાય છે તે હોય.

'કોયલ પરભૃત્ત છે એ વાત તો સર્વમાન્ય છે. મારું મકાન આંહીં પહાડ ઉપર અને જંગલની વચ્ચે હોવાથી પક્ષીનિરીક્ષણ કરવાનું સુગમ છે. મારા સૂવાના ખંડની બારીની બરાબર સામે અને પાસે એક આંબો છે. તેમાં દર વર્ષે કાગડા માળા બાંધે છે. તેમાં છેલ્લાં ત્રણ વર્ષથી મેં એક કોયલને ઈંડાં મૂકતાં જોઈ છે. એ કોયલ એકની એક જ હોય તેમ લાગે છે, કારણ કે એક પગે એ સહેજ લંગડી છે. એ ઉપરથી માનવાને કારણ મળે છે કે પક્ષીઓને આગલે વર્ષે તેણે કયાં ઈંડાં મૂક્યાં હતાં તેનું સ્મરણ રહેતું હશે અને બની શકે ત્યાં સુધી તે જ વૃક્ષમાં ઈંડાં મૂકતાં હશે.

'કાગડી ઈંડાં મૂકી રહે અને સેવવા બેસે તે પછી કોયલ પોતાનાં ઈંડાં મૂકવાનું શરૂ કરે છે. કોયલ બે દિવસમાં ઈંડાં મૂકી રહે છે, હંમેશનું એકએક કરીને. સાધારણ રીતે કોયલનાં બચ્ચાં કાગડીનાં બચ્ચાં કરતાં એક બે દિવસ વહેલાં ઈંડાં ફોડી બહાર નીકળે છે. તે ઉપરથી અનુમાન કરી શકાય છે કે કોયલનાં ઈંડાંને સેવાતાં કાગડીનાં ઈંડાં કરતાં ચારથી પાંચ દિવસ ઓછા લાગતા હશે.

'કાગડોકાગડી બન્ને વારાફરતી ઈંડાં સેવવા બેસે છે. કવચિત્ અને ખાસ કરી પ્રભાતને પહોરે જો કાગડોકાગડી, બન્નેની ગેરહાજરી હોય તો કોયલની માદી પોતે પણ કયારેક ઈંડાંની સેવણ કરવા બેસી જાય છે. પરંતુ કાગડાને પાછો આવતાં દૂરથી દેખી તે તરત ઊડી જાય છે.

'એક વખત કોયલની માદી કાગડાને દેખી ઉતાવળે ઊડી નીકળતાં માળામાંથી એક ઈંડું નીચે પડી ગયું. તે જોતાં વેંત કાગડોકાગડી ક્રોધે ભરાયાં અને બન્ને કોયલની પાછળ પડયાં અને એને લોહીલોહાણ કરી દીધી. છતાં એ બીજે દિવસે આવી, અને બન્નેની ગેરહાજરીમાં સેવણ કરવા બેઠી હતી; એટલે એનો માતૃપ્રેમ ઘણો વીકસેલ ગણવો જોઈએ.

'કોયલના સંગીતને આપણે મધુર માન્યું છે. પાશ્ચાત્યો તેને કર્કશ માને છે. તેમનો એક ઈડીઅમ-રૂપક છે કે 'Harsh as a cuckoo: કોયલ જેવું કઠોર. વળી કોયલ પોતાનાં ઈંડાં બીજા પાસે સેવાવે છે એમાં આપણે એની કુશળતા માની છે, ત્યારે અંગ્રેજો તેને મૂર્ખ માને છે. એ બાબત પણ તેમનું રૂપક છે કે 'Silly as a cuckoo–કોયલ જેવું મૂર્ખ.' આ શું પૂર્વ અને પશ્ચિમના દષ્ટિભેદનું પરિણામ તો નહીં હોય ને?'

## વિરહી જનોનો વેરી

# બપૈયો



એ પ્રસંગ કદી યે નહિ ભુલાય અને બપૈયા પરની રીસ કદી યે નહિ વીસરાય. અમે ૧૫-૨૦ વિદ્યાર્થીઓ સાથે શિહોરની કાંઠ્યમાં ચાલ્યા જતા હતા ત્યાં બપૈયાએ પોતાનું ગાન આરંભ્યું : 'પો...પિયા' 'પો...પિયા'. એના એ અનવરત ગાને અમને આકર્ષ્યા, એનું સ્વરૂપ જોવા લલચાવ્યા.

સાથેના વિદ્યાર્થીઓ 'વડનાં વાંદરાં' ઉતારે તેવા હતા. પણ અમને સૌને બપૈયાએ હાર ખવરાવી. 'એ......સંભળાય' કહેતા જ્યાંથી અવાજ આવતો લાગે ત્યાં જઈએ, ઝાડને પાંદડે પાંદડે આંખો ફેરવી વળીએ, ઊંચું જોઈ જોઈ ડોક થાકી જાય, ત્યાં તો દૂરને ઝાડેથી અવાજ આવે : 'પો...પિયા, પો....પિયા.' એ ઝાડે પહોંચીએ ત્યાં અવાજ બીજે ઝાડે પહોંચ્યો જ હોય. એક બે ઠેકાણે નહિ, બરાબર ૨૫-૩૦ ઠેકાણે અમે ફરી વળ્યા; બે ચાર આંખો નહિ પણ ત્રીસ ત્રીસ આંખો ફેરવી વળ્યા; ૧૦-૧૫ મિનિટ નહિ, પણ

પાકો અર્ધો કલાક રખડી વળ્યા; છતાં બપૈયાને અમે પૂરેપૂરો ન જોઈ શક્યા. કોઈની આંખે એ પંખી ભીડતું દેખાયું, કોઈએ એને ભૂખરું કહ્યું, કોઈએ એને ટપકાંવાળું કહ્યું. પક્ષીદર્શનથી હંમેશાં ટેવાયેલી મારી આંખે એને બે ત્રણ વાર પકડી પાડયું, પણ એ તો સંતાકૂકડીની રમત જેવું. બપૈયાના રૂપને નખથી શીખ સુધી વર્ણવવા જેટલું ઝીણવટથી જોવા તો કોઈ સફળ ન થયું.

એ પછી તો બોરદેવીનાં જંગલમાં અને ગિરની ઝાડીમાં, ફરીથી સિહોરની કાંટયમાં અને ભાવનગરના વિકટોરીઆ–પાર્કમાં, અનેક વાર બપૈયાનું તીવ્ર ગાન સાંભળ્યું છે, પાસેથી જ સાંભળ્યું છે, પણ કદી યે એને જોવાની દરકાર નથી કરી. બસ, એના ગાનથી જ સંતોષ માન્યો છે. પેલા પ્રસંગથી મનમાં ગાંઠ બંધાઈ ગઈ છે કે એનું રૂપ જોવા જેવું જ નહિ હોય.

અને ખરેખર એના રૂપમાં ખાસ આકર્ષકતા છે જ નહિ. એને ઝીણવટથી જોઈ શકનારા એનું આવું વર્ણન કરે છેઃ

લંબાઈ ૧૩ ઈંચ. નરમાદા સરખાં. ઉપરનો રંગ ભૂરો રાખોડી. પાંખનાં પીછાં વધારે ભૂખરાં અને અંદરના ભાગે સફેદ પટ્ટા. પૂછડી નીચેથી સફેદ, એના પર આડા ચાર પાંચ પટ્ટા. ગળું અને ડોક ભુખરાં. છાતી સફેદ. છાતીના નીચલા ભાગે પટ્ટા. આંખ પીળી. ચાંચ છેડે કાળી. પગ પીળા.

પણ આવા આછા રંગોની હારમાળા યે ઝીણવટથી જોનારને જ દેખાય. બાકી એ નજરે ચડે તો એના બે જ વાન દેખાય : શરીરનો મુખ્ય વર્ણ ભુખરો, ઝાડની છાલ સાથે ભળી જતો. અને પૂછડી નીચેનો વાન સફેદ; તે યે ગામડાના કણબીનાં કપડાં જેવો, આંખને આંજી દે તેવો નહિ. પેટ પર આછા પટ્ટા દેખાય તે વધારામાં.

પણ કદી યે એનું રૂપ જોવા પ્રયત્ન ન કરશો. એ જોવા જેવું જ નથી. એ અવધૂતે પોતાના સમગ્ર દેહનું સૌંદર્ય જાણે કંઠમાં સીંચી દીધું છે. એમાંથી એણે નિપજાવ્યું છે અવિરત તીવ્ર ગાન. એનો દેહ દસ વાર જોશો તો યે ભૂલી જશો, પણ એનું ગાન એકાદ વાર પણ સાંભળશો તો યે કદી નહિ વીસરાય. એના ગાનમાં માર્દવતા નથી, ઝાઝી સ્વરપરંપરા નથી, હૈયાને ઠારે એવી ઠંડક નથી; છતાં યે એનું ગાન મનોહારી છે, કારણ એના ગાને એક ભાવનું પ્રતિનિધિત્વ જાણે મેળવ્યું છે. એ ભાવ છે વિરહાગ્નિનો. પોતાના પ્રિયજનને મળવા તલસતો છતાં ન મળી શકતો માનવી અંતર વલોવીને જે ગાન ઉચ્ચારે એ કદી યે મૃદુ ન હોય; એ તો હોય પોતાનું હૈયું ચીરતું અને સાંભળનારનાં હૈયામાં પણ ચીરા પાડતું. બપૈયાનું ગાન આ ભાવ રજૂ કરે છે.

માત્ર ત્રણ જ અક્ષરો—'પો...પિયા'. એમાં યે પહેલા અક્ષરને લંબાવીને પાછલા બે અક્ષરો એ સાથે જ ભણી જાય છે. પણ એનું આ દ્વિપદી ગાન ઝાડીઓ ને વાડીઓ, જંગલો ને બગીચા ગજવી મૂકે છે. ૧ા–૨ માઈલથી પણ સાંભળી શકાય છે.

હળવેથી એ ગાવાની શરૂઆત કરે. પણ પછી તો એ છલાંગો મારતો સંગીતની માત્રાઓનાં પગથિયાં ચડતો જાય છે. ડુંગરનાં પગથિયાં ચડનાર કોઈ થાકી ગયેલ જાત્રાળુની પેઠે નહિ, પણ છલંગો મારતા ને ચાર ચાર પગથિયાં સાથે કુદાવી જતા કોઈ જુવાન અવધૂતની જેમ. એક છલાંગ, બે છલાંગ, ત્રણ છલાંગ; સ્વર ચડયો, ચડયો, ચડયો. સ્વર જાણે તૂટયો કે તૂટશે થાય. ચાલતાં ચાલતાં સાંભળતા હોઈએ તો આપણે થંભી જઈએ, પણ એની માત્રા તો વધતી જાય. આપણાં હૈયાં પણ ઊંચાં થઈ જાય. અચાનક...સાવ બંધ. સ્વર તૂટયો માટે નહિ, પણ જાણે સરપને ખૂબ ખેલાવી, ઝપટ મારીને મદારી કરંડિયામાં પૂરી દે તેમ એ સ્વરને ગળામાં પૂરી દે છે. આમ એની આ તીવ્ર ગાન–પરંપરા કલાકો સુધી ચાલે, કલાકો સુધી શાંત રહે. કયારેક એ ખરા બપોરને પોતાના કંઠથી ગાળી નાખે. કયારેક સાંજથી શરૂ કરી આખી રાત વનરાઈને ગજવ્યા કરે.

પણ સવારે સાંભળો કે બપોરે, સાંજે સાંભળો કે મધરાતે, એના કંઠની તીવ્રતા તો એકસરખી જ. એ તીવ્રતાએ તો અનેક વિરહી જનોનાં હૈયાંને ગાળી નાખ્યાં હશે, ચીરી નાખ્યાં હશે. જોગાનજોગ, એના અક્ષરો પણ પો...પિયા : 'પિયુ' શબ્દની નજીકના જ હોઈને એ વિરહી જનોને વિશેષ હેરાન કરે છે. મીરાંબાઈ જેવી ભક્ત બાઈની નજરે પણ એ શબ્દ–સામ્ય ચડી ગયેલું અને એણે ગાયેલું કે :

> पपैया रे पिवकी वाणी न बोल,
> सुणि पावेली बिरहीणी रे,
> थारी राळेली पांख मरोड.

'હે બપૈયા ! તું 'પિયુ' એ શબ્દો ન બોલ. કોઈ વિરહિણી સાંભળશે તો તારી પાંખ મરડીને તોડી નાખશે.'

પછી તો મીરાં પોતે જ જાણે એ વિરહિણીની ઈર્ષાનો ભાવ અનુભવતાં હોય તેમ ગાવા લાગે છે કે :

> चांच कटाउं पपइया रे, उपर काळो लूण,
> पिव मेरा, मैं पिव की रे, तू पिव कहै स कूण ?

'પિયુ તો મારો છે, અને હું પિયુની છું. તું પિયુ શબ્દ બોલનારો કોણ? તારી ચાંચ કાપીને ઉપર મીઠું ભભરાવું!'

પણ મીરાં તો આટલા જોરથી બોલી શકે છે, કારણ કે એના પિયુ તો પ્રભુ છે. પણ અન્ય વિરહિણીની શી દશા થતી હશે? કોઈ રાજસ્થાની બાઈએ પણ એની ચાંચ કાપવાની વાત કરી, પરંતુ શા માટે?

बाबहिया! तूं चोर, थारी चांच कटावसूं,
रात ज दीनी लोर, मैं जाण्यो पिव आवियो.

'હે બપૈયા! રાતને સમયે તેં 'પિયુ' એવી રાડ નાખી તેથી મેં જાણ્યું કે જાણે મારો પિયુ આવ્યો. હે ચોરટા, તારી ચાંચ જ કાપવી જોઈએ ને!'

દુ:ખે સળગતી એ વિરહિણી બપૈયાને સમજાવે છે કે:

बाबहिया, पियु पियु न कहि, पियुको नाम न लेय,
कोइक जागै विरहिणी, तडफ तडफ जिउ देय.

'હે બપૈયા? તું 'પિયુ, પિયુ' ન બોલ. કોઈ વિરહિણી જાગશે તો તડફી તડફીને જીવ દેશે.' કાં?

पीहु पीहु करणरी, बूरी पपीहा वाण,
थारो सहज सुभाव ओ, म्हांरे लागै बाण.

'તારે માટે 'પિયુ, પિયુ' શબ્દ સહજ સ્વભાવ અનુસાર છે, પણ મને તો એ વેણે વેણે જાણે બાણ લાગે છે.'

અષાઢ અને શ્રાવણ એ તો એના ગાનની ટોચના દિવસો. આકાશમાં ઘટાટોપ વાદળ છાઈ ગયાં હોય, વીજળી સબાકા નાખતી હોય, મોરલા 'કેહુક...ક, કેહુ...ક' નાદે ગહેકતા હોય, ત્યારે એ ગહેકાટને એક સરખો જવાબ આપતો હોય તો તે બપૈયો. ચોમાસાની આ અંધારઘોર રાતો વિરહી જનોના અંતરના તારેતારને ઝણઝણાવી રહેતી હોય છે ત્યારે બપૈયાનું ગાન એ તાર પર જાણે આંગળીનાં ટેરવાં ફેરવી કારુણ્યના સૂર ઊભા કરે છે. એનું અષાઢી ગાન સ્ત્રીઓના રાસડામાં ઊતર્યું કે

આષાઢે ઘમઘોરિયા ને
વાદળ ગાજે ઘોર,
બાપૈયા પિયુ પિયુ કરે ને
મધરા બોલે મોર–

(રઢિયાળી રાત; ભાગ ૨)

જેમ કોયલનો વૈશાખ માસ તેમ બપૈયાનો અષાઢ માસ. આ માસમાં બપૈયાને વેદના ઠાલવતો જોઈને લોકોએ બપૈયાને વરસાદનો પ્રિયજન માની લીધો છે :

> हे सखिए, परदेश प्री, तनह ने जावै ताप,
> बाबहियो आसाढ जिम, विरहिण करे विलाप.

'હે સખી ! મારો પિયુ પરદેશ વસે છે. શરીરમાં અગ્નિ ધખે છે. બપૈયો આષાઢમાં જેમ વિલાપ આદરે છે તેમ વિરહિણી પણ વિલાપ આદરે છે.'

શા માટે ?

> बाबहियो ने विरहणी, दोनुं एक सुभाव,
> जब ही बरसै घन घणो, तब ही कहे प्रियाव.

'બપૈયો અને વિરહિણીનો એક જ સ્વભાવ છે. વરસાદ વધુ વરસે તેમ તેમ 'પિયુ આવ' 'પિયુ આવ' એવી એમની વિલાપવાણી વધતીજાય છે.'

પણ વરસાદ અને બાપૈયાની જોડીનું રૂપક તો શોભાવ્યું છે બરડામાં મેહ જેઠવા માટે વલવલતી ઊજળીએ–

> મે મે કરતાં અમે, બાપૈયા ઘાંડે બોલીએ,
> નજર વિનાનો ને(હ), બાધે નહિ બરડાધણી !

પણ પછી તો વરસાદ અને બાપૈયાની મિત્રાચારીની વિશેષ મુલવણી કરતાં આપણાં લોકોએ તો એને વરસાદનું પાણી અદ્ધરથી જ ઝીલી લેતો કલ્પ્યો. ઊજળીએ પણ ગાયું કે:

> બાપૈયો બીજે, પાલર વણ પીવે નહિ,
> સમદર ભરિયો છે, (તો ય) જળ નો બોટે જેઠવા !

'હે જેઠવા ! સમદર ભર્યો હોય તો યે પાલર પાણી પીનારો બાપૈયો એમાંથી ટીપું યે ચાખે નહિ.'

(સોરઠી ગીતકથાઓ : મેહ–ઊજળી)

પણ જવા દઈએ એ કલ્પનાઓ. આપણે તો માત્ર એના ગાન સાથે જ નિસબત છે. છેલ્લે કલ્પનાકારોનું મન માર્ગ ચાતરી ગયું હશે, પણ એના ગાને વિરહી જનોનાં હૈયાંને તપ્ત કર્યાં હશે એમાં રજમાત્ર શંકા નથી. એની સાક્ષી આજે પણ એનો સૂર પૂરે છે. એના ગાનના સૂર જ એવા છે જે, જાણે કે હૈયાના તારને હલમલાવે છે, 'કાંઈક અધૂરું' છે એવો હૃદયમાં ભાવ મૂકી જાય છે, જૂનાં સંસ્મરણો તાજાં કરે છે.

એના ગાને પ્રિયજનોના વિરહીઓને જ નહિ, પણ સંસાર ત્યાગીને ભેખ ધારણ કરેલા અડગ જોગી જેવા ભરથરીને પણ એક સમય જૂનાં સંસ્મરણોમાં ફેંકી દઇને દુઃખી દુઃખી કર્યા હતા, તેમ આપણા ભજનિકો ગાય છે :

**બાપૈયા જીવો...જીવો.**

**મેડિયું સંભરિયું મને, મોલાતું સાંભરિયું ને,**
**સાંભર્યાં ઉજેણીનાં રાજ, બાપૈયા જીવો જીવો,**
**કર ને વાતું, હે વીરા ! કરી લે વાતડિયાં,**
**કર ને કમાવેલા જોગ, ભેખ તો લીધો હવે નહિ મટે.**

બાપૈયાને બોલે બોલે .એને સફરા નદી, સિદ્ધવડ, ઘોડા ને ઘોડારું, વાડીઓ ને બાગબગીચા બધાં સાંભરેલાં, પણ એ કહે છે, હે ભાઇ બપૈયા ! બોલ, બોલ, બે ઘડી હૈયાની સાથે વાતો કરી લે. પણ લીધા ભેખ તો હવે છોડાવાના નથી.

વૈરાગી ભરથરીની જેમ મીરાં જેવી ભક્ત બાઇ પણ વારંવાર ગિરધરલાલની પતીક્ષા કરતાં બપૈયાને ઠેરઠેર યાદ કરે છે કે :

**દાદૂર મોર પપહિયા બોલે, કોયલ મધુર નાદ,**
**હરિ આવનકી અવાજ–**

પોતાના ભક્તોને યે વહાલા આવા બપૈયાને કૃષ્ણ કેમ વિસારી શકે ? હવેલીઓમાં વસંતના દિવસોમાં લાલજીની મૂર્તિ પાસે બપોરે લાકડાનાં પંખીઓ રાખીને બોલાવવામાં આવે છે, તેમાં બપૈયા,. મેના, પોપટ રાખવામાં આવે છે. પણ એમાં યે અગ્રસ્થાન તો બપૈયાનું જ. ચાવી દબાવતાં જ બપૈયો કૃષ્ણમહારાજને આષાઢનું ગાન સંભળાવે છે.

એના ગાનમાં બીજી પણ એક વિશિષ્ટતા છે. જે પ્રદેશમાં બપૈયા વધારે સંખ્યામાં વસતા હોય છે ત્યાંના નિરીક્ષકો એમ કહે છે કે બપૈયા ગાય છે જાણે સાંકળ રચીને. ચાર–પાંચ માઇલના વિસ્તારમાં બેઠેલ બપૈયામાંથી એક બપૈયો ગાનની શરૂઆત કરે; બીજો એને ઝીલે, પછી ત્રીજો, ચોથો, પાંચમો. આમ એ તીવ્ર ગાનનું કુંડાળું રચાઇ એ ગાનના ચકરાવા રચાય છે, અને એ ચકરાવામાં આખા વનને જાણે હિલોળી લે છે. ચકરાવાનું એ સંગીત સાંભળવા કેટલા યે માણસો ઘેલા થઇને ભટકે છે.

પણ દૂર દેશાવરથી નોકરી કરવા આવેલા યુરોપિયનોને આ સંગીત નથી ગમ્યું. ઉનાળાની અહીંની ગરમી અને ચોમાસાના ધામથી બફાતા યુરોપિયનોને બપૈયાનો આ તીવ્ર કલશોર મગજમાં મીઠું ભભરાવતો લાગ્યો છે. આથી તો

એમણે એને The Brain-fever-Bird : મગજખાઉ પંખી તરીકે ઓળખાવ્યો છે. એટલેથી નહિ અટકતાં કેટલા યે યુરોપિયનોએ ખરે બપોરે ઝાડીએ ઝાડીએ ભમી, બપૈયાને ગોળીએ માર્યા છે.

બપૈયાએ પોતાના રૂપને ઓગાળીને જાણે સ્વરનું સ્વરૂપ આપ્યું છે. એને થતું હશે કે સાંભળવા જેવું હોય તો તે મારું ગાન છે. શા માટે લોકોને મારું રૂપ જોવાની ઇચ્છા થાય છે? લોકોની આવી ઇચ્છાને અંગૂઠો બતાવતા જ એ ઝાડીઓમાં વસે છે. ખાસ કરીને ટંગલી ટોચોનાં પાંદડાંના લૂરખાઓમાં. એ કદી જમીન પર તો ઊતરતો જ નથી, પણ પ્રકટ થઇ જવાય એવી ખુલ્લી ડાળી પર પણ બેસવું નાપસંદ કરે છે. આથી જ તો એને સાંભળનારા વિશેષ મળી આવશે, જોનારા થોડાક જ.

જેનું સમગ્ર ચેતન એક જ લક્ષ્યબિંદુ–ગાન પાછળ જ વપરાતું હોય એ બપૈયાના દેહમાં પછી જોર કયાંથી રહે? એથી તો એના શરીરની અકડાઇ મારી નહિ ગઇ હોય! એ બેસે છે ત્યારે ડીલને ઢળકતું મૂકીને, પૂછડીને પહોળી કરીને. દૂરથી નજરે ચડે તો આબેહૂબ શકરા જેવોજ એનો દેખાવ લાગે. પણ શકરો તો બેઠો હોય છે અક્કડ, તાણેલા તીર જેવો. આંખો પણ જાણે લક્ષ્ય વીંધવા જ ફરતી હોય તેની; પણ બિચારો બપૈયો તો બેઠો હોય છે ઢીલોઢફ. બપૈયા અને શકરાના રૂપમાં એટલું સામ્ય છે કે કયારેક ભુલાવામાં પડી જવાય. આ સામ્યને કારણે એનું અંગ્રેજી નામ The common Hawk-cuckoo પડયું છે. બન્નેનો રંગ સરખો, દેહનું પ્રમાણ લગભગ સરખું. પણ બપૈયાની ચાંચ વચ્ચેથી વળેલી, શકરાની ચાંચ અણીથી આંકડિયા પેઠે વળેલી. બપૈયાની પૂછડી લાંબી, જ્યારે શકરાની ટૂંકી. બાકી આમથી તેમ ઊડયા કરવાનો, ડીલ ફુલાવ્યા કરવાનો અને ગળામાંથી ઘોઘરો ધીમો અવાજ કાઢવાનો બપૈયાનો સ્વભાવ એને શકરાથી એકદમ જુદો પાડી બતાવે છે.

વૈશાખ–જેઠ માસમાં પોતાના ઉન્મત્ત ગાનથી વાતાવરણને ભરપૂર કરતી કોયલ પછી અષાઢ–શ્રાવણને ગાનથી ભરપૂર કરનાર બપૈયો કોયલનો માત્ર ગાન–અનુગામી જ નથી, પણ એક કુટુંબીજન છે એમ જાણવા મળે તો નવાઇ ન પામશો. બપૈયો એ કોયલના વર્ગનું પંખી છે. એની દેહરચના, ચાંચ અને લાંબી પૂછડી પરથી જ નહિ, પણ પારકાં પાસે ઈંડાં ઉછેરાવવાના સ્વભાવથી પણ એ કોયલનો સગોત્રી છે. કોયલ પોતાનાં ઈંડાં કાગડા પાસે સેવરાવે છે તો બપૈયો પોતાનાં ઈંડાં લેલાં પાસે સેવરાવે છે. એના શકરા જેવા દેખાવને

કારણે એની માદાને અચાનક આવતી જોઇને લેલાં માળો છોડી ઊડી જાય છે, ત્યારે માદા-બપૈયો લેલાંના માળામાં ઇંડાં મૂકી દે છે. બપૈયાનાં ઇંડાં લેલાનાં ઇંડાં કરતાં સહેજ મોટાં હોય છે, પણ જુદાં તારવવાં મુશ્કેલ. જૂન-જુલાઇ આસપાસ એ પોતાનાં ઇંડાં મૂકે છે.

પારકો માલ પચાવી પાડવો એનું નામ ગુંડાગીરી, એમ જ પારકાં પાસે ઇંડાં ઉછેરાવવાં એ પણ ગુંડાગીરી નહિ તો બીજું શું ? આ ગુંડાગીરી વારસાગત મળે છે તે કોયલનાં બચ્ચાં કાગડાનાં બચ્ચાંને ચાંચો મારી બતાવી આપે છે. બપૈયાનાં બચ્ચાં પણ કોયલનાં બચ્ચાંની જેમ લેલાંનાં બચ્ચાંને ચાંચો મારીને આ વારસાગત ગુંડાગીરી પુરવાર કરી આપે છે. એક તો ચોરી ને ઉપર જતાં શિરજોરી ! ગાનની એકોપાસનામાં એણે રૂપ તો ગુમાવ્યું છે, સાથેસાથે એણે ઇંડાં-ઉછેરનું માતૃત્વ પણ ગુમાવ્યું છે.

પણ વિરહી જનોના ગાયનના આવા એકનિષ્ટ ગાયકનો આપણા કાઠિયાવાડને કેટલોક લાભ મળ્યો છે ? કાઠિયાવાડ વિશેષ ડુંગરાળ અને ઓછી ઝાડીવાળો પ્રદેશ કહી શકાય. બપૈયો ઝાડીવાળા પ્રદેશનો જ નિવાસી છે. આથી કાઠિયાવાડના થોડાક જ ભાગને એનો લાભ મળે છે. કાઠિયાવાડને પૂર્વ કિનારે ભાવનગર અને શિહોર આસપાસનાં આંબાવાડિયામાં અને ગિર-ગિરનારનાં જંગલોમાં એ રહે છે. કદાચ બરડામાં પણ વાસો કરતો હોય. આ પ્રદેશમાં યે તેનાં જોડાં કોયલ જેટલાં નથી આવતાં; માછલોના વિસ્તારમાં એકાદ બે જોડાં જ. ઝાલાવાડ, હાલાર અને સોરઠનો ઘણોખરો ભાગ એના આગમનથી વંચિત રહે છે.

કાઠિયાવાડનો આટલો ભાગ પણ એને બારે માસ પોતાને ત્યાં રાખવામાં બડભાગી નથી થયો. બપૈયો કોયલની જેમ જ પ્રવાસી પંખી છે. આપણે ત્યાં એ લગભગ એપ્રિલ માસની આસપાસ આવે છે અને ઓગસ્ટ માસમાં લેલાં એના બચ્ચાં ઉછેરી લે એટલે ઓક્ટોબર-નવેંબરમાં રવાના થઇ જાય છે. આપણે ત્યાં દક્ષિણ ભારત તરફથી આવવાની માન્યતા પ્રવર્તે છે. એ બાજુના પક્ષી-નિરીક્ષકોની નોંધ મેળવી જોઇએ તો ખ્યાલ આવી જાય.

એનો ખોરાક મુખ્યત્વે વનફળ છે. વૈશાખ-જેઠ માસમાં પાકતાં આપણાં ફળફળાદિ ઉડાવે છે. ગુજરાતમાં ખેતરોમાં પડતા કાતરા : Hairry-catterpillars નામનાં, ખેડુતોના પાકને અનહદ નુકશાન કરનારાં જીવડાંને એ દેખ્યાં ય નથી મૂકતો. એ રીતે ગુજરાતની ખેતીને એ ઘણો મદદગાર ગણાયો છે. આવાં જીવડાં ખાઇ જતો હોવાને કારણે દક્ષિણ, યુક્તપ્રાંત, બેંગાલ અને આસામમાં એ રક્ષિત-Protected પંખીની નામાવલિમાં મુકાયો છે.

## ચતુર સુજાણ પંખી

# પોપટ



ભાઇ ગાયુંના ગોવાળ, ભાઈ ગાયુંના ગોવાળ,
મારી માને એટલું જ કે'જે—
કે પોપટ ભૂખ્યો ય નથી, કે પોપટ તરસ્યો ય નથી,
પોપટ આંબાકેરી ડાળ, પોપટ સરવરની પાળ,
પોપટ કાચી કેરી ખાય, પોપટ પાકી કેરી ખાય
પોપટ ટહુકા.........કરે.

ડાહ્યોડમરો પોપટ પરદેશ કમાવા ગયો અને પાછળથી પોતાની માને સંદેશો મોકલવા માંડ્યો ત્યારથી પોપટ આપણા બાલમાનસ પર પ્રભુત્વ જમાવતો આવે છે. પોપટ એટલે ડાહ્યોડમરો, પોપટ એટલે આજ્ઞાંકિત, પોપટ એટલે લાડકો—આવી કલ્પના પ્રથમ આપણા બાલમાનસ પર પડે છે અને તે પછી તો આપણા અત્યારના ૪૦–૫૦ વર્ષના માણસો જ્યારે બાળપોથી ભણતા ત્યારે પંખીનું એક ગીત ગવરાવવામાં આવતું કે:

**જુઓ જુઓ પંખીની આ ટોળી,**
**એમાં કબૂતરોની જાત ભોળી–**

એ ગીતમાં–

**જુઓ બેઠા પોપટભાઈ કારભારી.**

એ રીતે ચતુર માણસનું પોપટને બિરુદ મળે છે. કોઈએ વળી ગાયું કે :

**લટપટ પંખી ચતુર સુજાણ, પઢો પોપટજી સીતારામ.**

પછી તો વર્ષો સુધી બાલમાનસ પર એ કલ્પના ચાલી આવે છે. પોપટની અનેક પંખીઓ સાથે સરખામણી થાય, ખાસ કરીને કાગડા સાથે; એમાં પોપટ જ વધારે માનભર્યું પદ પામે અને વિશેષ સ્થાન જમાવતો આવે. પોપટનું એ સ્થાન આગળ ચાલે છે. સ્ત્રીઓનાં રાસગીતોમાં, લગ્નગીતોમાં અને ભજનોમાં પણ એને અગ્રસ્થાને માન મળતું આવે છે. લોકકથાઓમાં અને પુરાણોમાં પણ એના પ્રત્યે માનની નજરે જોવાય છે.

શા માટે ? એના દેહનો ઘાટ આંખને ગમે તેવો છે તે કારણે; એનો રંગ હંમેશાં આંખને ઠરનારો લીલો છે તે કારણે; એની જીભ માનવીની વાચાને અનુસરી શકવાની શક્તિ ધરાવે છે તે કારણે.

આંખને હરનારો એનો રંગ લીલો છે એ તો ઠીક, પણ એના દેહનો ઘાટ તો ખરેખર મનોહર છે. પાતળી મજાની દેહકાઠી નીચે અણીદાર પૂછડી લટકતી હોય; પાંખો પણ તરવારની અણી જેવો વળાંક લેતી હોય: માથે હાથ મૂકીએ તો ફરીફરીને માથે હાથ ફેરવવાનું મન થાય એવો એ આકાર.

પણ એનું સૌથી વિશિષ્ટ આકર્ષણ તો એની વાચાશક્તિ જ. ઘણાં પંખી શ્રુતિમનોહર ગાન ગાય છે, પણ એ તો પોતાના મનનો આંતરિક આનંદ વ્યક્ત કરવા માટે જ. તેઓ કાંઈ માનવીની ભાષા બોલી શકે ? આપણે માનવીઓ જેટલો આનંદ આપણા ચાળા પાડવા જેવા શબ્દોવાળા પોપટના ગાનમાં લઈએ છીએ તેટલો આનંદ પંખીઓના એ કુદરતી ગાનમાં નથી લઈ શકતાં. પોપટ માનવીની ભાષા બોલી શકે છે એ શક્તિથી આપણે અહોભાવ પામી ગયા હોઈએ તો ના નહિ.

પંખી અને માનવીમાં મોટામાં મોટો ફેર Articulate Speech–શબ્દયુક્ત વાણીનો. એ ભેદને થોડોઘણો યે ભૂંસવા પ્રયત્ન કરતો હોય તો આ પોપટ. માનવીને કદાચ તેથી પોપટ વધારે નિકટનો નહિ લાગ્યો હોય !

પોપટ આ શક્તિને કારણે પુરાણ–કાળથી પીંજરાનો વાસી બન્યો છે. વિદ્વાનો અને પંડિતો, સામાન્ય જનો અને ગરીબ જનોને ઘેર ઘેર એનાં પીંજરાં લટકયાં છે. રાજાનો એ માનીતો બની રોજ રાજાને સવારના પહોરમાં જગાડે; પંડિતોનો માનીતો બની રોજ સ્તોત્રો ઉચ્ચારે. ભક્ત જનોનો માનીતો બની 'પઢો પોપટજી...સીતા રામ'ના જાપ જપે. સામાન્ય જનોને 'આવો, બેસો.' વગેરે બોલી આનંદ આપે. આથી એ બાળક અને બુઢ્ઢાં, સ્ત્રીઓ અને સંતો બધામાં સર્વમાન્ય બન્યો છે.

લગ્નગીતોમાં કોઇ સ્ત્રીઓએ ગાયું કે :

**પોપટડી રે તારલો કંથ કાં રે પોપટ દૂબળો ?**
**દિ'વારે વનફળ વેડવા જાય, રાતે પોપટ પાંજરે.**

તો બીજી સ્ત્રીઓએ ગાયું કે :

**લીલી પાંખે પોપટ રાણા,**
**અને તારાં પાંજરડે મનડાં**
**મોહ્યાં રે પોપટરાણા !**

પછી તો લગ્નગીતોમાં આવા રૂપકને સ્થાને બેઠેલો પોપટ રાસડાઓમાં આગળ સ્થાન લેતો આવે છે અને છેલછબીલી સ્ત્રીઓ પોતાના પરણ્યાને પોપટને રૂપે લાડ લડાવતાં ગાય છે કે :

**મારી જવની વાડીમાં સૂડો પડયો,**
**નાહોલીઓ નાનું બાળ, સૂડલો મેં ટોયો.**

એવા પોપટ–સૂડાને કોઈ આંગળી પણ ચીંધે એ સ્ત્રીજાતિને કેમ ગમે ? એવો એક પ્રસંગ પણ બની ગયો :

**નાનાભાઇ કાંઇ ચડયા રે શિકાર,**
**વનમાં જઇને રે સૂડલો ઝાલિયો, માણારાજ !**

**નાની વહુ કાંઇ ધાન ન ખાય,**
**શિયે ને અપરાધે સૂડલો ઝાલિયો, માણારાજ !**

**આપણા બાગમાં એળચડીનાં ઝાડ,**
**લીલી ને એલચીએ ચાંચું ચોડિયું, માણારાજ !**

એમ ઘણી ઘણી રીતે સૂડલાની ચાંચું ચોડિયું હશે ત્યારે નાની વહુ માન્યાં હશે ! પોપટ પ્રત્યેનો સ્ત્રીજનક પ્રેમ દૃઢ સ્વરૂપ પકડે છે અને પોપટને જરાયે હેરાન કરવા માટે સ્ત્રીને શું પ્રાયશ્ચિત કરવું પડે એનો 'કલાવંતી' નામના કથાગીતમાં દાખલો મૂકે છે કે :

પેલા રે ભવમાં હતી રાજાની કુંવરી,
એનો હતો સૂડાનો અવતાર રે કલાવંતી.
તેની રે બાઇ તમે પાંખો રે ભાંગી
તેનાં પરાછત તમને લાગ્યાં રે કલાવંતી

એ 'પરાછત'ને કારણે બાઇના બીજે અવતારે હાથ કપાયા. આટલી હદે સ્ત્રીઓને પ્યારા બનેલા 'પોપટ' શબ્દે એમના એક ગીતમાં 'લોલ''જેવા હંમેશ વપરાતા કર્ણમધુર તાળોટાને ઠેકાણે સ્થાન લીધું અને સ્ત્રીઓ તે ગીત ગાય છે ત્યારે

મેં રે પોપટ તને વારિયો રે પોપટ!
જાજે વીરાજીની મેડીએ રે પોપટ!

એમ 'પોપટ' શબ્દના તાળોટે ને પગની પડઘીએ પડછંદા પડતા આવે છે.

એ જ પોપટને કલાવંતી જેવું કરુણ રૂપક મળ્યું હોય તો તે રાજા ભરથરી અને રાણી પીંગલાના ભજનમાં. ભરથરી ગાય છે કે :

પે'લા પે'લા જુગમાં રાણી તું રે હતી પોપટી ને,
અમે રે પોપટ રાજા રામના.
ઓતરા રે ખંડમાં આંબલો પાકિયો ને
સૂડલે રે મારી મને ચાંચ રાણી પીંગલા!
ઇ રે પાપીડે મારા પ્રાણ જ હરિયા ને
તો યે તું નો હાલી મોરી સાથ રાણી પીંગલા!
દનડા સંભારો અમ્મા! પૂરવ જલમના સે'વાસના.

પણ આ બધાથી યે સૌથી વિશેષ માનભર્યું સ્થાન તો આપણા ભક્ત કવિ નરસિંહ મહેતાએ એને પોતાના પ્રભાતિયામાં આપ્યું છે. સવારના પહોરમાં 'રામ રામ' જેવા રૂડા જાપ જપતા એ પોપટ માટે શી કલ્પના મૂકી છે!

પઢો રે પોપટ રાજા રામનામ, સતી સીતા પઢાવે,
પાસે રે બાંધી પાંજરું, રૂડાં નામ જપાવે—

રામનામ જપતા એ પોપટ માટે ભક્ત શી શી આગતાસ્વાગતા કરે છે?

પોપટ તારે કારણે લીલુડા વાંસ વઢાવું.
એનું રે ઘડાવું પોપટ પાંજરું, હીરલા રતન જડાવું–

આવા સુંદર પાંજરામાં બેસાડયા પછી પોપટને કાંઇ ભૂખ્યો રખાય છે?

પોપટ તારે કારણે શી શી રસોયું બનાવું,
સાકરનાં રે કરી ચૂરમાં, ઉપર ઘી પીરસાવું–

છેલ્લી કડીમાં ભક્ત કવિ પોપટનું એ જ લીટીમાં શબ્દચિત્ર દોરે છે કે:

**પાંખ લીલી ને પગ પાંડુરા, કંઠે કાંઠલો કાળો,**
**નરસી મે'તાના સ્વામીને ભજો, રાગ તાણી રૂપાળો–**

નરસિંહ મહેતા જેવા ભક્ત–કવિએ પોપટ પાસે સીતા દ્વારા રામનામ શા માટે જપાવ્યાં ? સીતાજીનો એ પાછળ પોપટપ્રેમ દેખાય છે કે રામપ્રેમ ? એ પાછળ તો એક કરુણ કથા લોકોની જીભેથી મળી આવે છેઃ

કહેવાય છે કે એક વખત ઋષિ વાલ્મિકી પોતાના આશ્રમમાં ઉછેરેલ પોપટ–પોપટીનું જોડું રાજા જનકને ભેટ આપી ગયેલા. વાલ્મિકીના ગયા બાદ એ જોડું આશ્રમમાં વાલ્મિકી આગળથી જે રામકથા લખતા હતા તે યાદ કરીકરી સવારને પહોર રોજ બોલવા લાગ્યું. સીતાજીને એમાં પોતાનું નામ આવતું જોઈ રસ પડયો ને છાનાંમાનાં સાંભળવા લાગ્યાં. છ દિવસ એ વાત ચાલી. છઠ્ઠે દિવસે સીતાજીને લંકામાં રાવણ ઉપાડી ગયો ત્યાં વાત અટકી. સીતાજીએ વાત આગળ ચલાવવા કહેતાં પોપટે કહ્યું કે 'બસ, આટલે સુધી જ મને વાત આવડે છે.' અને પોપટને ખરેખર ત્યાં સુધી જ વાત આવડતી હતી, કારણ કે એ સમયે વાલ્મિકીએ તેટલે સુધી જ રામકથા લખેલી.

પણ સીતાજી ન માન્યાં. એમણે તો હઠાગ્રહ લીધો અને પોપટને ધોદાવવા માંડયું. ન આવડતી હોય એ વાત પોપટ કયાંથી કરે ? પણ સીતાજીની બાળ-હઠને કારણે માર આગળ વધ્યો અને છેવટ એ મારથી પોપટ મરી ગયો. પેલી પોપટી પોપટના વિયોગથી માથું પછાડીને મરી ગઇ અને મરતાં મરતાં શાપ દેતી ગઈ કેઃ 'અમારા જોડાને જેમ વિયોગ પડયો એમ બાઇ તને પડજો.' સીતાજીને પાછળથી દુઃખ થયું પણ પછી શું થાય ?

એ જ પોપટ–પોપટી પાછળથી અયોધ્યામાં ધોબી અને ધોબણને દેહે જન્મ્યાં અને રામસીતા લંકાયુદ્ધ પછી પાછાં આવ્યાં પછી સીતા વિષે આડું બોલ્યાં, રામે એ વાત સાંભળી અને સીતાજીને વનવાસ મોકલી દીધાં. આ રીતે પૂર્વભવમાં સીતાજીને હાથે મરી ગયેલાં પોપટ–પોપટી ધોબી–ધોબણ રૂપે સીતાજીને વનવાસ મોકલવામાં કારણભૂત બન્યાં.

આ તો માત્ર લોકકથા જ છે. આટલાં સમજુ સીતાજી સાથે આટલો હઠાગ્રહ સુસંગત આપણને નથી લાગતો, પણ આ રીતે પોપટ–પોપટી સીતા-જીના જીવનમાં એક પ્રસંગ રૂપ બની ગયાં છે. ત્યાર પછી તો ઠેઠ પુરાણ કાળમાં યે પોપટ પોતાનું સ્થાન અબાધિત રાખતો આવ્યો છે. જેને મુખેથી પરીક્ષિત રાજાએ આખું મહાભારત સાંભળ્યું તે શુકમુનિ સાથે પણ પોપટની કથા સંકળાયેલી છે.

કહેવાય છે કે શંકર અને પાર્વતી વર્ષોથી આનંદભરપૂર ગૃહજીવન વિતવતાં હતાં. ટીખળી નારદજીને આ ન ગમ્યું અને એક વખતે પાર્વતીજીને હળવેકથી સંભળાવી દીધું: 'તમે આખો દિવસ શંકર શંકર કરો છો, પણ એમણે તમને મહામંત્ર સંભળાવ્યો છે?'

'ના, ના.' પાર્વતીજીએ જવાબ આપ્યો.

'એટલો હજી ભેદ. નહિ તો મહામંત્ર તમારાથી અજાણ્યો રાખે?'

પાર્વતીજીએ રૂસણાં લીધાં, છેવટ શંકર મહામંત્ર કહેવા તયાર થયા. એ મહામંત્રની અસર કોઈ પણ સાંભળે તો કૈવલ્યજ્ઞાન પામી જાય તેવી હતી. અપાત્રે એ જ્ઞાન જાય તો મુશ્કેલી આવે એ કારણે હિમાલયનાં વનમાંથી એમણે બધાં પશુપંખીને ચાર ચાર જોજનના ચકરાવામાંથી રજા આપી પછી મહામંત્ર કહેવો શરૂ કર્યો. મહામંત્ર તો એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ એમ અખંડ સાત સાત રાત–દિવસ ચાલ્યો.

સાતમે દિવસે પાર્વતીજીની આંખ મળી જતાં તે હોંકારો ન દઈ શક્યાં પણ ત્યાં તો પાસેના એક ઝાડમાંથી શંકરને હોંકારો મળ્યો. જ્યાં જુએ તો બખોલમાં એક પોપટનું બચ્ચું બેઠેલું. બધાં પંખી ઊડી ગયેલાં ત્યારે હજી ઈંડું ફોડી એ બહાર આવેલું એટલે ઊડી શકેલું નહિ. મહામંત્ર સાંભળી એને કૈવલ્યજ્ઞાન થયું અને પાંખોમાં ચેતન પુરાયું. શંકર એ પોપટના બચ્ચા પાછળ પડયા. આગળ પોપટ અને પાછળ પોતે. તીરવેગે ઊડતો પોપટ વ્યાસમુનિનાં પત્નીના મોંમાં થઈને પેટમાં ઘૂસી ગયો. શંકર વર્ષો સુધી વ્યાસજીની ઝૂંપડીએ બેઠા પણ એ બહાર ન નીકળ્યો. છેવટે શંકરે અભયદાન દીધું ત્યારે એ વ્યાસજીનાં પત્નીને પેટે પુત્ર રૂપે અવતર્યો. કૈવલ્યજ્ઞાન પામેલ હોઈ અવતરતાં વેંત સંસાર છોડી એ ચાલતો થયો. એ જ આપણા શુકમુનિ બધાં પુરાણોમાં જેને અગ્રસ્થાન અને માનભરી પદવી મળ્યાં છે તે.

પુરાણ–કાળ છોડી આગળ આવીએ તો શંકરાચાર્યના જમાનામાં પંડિત મંડનમિશ્રને ત્યાં પોપટ અને સારિકા (મેના)નાં પીંજરાં લટકતાં. 'મંડનમિશ્રનું ઘર કયાં આવ્યું, બહેનો?' એમ જ્યારે શંકરાચાર્યે ગામને પાદર પનિહારીઓને પૂછેલું ત્યારે જવાબ મળેલો કે: 'જેને આંગણે શુક અને સારિકાઓ સાંખ્ય અને પ્રમાણશાસ્ત્રની ચર્ચા કરતાં હોય ત્યાં 'जानिहि तन्मंडनमिश्रगेहम्' સમજવું કે એ મંડનમિશ્રનું ઘર છે.'

પોપટની જેમ જ વાચાશક્તિ મેળવવામાં પ્રવીણ કાળી મેના સારિકા

પણ પોપટની સાથોસાથ સ્થાન મળ્યું છે. પછી તો પોપટ–શુક એ નર અને મેના–સારિકા એ માદા એમ વર્ષો સુધી મનાતું આવ્યું છે. ક્યાં તદ્દન લીલો, ચાંચ, આંગળાં અને દેહઘાટે નમણો પોપટ અને ક્યાં સમગ્ર દેહવર્ણે કાળી અને ચાંચ આંગળાંથી તદ્દન જુદી મેના ? છતાં આપણા લોકોએ એમને નરનારી જ કલ્પ્યાં અને કાદંબરીમાં તો શુક–પરિહાસ અને મેના–કાલિન્દીનાં વાજતેગાજતે લગ્ન પણ કરી નાખ્યાં !

પણ આ બધાથી યે એની વિશિષ્ટ વાચા–શક્તિને આલેખતો પ્રસંગ તો 'અમરૂશતક'માં મુકાયો છે. નવાં વર–વધૂ પ્રથમ મિલનની રાત ગાળતાં હોય છે. ઓરડા વચ્ચે લટકતા પાંજરામાં બેઠેલો પોપટ એ પ્રેમ-વાર્તાલાપ પહેલેથી છેલ્લે સુધી સાંભળે છે. સવારે જ્યારે પુરુષ બહાર જાય છે અને સ્ત્રી ઘરકામે ચડે છે ત્યારે ઘરનાં સૌ વડીલોની સમક્ષ પોપટ રાત્રે સાંભળેલી પ્રેમ–ચર્ચાનું પઠન શરૂ કરી દે છે. નવોઢા શરમાય છે. શું કરવું ? વડીલોની વચ્ચે પોપટને કઈ રીતે વારવો ? એણે કીમિયો શોધી કાઢ્યો. જેવો પોપટ બોલવા જાય કે એના મોઢામાં ટપ દઈને દાડમનો દાણો મૂકી દે. પોપટ ખાવા લાગે ને બોલતો બંધ થાય એટલે કામે ચડે. વળી પોપટ બોલવા જાય કે દાડમનો દાણો મૂકી દે. આમ પોપટને વાતો કરતો અટકાવી દીધો !

પોપટ ક્યારેક સાંભળેલી વાત બોલી જાય એટલી એનામાં સ્મરણશક્તિ છે ખરી, પણ આટલું બધું અનુકરણ કરી શકે એ તો માત્ર કવિની કલ્પના.

પછી તો પોપટનું સ્થાન ઠેઠ આધુનિક કાળમાં શામળભટ્ટે પોતાની 'સૂડા બહોતેરી'માં આપ્યું છે. જેમ ભોજ રાજાને વિક્રમના સિંહાસનની બત્રીસ પૂતળીઓ વાર્તા સંભળાવે છે તેમ 'સૂડા બહોતેરી'માં વાર્તા કરનાર સૂડો છે. બાઈનો પતિ ઘણાં વર્ષોથી પરદેશ ગયેલો છે. બાઈનું મન કલુષિત થાય છે. એ રાતને સમયે પરપુરુષ પાસે જવા તૈયાર થાય છે. એ વખતે સૂડો બાઈને વ્યભિચારનાં અનિષ્ટ વિષે એક વાર્તા કહે છે ને રાત પસાર થઈ, દિવસ ઊગી જાય છે. બાઈ અટકી જાય છે. બીજે દિવસે તે તૈયાર થાય છે અને એ દિવસે પણ એ જ રીતે સૂડો એને રોકી રાખે છે. આમ બોતેર બોતેર દિવસ સુધી એ બાઈને બચાવી લે છે અને બોતેરમે દિવસે બાઈને એના પતિના હાથમાં સુરક્ષિત મૂકે છે.

આ રીતે સાહિત્યમાં આલેખાયેલા પોપટને આપણી સ્ત્રીઓએ ભાતભાતનાં ભરતમાં કંડારી લીધો છે. ઓસીકાનાં ગલેફ અને તોરણ, ઈંઢોણી અને પડદા, થેલીઓ અને ચંદરવામાં ઠેર ઠેર પોપટને ચીતરી દીધો છે. અને પછી તો એવા ભરત ભરેલા રૂડા લીલછોયા ઘાઘરા માટે રાસડા લેતાં ગાયું કે :

**હાં રે સોયાગરે**
**લીલી પોપટડી પીળો ઘાઘરો–**

આવા ચતુર પોપટનું નામ કોઇ વધારે ભણતરિયા છોકરા માટે વાપરતાં આપણા લોકો બોલે છે કે: 'આ તો ભણીભણીને પોપટ થઇ જવાનો!'

એથી યે આગળ પંખીજગતમાંથી કોઇનાં નામ પુરુષજાતિએ અપનાવ્યાં હોય તો પોપટ અને મોરનાં જ. ગામડાંમાં 'મોરભાઇ' નામ પાડે છે ખરા, પણ એ 'પોપટ' જેટલું પ્રચલિત નથી. એક 'ચકાભાઇ' એવું હુલામણું નામ છે. પણ પોપટ નામ તો ઠેરઠેર મળી આવશે.

આપણે ત્યાં આટઆટલું સ્થાન પામેલા પોપટની પશ્ચિમના પ્રદેશોમાં શી સ્થિતિ છે? મૂળ આ પોપટ હિંદ અને આફ્રિકાનો જ વતની છે. યુરોપમાં એનો વાસ હતો જ નહિ. ઇજિપ્તમાં પણ એના જૂના કાળના અસ્તિત્વ વિષે શંકા છે. કારણ કે ઇજીપ્શીઅન ચિત્રકળામાં ક્યાં યે પોપટનું ચિત્ર દેખાયું નથી. એમ જ બાઇબલમાં પણ ક્યાં યે પોપટનો ઉલ્લેખ નથી. પશ્ચિમના ગ્રંથોમાં સૌથી પહેલો ઉલ્લેખ પોપટ વિષે એરીસ્ટોટલે પોતાના પક્ષીવિષયક પુસ્તકમાં કરેલો છે પણ એથી યે પહેલાં સો વર્ષે Ctesias નામના લેખકે પોતાના Indica નામના પુસ્તકમાં એક પોપટનું વર્ણન કરેલ છે, જે હિંદની ભાષા બોલી શકતો હતો. એના રંગનું વર્ણન આપણે ત્યાં થતા The Blossom-headed parakeet ને મળતું આવે છે.

જૂના કાળમાં જેના વિષે કશો ઉલ્લેખ થયેલો નહિ એ પોપટ યુરોપમાં ક્યાંથી ગયો? બે રીતે: એક તો એલેકઝાંડર ધી ગ્રેટ–સિકંદર હિંદ આવેલો ત્યારે પોતાની સાથે આવા થોડા પોપટને લઇ ગયેલો. આથી તો પોપટની એક જાતનું નામ P. Alexandrine પડ્યું છે. બીજી રીતે—રોમન બાદશાહ નીરો તરફથી થોડાક પ્રવાસીઓ ઇજિપ્તમાં શોધ-ખોળ અર્થે ગયેલા. તેમણે ઉત્તર ઇજીપ્તમાં પોપટ જોયા અને રોમમાં લેતા આવ્યા. જાતજાતની વાણી બોલતા આ રંગરંગીન પંખીને જોઇને રોમન લોકો ખુશ ખુશ થઇ ગયા. ઘેર ઘેર પોપટ પાળવામાં આવ્યો અને એને માટે કાચબાની ઢાલનાં અને હાથીદાંતનાં પીંજરાં કરી, રૂપેરી સળિયાથી મઢી આંગણે આંગણે લટકાવવામાં આવ્યા.

પછી તો રોમનોની જીભ સળવળી અને પોપટનો સ્વાદિષ્ટ વાનીઓમાં ઉપયોગ કરવા લાગ્યા. પણ એ ઉપયોગ ગાંડાઇ સુધી ન પહોંચે તો રોમન બાદશાહ નહિ! એક રોમન બાદશાહ પોતાના વહાલા સિંહોને પોપટનો

આહાર આપતો. ધન્યભાગ્ય બિચારા પોપટ અને સિંહ બન્નેનાં કે રોમન બાદશાહને હાથે પડયા ! પછી તો રોમન સામ્રાજ્યનું પતન થયું અને પોપટ પ્રત્યેની યુરોપી લોકોની માયા ઘટી ગઇ.

ત્યાર બાદ પંદરમી સદી પછી યુરોપીય પ્રજાઓ વેપાર અર્થે પર-દેશોમાં નીકળી પડી. જ્યાં જ્યાં એ ગયા ત્યાં ત્યાં તેમણે રંગરંગીન અને ભાતભાતની બોલી બોલતા પોપટ જોયા. જંગલી લોક આફ્રિકનોના વતનમાં કે સંસ્કૃત દેશ હિંદમાં એ ઠેરઠેર નજરે પડવા લાગ્યો. યુરોપી પ્રજા એના રૂપ, રંગ અને રાગથી આકર્ષાઇ અને એને પોતાને દેશ સાથે લઇ જવા લાગી. પોપટ લહેરથી તેમની સાથે પરદેશ જવા માંડયો, વહાણ પર સફર કરવા લાગ્યો અને સૌનું ધ્યાન ખેંચતો આવ્યો.

ત્યાર પછી તો પક્ષીશાસ્ત્રવિશારદો એની જાત અને વંશ વિષે હજી સુધી સંશોધન કરતા આવ્યા છે, પણ એના વિચિત્ર દેહઘડતર અને આંતરિક રચનાને કારણે હજી યે એના ગોત્ર અને વંશ વિષે મતભેદ ચાલ્યા કરે છે.

* * * *

**આ** રીતે યુરોપી સંશોધકોનાં અને આપણા પોતાનાં જીવન અને ગીત, શાસ્ત્રો અને પુરાણોમાં સંકળાઇ ગયેલ પોપટ તરફ આપણું લક્ષ કેટલુંક ગયું છે ? આપણે એને પીંજરામાં પૂરીને 'રામનામ' જ જપાવ્યું છે એમ કહીએ તો ખોટું નથી. એના જંગલી—કુદરતી જીવન સાથે આપણને જાણે કશી લેવાદેવા નથી રહી. પોપટ રોજ સામે પાંજરામાં રમતો હોય પછી એના કુદરતી જીવન પર શા માટે આપણે નજર કરવી જોઇએ ?

કેદી પોપટને પાંજરામાં છોડીને આપણે બહાર નીકળીએ અને એના કુદરતી જીવન પર નજર નાખીએ તો પ્રથમ દર્શને જ શું દેખાવાનું ?

૫–૧૫–૨૫ કે ૫૦ સુધીની સંખ્યાનાં એનાં ટોળાં આપણાં માથા પરથી ઊડતાં જતાં હશે, પાતળી એની દેહકાઠીને આડીઅવળી નચાવ્યે જતાં હશે. એ નાચમાં ગતિની રૂકાવટ ક્યાં યે નહિ હોય. જાણે બાણમાંથી હમણાં જ તીર છૂટયાં છે અને સુસવાટ કરતાં લક્ષ્ય વીંધવા ધસ્યે જાય છે. એના ઊડતા ટોળા સામે નજર કરો ન કરો ત્યાં તો વીજળીના ઝબકારા જેમ કી...કી... જેવી ચીંચકારી કરતા એ ઊડી જવાના અને અદશ્ય થઈ જવાના. પણ ઊડી ગયા છતાં એ આપણા મન પર એક છાપ મૂકી જાય છે. જેમ વીજળીનો ઝબકારો જોયા પછી બે ઘડી આંખ સામે ચમકયા કરે છે તેમ જ પોપટની

વેગીલી એ ઉડ્ડયન–છટા આપણી આંખ સામે તર્યા કરવાની. એના સંગીત કરતાં યે જો વિશેષ આહ્લાદક અને નેત્રમનોહર કોઇ તત્ત્વ એનામાં પડયું હોય તો તે એનું ઉડ્ડયન. તેમાં આનંદ પડયો પછી ગમે ત્યારે એને ઊડતા જુઓ અને નજર નોંધાઇ જ રહેવાની. નદીકાંઠે કે ખુલ્લાં ખેતરોમાં ફરવા જનાર માટે સવારના સાતથી દસ સુધી અને સાંજના પાંચથી સાત સુધી પોપટનું આ ઉડ્ડયન પરિભ્રમણનું એક આનંદજનક અંગ બની જવાનું. દૂર દૂરથી ક્રી....ક્રી...ની એકધારી સીટીઓ વગાડતું ટોળું ચાલ્યું આવતું હોય, નજર ઠરે ન ઠરે ત્યાં તો એ માથેથી પસાર થઇ જાય, થોડીક મિનિટો બાદ બીજા ટોળાએ એનું સ્થાન લીધું જ હોય.

એની ઊડતી દેહયષ્ટીમાં આનંદ પડયા પછી એના દેહનો રંગ પણ જોઇ લઇએ. આખા શરીરના રંગને એક જ રંગમાં વર્ણવી શકાય અને તે લીલો. પણ પોપટનો લીલો રંગ વિશિષ્ટ હોઇ એ રંગનું ખાસ નામ અપાયું છેઃ પોપટિયો રંગ. એકલા લીલા રંગમાં જે તીખાશ હોય છે એ પોપટિયા રંગમાં નથી હોતી. જાણે લીલા રંગની તીખાશ પાણીમાં નિચોવી નાખી છે.

રંગની ઝીણવટમાં ઊતરીએ તો–એની પીઠ અને માથા પાસે ઝાંખા વાદળી રંગની ઝલક. પાંખના છેડામાં એ છાંટ જરા વિશેષ ઘેરા રંગની. એની પૂછડીનાં વચલાં પીછાં પાસેનાં પીછાં કરતાં વધારે લાંબાં અને મૂળમાં વાદળી રંગનાં. બીજાં પીછાંમાં આછો પીળો રંગ મુખ્યત્વે દીપતો હોય. પૂછડીનો અંદરનો ભાગ અને ડીલનો હેઠલો ભાગ પણ આછા પીળા રંગે ધોઇ નાખેલો લાગે. ઊડવાની શરૂઆત વખતે પૂંછડીનાં પીછાં પંખા પેઠે ત્રિકોણાકાર રચી પાછળ છૂટાં લટકતાં લાગે. ઉડ્ડયન શરૂ થયા પછી તો તીર પાછળના ફળાની જેમ અક્કડ ઘાટ ધારણ કરે.

એકસરખા રંગથી શોભતા આ પંખીને કુદરતે ઘરેણાં પહેરાવ્યાં છે મોઢા પર. ઘરેણાં જુદા રંગનાં ખરાં, છતાં એમાં જરા યે આછકલાઇ નહિ; હળવેથી નીચલા લીલા રંગમાં ભળી જાય. એની ડોક આસપાસ રાતો કાંઠલો: જાણે ગળામાં હાર પહેર્યો છે. આ કાંઠલો ડોકના પાછલા ભાગે જ હોય, આગળના ભાગે નહિ. નાકથી આંખ સુધી એક કાળી રેખા; લહેરી લાલાએ આંખમાં સુરમો આંજી બહાર ટેડી રેખા તાણી હોય તેવી. આવો જ પટ્ટો દાઢી અને ચાંચના નીચલા ભાગ પાસે થઇને ડોકના ગુલાબી પટ્ટાને મળી જાય. ત્રણ ઠેકાણેથી મળતા એ પટ્ટા જાણે ત્રિવેણી–સંગમ જેવો દેખાવ ઊભો કરે.

આ બધા પર જાણે કલગી ચડાવતું એની ચાંચનું ઉપલું પાંખિયું. ચળ-

ક્તા કેસરી રંગનું; ફાગણ માસના કેસૂડાની કળી જ જાણે માથે બેસારી દીધી છે એવો વળાંકભર્યો એનો આકાર. પોપટની ચાંચની આ સુંદરતાને લોકોએ પોતાના નાકમાં નિહાળી છે અને એવા સુંદર ઘાટવાળા નાકને 'પોપટ જેવું નાક' એવું નામ આપ્યું છે. ચાંચની અણી ભારે તીણી, ફળફળાદિ ખાવામાં અને અંદરથી ગર્ભ કાઢવામાં મદદગાર થાય તેવી. નીચલું પાંખિયું ભૂખરા કાળા રંગનું; પણ ઉપલું જબરું પાંખિયું એના પર બરાબર બિડાઈ જતું હોઈ એ ભાગ્યે જ દેખાય. ઉપલા પાંખિયાની વિશિષ્ટ રચના એવી કે તે ઊંચુંનીચું થઈ શકે.

એવી જ વિશિષ્ટ રચના એના પગનાં આંગળાંમાં છે. મોટા ભાગનાં પંખીઓને ત્રણ આંગળાં આગળ અને એક પાછળ હોય છે. પોપટને બે આંગળાં આગળ અને બે પાછળ હોય છે. પોપટની જેમ આવાં આંગળાં મળ્યાં હોય તો તે લક્કડખોદ, ટુકટુક અને કોયલનાં સગોત્રીઓને. પગની આ રચનાને લીધે તેઓ ઝાડ ઉપર સહેલાઈથી ચડી-ઊતરી શકે છે. જેમ બીજાં પંખીઓ આસાનીથી જમીન પર ફરતાં હોય છે તેમ તેઓ આવી આંગળ-રચનાથી ઝાડની ડાળીએ ડાળીએ ફરી શકે છે. પગનો રંગ ધૂળિયો લીલો અથવા આપણે જેને 'પાંડુરો' કહીએ છીએ તેવો. આંખ ઝાંખી પીળી લાગે. એ પીળા કુંડાળામાં કાળી બિંદી મૂકેલી લાગે.

માદા આખા દેહવર્ણમાં નર જેવી જ; માત્ર એને ગળે ગુલાબી કાંઠલો નહિ. વધારે લીલો ચળકતો પટ્ટો ત્યાં દેખાય ખરો.

પણ આ બધાથી યે વધારે વિશિષ્ટ તો એની જીભ છે. આગળથી જાડી લોચા જેવી, અને પાછળથી પાતળી. તોતડા છોકરાની જીભ જોઈ લો જાણે. આવી જીભ કેમ થઈ ગઈ એ વિષે પુરાણોમાં એક વાર્તા છે કે: દક્ષ પ્રજાપ્રતિના યજ્ઞમાં શિવનું અપમાન થતાં પાર્વતીએ યજ્ઞમાં જ પોતાના દેહનો હોમ કર્યો. ફરી હિમાલયને ત્યાં અવતર્યાં અને અખંડ તપને અંતે શિવજીને ફરી પરણ્યાં. શિવ અને પાર્વતી હિમાલયનાં જંગલોમાં આનંદકલ્લોલ કરી રહ્યાં છે. આ સમયે દેવોને દાનવો સામે લડનારા એક સેનાપતિની જરૂર પડી. પણ એની માગણી શિવ પાસે કઈ રીતે કરવી? ત્યાં જવું કેવી રીતે? આ માટે અગ્નિદેવ તૈયાર થયા. એણે સૌ પંખીને શાંત કરી હિમાલયનાં જંગલોમાં ગુપ્તવેશે પ્રવેશ કર્યો. પણ એ સમયમાં મનુષ્ય જેવી વાચા ધરાવતા હાથી અને પોપટે એના આગમનની જાણ કરી દીધી. આથી અગ્નિએ એ બન્નેને શાપ આપ્યો અને જીભ અવળી કરી નાખી. ત્યારથી એ બન્નેની માનવસહજ

વાચા ચાલી ગઇ અને હજી યે એ બન્નેની જીભ અવળી, છેડે જાડી અને મૂળમાં પાતળી છે. જીભનો છેડો પ્રશ્ન જેવો કરકરિયાવાળો હોય છે.

એના કુદરતી જીવનમાં એ સવારને પહોરે ટોળે વળીને ફળભર્યાં ઝાડ તરફ ઊડી જાય. ઋતુએ ઋતુનાં ફળો પર એનાં ટોળાં ઊતરી પડે. ઝાડ પર બેઠા પછી કલાકો સુધી એ ઝાડને ન છોડે. કયારેક ધીમી અને કયારેક જોરથી તીણી કર્કશ ચીસો પાડતા જાય અને ફળ ઉડાવતા જાય. કલાકો સુધી એની તીણી ચીસો સાંભળ્યા કરો પણ આંખો નોંધીનોંધીને જોવા છતાં નજરે ન ચડે એવી આબેહૂબ રીતે એનો રંગ ઝાડના લીલા રંગ સાથે ભળી જાય. જ્યારે એ આઘોપાછો જાય ત્યારે એના સળવળાટથી નજરે ચડે.

જેવું એનું ઉડ્ડયન નયનમનોહર છે એવું જ એનું ઝાડ-પરિભ્રમણ પણ નયનમનોહર છે. એ ડાળીએ ડાળીએ ફર્યા કરે, જાણે બગીચામાં રાજકુંવર ધીમી પગલીએ ફરવા નીકળ્યા છે. નાની પગલી માંડતો જાય, ઉપર ચડતો જાય અને નીચે ઊતરતો જાય. ઉપર ચડવામાં એ ઘણી વાર ચાંચનો પણ ઉપયોગ કરે. ચાંચથી ઉપલી ડાળીને પકડી, આખા શરીરને ઊંચકી, ઉપર ચડી જાય. કયારેક છેલ્લામાં છેલ્લી ડાળે પહોંચી, વળાંકો લઈ, નીચે ઊતરી જાય; જાણે અંગકસરતનો ખેલાડી સીંગલ-બાર પર જાતજાતના પ્રયોગ કરવા ઊતર્યો છે. આવા પ્રયોગ વખતે એની લાંબી લાંબી પૂછડી આડી આવતી હોય, પણ એને તે લક્ષમાં યે ન લે. બિચારી પૂછડી વાંકી વળી જાય, કયારેક તો જાણે હમણાં નીકળી પડશે કે શું એમ લાગે, છતાં યે પોપટભાઇ તો એની રમતોમાં અને ફળ ખાવામાં મશગૂલ હોય. એના પગમાં આ રીતે ફરવાનું એટલું જોર હોય છે કે તે એક પગ પર બેસી, માણસ હાથમાં ઝાલી ફળ ખાય તેમ બીજા પગ વતી ફળ પકડી, લહેરથી ખાતો હોય છે.

જે શક્તિ એના પગમાં આ રીતે ઝાડની ડાળીએ ડાળીએ ફરવામાં છે તે જમીન પર બેસવામાં નથી. મોટે ભાગે એ ઝાડ પર જ વસે. છતાં કયારેક લહેર પડે તો જમીન પર પણ બેસી જાય. પણ એ બેઠો હોય તો જાણે કોઇ પગભાંગલો-લંગડો માણસ બેઠો હોય એમ જ લાગે. એની લાંબી લાંબી પૂછડીને કારણે ચાલવામાં મુશ્કેલી પડે. ચાલતો જાય તેમ તેમ પાછળ લાંબી પૂછડીનો લિસોટો પડતો જાય. ખેતરના કયારામાં તાજા ફૂટતા કોંટા વચ્ચે પોપટનાં ટોળાં ફરતાં હોય ત્યારે એની ખોડંગતી ચાલ સમૂહગત રીતે જોવામાં ભારે લિજ્જત પડે.

પણ ખાવામાં એ ભારે લાડકો. કોઇ પણ ફળ એ પૂરું ખાય જ નહિ.

થોડુંક ચાખી બાકીનું એ નીચે ફેંકી દે. શિયાળામાં બોરડી નીચે જાઓ, ઉનાળામાં લીંબડા અથવા ગૂંદા નીચે જાઓ કે ચોમાસામાં જાંબુડા નીચે જાઓ તો, એનાં અધખાધેલાં ફળના પથારા નીચે પડ્યા હોય. એ પોપટનું જ કામ. પોપટે ખાઇને નીચે પાડેલાં મીઠા મીઠાં બોર વીણીને ખાવામાં નાનાં છોકરાંને મજા પડે; પણ વાડીવાળાને તો એ ભારે નુકશાન કરે. એ માત્ર ફળને જ આ રીતે ઉપદ્રવ કરે છે તેમ નથી. એ તો ફૂલની કૂણી કળીઓ અને પોપટાને પણ થોડા થોડા ખાઈને નીચે ફેંકી દે છે. એ રીતે જોઇએ તો આ પંખી આપણી ખેતીને ભારે નુકશાન કરનારું છે. બીજાં પંખી તો અમુક અનાજ કે ફળ ખાઈ જાય, પણ પોપટ તો ખાય એ કરતાં અનેકગણું બગાડે.

ફળ બાદ ઘઉં, બાજરી, જુવાર અને મકાઇના ડૂંડા પર પણ એ ઊતરી પડે છે, અને સોથ વાળી નાખે છે. આસામમાં તો એ શેરડીનો રસ ચાખી ગયાં છે ક્યારાના ક્યારા પર તૂટી પડે છે અને શેરડીના સાંઠા ફોલી નાખે છે. આ સામે તો શેરડીના વાઢવાળાઓને ખાસ માણસો રોકવા પડે છે, પણ હજી એમનો સામનો કરી શકાયો નથી. આપણે ત્યાં હજી એ શેરડીના વાઢ સુધી પહોંચ્યા હોય તેવો ખ્યાલ નથી. એના આ વિનાશકારી સ્વભાવને કારણે સરકારે એને રક્ષિત પક્ષીઓમાં મૂક્યો નથી. દર વરસે વાઘરીઓ હજારો પોપટના માળા વીંખી એનાં બચ્ચાં પકડી વેચી આવે છે, છતાં એની સંખ્યા એટલી ને એટલી રહી છે.

આપણે ત્યાંનાં પંખીઓમાં તદ્દન ફળાહારી હોય તો તે આ એક જ પંખી. જનસમાજમાં ફળાહારી ગણાતાં પારેવાં પણ ક્યારેક જીવજંતુ ખાય છે, પણ પોપટ ભૂલેચૂકેય જીવાતને અડતો નથી.

પકડયા પછી એને જાતજાતની બોલીઓ અને અંગકસરતના પ્રયોગો શીખવવામાં આવે છે. એ કેવી કસરતો કરી શકે એ જોવું હોય તો રેલ્વેના તાર પર નજર નાખજો. તાર પર બેઠેલાં પોપટનાં ટોળાંના જાતજાતના અંગકસરતના ખેલોનો આરો જ નહિ આવે; કલાકો સુધી નીરખ્યા જ કરો ને! જેમ ટેલીફોન અને રેલ્વેનાં તારનાં દોરડાંને મોટે ભાગે કાળોકોશીએ અને ચીબરીએ પોતાનો ઇજારો માન્યો છે, તેમ પોપટે રેલ્વેના પૂલ અને એની આસપાસ ઝૂલતાં તારનાં દોરડાં પર પોતાનો અબાધિત અધિકાર માન્યો છે. સવારને પહોરે કોઇ પણ પૂલ પરથી ગાડીમાં પસાર થતાં પૂલ પર નજર કરશો તો ૨૫–૫૦ જેટલા પોપટ નજરે પડવાના જ.

એનામાં જીવનશક્તિ ઘણી છે. પાંજરામાં પુરવા છતાં એને ખાસ વાંધો આવતો નથી. ઊલટો એ તો પોતાની મજબૂત ચાંચથી પીંજરું તોડવાના પ્રયત્નો પણ આદરી દે છે. એની ચાંચની આ મજબૂતીને કારણે પોપટનાં પીંજરાં ખાસ કરીને લોઢાના મજબૂત સળિયાનાં કરવામાં આવે છે. એવા મજબૂત સળિયા પર પણ એ આખો દિવસ ટોચા પાડતો હોય છે. પીંજરામાં પણ એ કસરતો આદરી દે છે, એના શરીરને જોઈતો વ્યાયામ એ રીતે મેળવી લે છે અને જીવનશકિત ટકાવી રાખે છે.

પોપટને બહાર ફરવા લઈ જવા માટે શોખીનો કોટને કાંઠલે કે હાથ પર બેસાડીને વાતો કરતા નીકળે છે. પણ એ સમયે તે ન ઊડી જાય એટલા માટે એની પાંખોના છેડા કાપી નાખવામાં આવે છે.

પંજરાવસ્થામાં એને ફળફળાદિ, ચીભડાં, સાકરટેટી જેવાં શાક અપાય છે. એને લીલાં અને લાલ મરચાં વિશેષ ભાવે છે. ભૂલમાં જો એને ખાંડ કે મીઠાવાળો કાંઈક ખોરાક અપાઈ જાય તો એનું શરીર સડવા માંડે છે અને પીછાં ખરી જાય છે. પીંજરામાં રાત્રે બિલાડી એના પર ઝોંટ ન મારે તે માટે રાત્રે ખાસ તકેદારી રાખવી પડે છે. થોડા દિવસ પીંજરામાં રહ્યા પછી એને બહાર કાઢો તો યે એ બહાર નહિ ઊડી જવાનો. સીધો પીંજરામાં ચાલ્યો જવાનો અને સળિયે ચડી બેસવાનો. પીંજરામાં પડ્યો પડ્યો એ શીખવેલા બેચાર બોલ પઢ્યા કરે અને સળિયા ઉપર ચડ-ઊતર કર્યા કરે.

પણ એના ચાગલા એકાદ બે બોલ માટે એને આ રીતે પીંજરામાં પુરાયેલો જોઈને સાચા કુદરત-પ્રેમી કે પક્ષી-પ્રેમીને દુઃખ થવાનું જ. કુદરતી જીવનમાં માત્ર ક્રી...ક્રી...જેવું એકમાત્રા-રચિત ગાયન ગાવા છતાં એ કેટલો આનંદ-જનક અને એનું ઉડ્ડયન કેવું નયનમનોહર હોય છે ? એની સરખામણીમાં એકાદ-બે બોલ લવતો પિંજરસ્થ પોપટ બિચારો કેવો પંગુ લાગવાનો ?

એ માળા બાંધે મકાનોનાં પોલાણમાં કે ઝાડની બખોલોમાં. ક્યારેક પોતાની મેળે પણ ઝાડનાં થડ કે જાડી ડાળીઓમાં માળો ખોદી લે. લક્કડ-ખોદના માળાનો પણ એ ઉપયોગ કરવામાં પાછો ન પડે. ભલે ને પછી લક્કડખોદ સાથે લડવાડ થાય ! લડવામાં એ પાછો ન પડે. માળા મોટે ભાગે ડાળીઓની નીચેના ભાગમાં હોય તેમાંથી ડબક ડબક ડોક કાઢીને બહાર જોતા અને અંદર જતાઆવતા પોપટ જોવામાં લહેર પડે તેવું હોય છે.

અમારે ત્યાં (રાણપુરમાં) એના વિશિષ્ટ માળા નજરે પડ્યા છે. ભાદર નદી પર બાંધેલ રેલ્વેના પૂલના મજબૂત ખારા પાણામાં જમીનથી ૧૦–૧૫

ફીટ ઊંચે ૨-૩ ઇંચિના વ્યાસવાળાં દર કરીને ઊંડા ઊંડા એણે માળા બનાવ્યા છે. સુંદર ગોળાકારે ઊંડે ઊંડે સુધી માળા ચાલ્યા જાય છે. પ્રશ્ન એ થાય છે કે આવા મજબૂત પથ્થરમાં એણે માળા કેવી રીતે કાર્યા હશે? અન્ય કોઇ પંખીઓ એનો ઉપયોગ કરતાં દેખાયાં નથી, એટલે બીજાં કોઇ પંખીએ આ દર રચ્યાં હોય અને પોપટ વાપરતા હોય એમ પણ માની શકાય તેવું નથી. એની ચાંચમાં ઘણી શક્તિ છે, પણ આટલી બધી શક્તિ હોવાનું ક્યાંયે નોંધાયું નથી, એટલે સહેજે આશ્ચર્ય થાય.

અલબત્ત, ન્યુઝીલેન્ડના એક જાતના પોપટની (Kea-parrot) ચાંચની અસાધારણ શક્તિનો દાખલો અન્ય ક્ષેત્રમાં નોંધાયો છે ખરો. આ પોપટ પહેલાં ફળ, જીવજંતુ ખાતા; પણ એક વખત કસાઇને ત્યાં હલાલ કરેલાં ઘેટાંનાં ટીંગાડેલાં ચામડાંમાંથી તે માંસ ચાખી ગયા. એ માંસ એને ભાવી જતાં તે જીવતાં ઘેટાં ખાવા લાગ્યા. ઘેટું ચાલ્યું જતું હોય તેના પર બેસીને, મજબૂત રીતે પીઠ પકડીને ચાંચ વાટે બાંકોરું પાડી માંસ ખાધે જાય. ખાતાં ખાતાં ઉંદરની જેમ ફૂંક મારતા જાય તેથી ઘેટાંને કાંઇ ખબર ન પડે. ઠેઠ આંતરડે પહોંચે ત્યારે ઘેટાંને ખબરે પડે; પણ પછી તો ઘેટું બચી શકે તેવી સ્થિતિમાં ન હોય. એક વર્ષે તો બે લાખ પાઉન્ડની કિંમતનાં ઘેટાં આ રીતે મર્યાં એટલે ત્યાંના ખેતીવાડી ખાતાએ આવો એક પોપટ મારવા માટે પાંચ શિલીંગનું ઇનામ કાઢ્યું અને આવા પોપટનો સારી પેઠે સોથ નીકળી ગયો.



ન્યુઝિલાન્ડનો ઘેટાંખાઉ પોપટ (કી-પેરટ)

એના સંવનનકાળે તે ખીલી ઊઠે. એ સમયે એના કર્કશ અવાજમાં માર્દવતા આવે, મીઠાશ ઉમેરાય, કલરવ ધીમો પડી ચાગલો બને. નાનું બાળક કાલાકાલા બોલ બોલે એવી મીઠાશ એની બોલીમાં આવી જાય. કાલા બોલ બોલતો એ એની માદા પાસે લટુ થતો જાય, એના માથા પર ચાંચો ભરાવે, ચાંચમાં ચાંચ સાંકળી દે અને થનગન થનગન ફર્યા કરે. જેવું એનું ઉડ્ડયન, જેવું એનું ઝાડ-પરિભ્રમણ એવું જ એનું આ સંવનનનૃત્ય પણ નયનમનોહર બની જાય છે.

એના માળા ફેબ્રુઆરીથી મે માસ સુધી નજરે પડે. ખાસ કરીને શિયાળાના દિવસોમાં જ. ઈંડાં લગભગ ચારથી છ, સફેદ રંગનાં મૂકે.

જેનું અત્યાર સુધી વર્ણન કર્યું તે અને જે આપણે ત્યાં વિશેષ નજરે પડે છે તે : The Green Parakeet અથવા The Rose Ringed Parakeet; આપણે જેનો 'સૂડો' કહીએ છીએ તે. અલબત્ત કેટલાક લોકો પોપટનાં બચ્ચાંને સૂડો કહેવાની ભૂલ કરે છે ખરા. બાકી પોપટ અને સૂડામાં ફેર છે જ. આપણો સૂડો લગભગ ૧૬ ઇંચ જેવડો લાંબો. એનામાં ભાષા પકડવાની ઝાઝી શક્તિ નહિ, તેથી ખાસ એને પાળવામાં આવતો નથી. પોપટ અને સૂડાનો ભેદ આપણા લોકસાહિત્યમાં છે જ અને તે પણ એનામાં ભાષાનું અનુકરણ કરવાની પૂરી શક્તિ ન હોવાને કારણે. 'બાનરા'ના દુહામાં એની પ્રેયસી પલટી ગયેલ એ જુવાનને કહાવે છે કે :

**પોપટ હોય તો પઢાવિયે, સૂડાને નો'ય સાન,**
**મધદરિયે મેલી કર્યાં, બાનરા ! કેરાં બાન !**

(સોરઠી ગીતકથાઓ)

## ૨ : સુરપાણનો પોપટ

આ સૂડા કરતાં ભાષાશકિતમાં જે વધારે ચડિયાતા ગણાય છે તે સુરપાણના પોપટઃ The Large Indian Parakeet. સુરપાણ તથા રાજપીપળાનાં જંગલોમાં તે વિશેષ રહે છે. હિંદમાં પણ છૂટક ખરા. એનું શરીર ૧૯ ઇંચનું. આપણા સૌથી મોટા પોપટ તે આ. ભરાવદાર અને દમામદાર દેહને કારણે વિશેષ સુંદર દેખાય છે. એની ખાસ વિશિષ્ટતા એની પાંખો પર લાલ રંગનું અર્ધા પૈસા જેવડું કુંડાળું. આ લાલ લાખા પરથી તે એકદમ ઓળખાઇ જાય છે. કાંઠલો તો એને યે ખરો. ભાષાશકિતને કારણે એને વિશેષ પાળવામાં આવે છે. સામાન્ય જનોને ઘેર ઘેર પીંજરામાં જોવામાં આવે છે તે આ પોપટ. એની માદાને કાંઠલો નહિ. બાકી પરિભ્રમણ, ઉડ્ડયન, સંવનન અને જીવન-વ્યવહારમાં આપણા સૂડાને જ મળતો. એ પણ ઝાડની બખોલમાં જ માળા બાંધીને શિયાળામાં ઈંડાં મૂકે.

જે પોપટને મહાન સિકંદર પોતાની સાથે યુરોપમાં લેતો ગયેલો અને તેની યુરોપમાં વસાહત કરેલી તે આ પોપટ પોતે. સિકંદર એને લઇ ગયેલો તેથી જ એનું બીજું નામ The Alexandrine Parakeet.

આપણે ત્યાંનો ત્રીજો પોપટ તે The Blossom-headed prrakeet. માત્ર ચૌદ જ ઇંચનો. માથા પર આસમાની રંગની લાલ છાયા એ એની વિશિષ્ટતા. પણ ગાયન-શકિતમાં એ આપણા બધા પોપટને ટપી જાય તેવો. એકલવિહારી આ પોપટ તથા સુરપાણનો પોપટ કાઠિયાવાડના સૂકા પ્રદેશમાં નજરે નથી ચડતા. ગિર જેવાં જંગલોમાં હોય તો ના નહિ.

દક્ષિણ હિંદમાં બીજા છ ઇંચ જેવડા નાના નાના પોપટ થાય છે, જેને Loriquet કહેવામાં આવે છે. તેમને Midgets અથવા Love-birds પણ કહે છે. ભવિષ્ય ભાખનારા, જોષીનો ધંધો કરનારા આવા નાના રૂપકડા પોપટને પાળે છે. પછી ભવિષ્ય લખેલાં પાંદડાં બંધ કરી પાથરણા પર ફેલાવી દે છે. લોકો પોપટને પૈસા આપે છે અને પોપટ એક પાંદડું ચાંચથી ખેંચી લોકોને આપે છે. લોકો એમાં પોતાનું ભાવિ વાંચતા રવાના થાય છે.

આ નાના પોપટમાં એક ભારે વિચિત્રતા. ઊંધે માથે સૂએ અને દક્ષિણ હિંદમાં થતી નાળિયેરીઓ પર તાડી માટે બાંધેલ ઘડામાંથી તાડી પીધા કરે. ખૂબ તાડી પીધા પછી ઘેન ચડે, અડવડિયાં ખાય અને શિકારીઓ પકડી જાય.

* * *

આપણે પોપટને માટે અંગ્રેજી શબ્દ Parrot વાપરીએ છીએ. પણ આપણે ત્યાં રહેતા બધા પોપટ Parakeet છે. બન્ને વચ્ચે આટલો ભેદ:

Parakeetનો રંગ મોટે ભાગે લીલો, એની પૂંછડી એના દેહથી લાંબી, અણીદાર અથવા ચડતાં ઊતરતાં પીછાંવાળી. હિંદમાં થનારા બધા પોપટ આ જાતના.

Parrotની પૂંછડી એના દેહ કરતાં ટૂંકી અને છેવાડે ચોરસ. એમના દેહનો રંગ પણ વિવિધ. જંગબારી પોપટ અને કાકાકૌઆ વગેરે આ વર્ગના. પોપટ-પ્રેમી વિશેષે કરીને પાળે છે તે આ જ પોપટ.

મૂળ આફ્રિકાના વતની એ પોપટ–પોપટી હિંદમાં આવીને સંવનન કરતાં ભૂલી જાય છે અને ઇંડાં મૂકી બચ્ચાં ઉછેરવાનું પણ વીસરી જાય છે. એવા એક જોડાને પંજરાવસ્થામાં જ મોટા ઓરડામાં રાખી ભાવનગરવાળા અવધૂત પક્ષીપ્રેમી શ્રી. કંચનરાયે ઈંડાં મુકાવવાનો અને બચ્ચાં ઉછેરાવવાનો અદ્‌ભુત પ્રયોગ કરેલો. ત્રણ વર્ષ સુધીના એ લાગલાગટ પ્રયોગમાં એમણે અનેક અનુમાનો કરી જાતજાતના માળા આપ્યા; પંજરાવસ્થામાં રહીને પોતાની સંવનન-જન્ય ઊર્મિઓ ભૂલી ગયેલ એ પંખીઓને તે જ્ઞાન આપ્યું; એવી સ્થિતિમાં ક્રોધાવિષ્ટ બનેલા પોપટના મારથી એ ઘાયલ બન્યા, છતાં પ્રયોગ ચાલુ રાખ્યો અને ત્રણ વર્ષે એ જોડા પાસેથી અખંડ ત્રણ બચ્ચાં મેળવ્યાં. પક્ષીશાસ્ત્રની દુનિયામાં આ એક અજોડ અને અપ્રતિમ બનાવ હતો. એ પછી તો એમના પુત્ર શ્રી. પદ્મકાન્તે પણ આ રીતે જંગબારી પોપટ પાસેથી બચ્ચાં ઉછેરાવવાના સફળ પ્રયોગો કર્યા છે.

# વ્યોમવિહારી

# ગીધ

गृध्रराज सुनी आरतबानी, रघुकुळतिलक—नारी पहिचानी,
अधम निशाचर लिन्हे जाई, जिमि म्लेच्छ—वश कपिला गाई—

સંત તુલસીદાસજી ઉપર પ્રમાણે અરણ્યકાંડની ચોપાઇમાં કહે છે કે સીતાજીનું પંચવટીમાંથી હરણ કરીને રાવણ લંકા ભણી જઈ રહ્યો હતો ત્યારે મ્લેચ્છના હાથમાં કપિલા ગાય પડે અને ભાંબરડા પાડે એવા સીતાજીના આર્તનાદ સાંભળીને વયોવૃદ્ધ ગૃધ્રરાજ: ગીધપતિ જટાયુ શરીરે નિર્બળ થઇ ગયા હોવા છતાં સીતાજીને છોડાવવા રાવણ સામે બાથંબાથા આવ્યા, અનેક પ્રકારે યુદ્ધ આપીને રાવણને તોબાહ પોકરાવી દીધી; પણ અંતે થાકને લીધે તે પડી જતાં રાવણે તેની પાંખો કાપી લેતાં જટાયુ પૃથ્વી પર પડી ગયા. રામનું સ્મરણ કરતા કરતા એ અંતકાળના શ્વાસ ખેંચતા છતાં માત્ર સીતાજીના ખબર આપવા સારુ જીવતા પડયા હતા તે સમયે રામ ત્યાંથી નીકળ્યા, ઘવાયેલ જટાયુને જોયા, જટાયુએ સર્વ વૃત્તાંત કહ્યો અને રામની સન્મુખ પ્રાણ છાંડયા.



રામભક્ત જટાયુનાં વંશજ ગીધ

મહર્ષિ વાલ્મિકિ એથી આગળ વધીને કહે છે કે—સીતાને માટે પ્રાણ દેનાર એ પંખીને રામે પિતાતુલ્ય માનીને અગ્નિ-સંસ્કાર કર્યો. કંદમૂળ લાવી, દર્ભનાં લીલાં તૃણ પર પિંડદાન કર્યું. સદ્ગતિ માટે મંત્રજાપ કર્યા અને ગોદાવરીને કિનારે વિધિપૂર્વક સ્નાન તથા ઉદકદાન પણ શ્રી રામે જ દીધું.

સીતાને માટે લડીને પોતાની સન્મુખ પ્રાણ ત્યાગનાર એ પંખીપતિને રામે પોતાના ધામ વૈકુંઠમાં સ્થાન આપ્યું, પણ એ માટે તુલસીદાસજી કહે છેઃ

गृह्र अधम खग आमिषभोगी, गति तेहिं दिन्ह जो याचत योगी.

'જે પદ માટે યોગીઓ નિરંતર ધ્યાન ધરે છે તે પદ રામે માંસભક્ષી આ અધમ પંખીને દીધું' ! ચોપાઈની આ કડી વાંચતાં સંત કવિ તુલસીદાસજી રામગુણગાનમાં બિચારા આ પંખીને અન્યાય કરી બેઠા દેખાય છે. અને તુલસીદાસજીને પગલે પગલે જટાયુનાં વંશજ ગીધડાંને જનસમાજે પણ નિંદિત સ્વરૂપમાં જ સ્વીકાર કર્યો છે.

આમિષ–આહાર : માંસ–ભક્ષણ તો આ ગીધપંખીનો પ્રભુ–દીધો જન્મ–સ્વભાવ છે. એ માટે પ્રભુના વાહન–સ્વરૂપ ગરુડજીની પેઠે નિર્બળ પશુ–પંખીઓના પ્રાણ પણ એ લેતું નથી. એ તો ખાય છે સ્વમોતે મરેલાં કે અન્યને હાથે મરાયલાં અને શબ–સ્વરૂપ પામેલાં પશુ–પ્રાણીઓનું માંસ. આ અવનિ પર દિન ઊગીને આથમતામાં અસંખ્ય પશુ–પ્રાણીઓ અવસાન પામે છે. એમાં મનુષ્ય સિવાય કોઈ પ્રાણીને માટે અગ્નિદાહ કે ભૂમિપ્રદાનની વિધિ થતી નથી. મનુષ્યને કામ આવતાં થોડાંક જનાવરોનાં ચામડાં ઉખેડી લીધા બાદ એના માંસ–લોચાભર્યા અતિ કુત્સિત દેહને પણ એમ ને એમ પડયો રહેવા દેવામાં આવે છે. એ સિવાય ગામ વચ્ચે મરતાં કૂતરાં–બિલાડાં જેવાં પ્રાણીઓને જનસમાજના ભંગીઓ દોરડાં બાંધીને ગામ બહાર નાખી આવે એટલે 'આંખે અદીઠ અને મોંએ મ દીઠ' એ ન્યાયે જાણે ગંદકી ટાળવાના કર્તવ્યની ઇતિસમાપ્તિ મનાય છે. પણ જ્યાં જનસમાજનું ભંગીકર્મ પૂરું થાય છે ત્યાં આ કુદરતનાં પંખીઓનું ભંગીકાર્ય શરૂ થાય છે. નાનાં ગામડાં કે મોટાં શહેરો–એ બધાનાં જુગુપ્સાકારક શબ–ખડકલાની કુલઝપટ ગંદકી જ્યાં ઠલવાતી હોય, જે સ્થળે અહોનિશ ગંદકીમાં અથડાતા ભંગીઓ પણ બદ-બોથી ત્રાસી ઊઠીને મોં આડું આવરણ ધરે, એવે સ્થળે આ પંખીસમાજ તદ્દન સ્વસ્થ ચિત્તે, પ્રભુદીધી એક ફરજ રૂપે, આનંદથી કલ્લોલિત હૃદયે સાફસુફી આદરી દે છે અને જનસમાજને એ અસહ્ય ગંદકીથી ઊભા થતા અસ્વચ્છ વાતાવરણથી અને રોગચાળાથી બચાવી લે છે. અને જનસમાજ

પાસેની જ આ ગંદકી નહિ; જનસમાજથી દૂર દૂર વનવગડા અને પહાડકોતરોમાં હિંસ્ર–પશુઓએ મારેલાં કે કુદરતી મોતે મરેલાં અસંખ્ય મુડદાં-ઓને પણ ઠેકાણે પાડવાનું કાર્ય આ પંખી કરે છે. પૃથ્વીને કોઇ છેડે, અંધારે કે અજવાળે ખૂણે પડેલી બદબોને સાફ કરવા એ પહોંચી જાય છે.

'બુદ્ધ, ઇસુ, મહાવીર, મહમદ જેવા અનેક પયગંબરો પૃથ્વી પર આવી ગયા, છતાં ઘોર હિંસા તો પૃથ્વીને પીડી જ રહી છે. તો પછી તમારી અહિંસા એમાં શો સુધારો કરી આપશે?' એવા એક પ્રશ્નના જવાબમાં ગાંધીજીએ એક વખત કહેલું કે અમે તો જનસમાજના ભંગીઓ છીએ. ભંગીનું કાર્ય ગંદકી સાફ કર્યે જવાનું. એ સાફ ન કરીએ તો જનસમાજ ગંધાઈ ઊઠે. ભલે પછી જનસમાજ અમારો સ્વીકાર કરે યા ન કરે.

જનસમાજના આવા ભંગીઓની સાથે જો બેસાડી શકાય તેમ હોય તો પંખીસમાજના આ ગીધ–નામી ભંગીઓને. તુલસીદાસજીની સાથે સમગ્ર સમાજ એને અધમ પંખી માને, એને સન્માન આપવાને બદલે અપમાનિત હાલતમાં રાખે, છતાં યે તેઓ તો ઉદાર દિલ રાખીને સ્વકર્મમાં જરા યે ઊણપ આવવા નથી દેતાં. ઉષ્ણકટિબંધવાળા પ્રદેશોમાં સૂર્યની અસહ્ય ગરમીને લીધે કોઈ પણ શબ થોડા જ સમયમાં કોહી ઊઠે, એટલે એવા જ પ્રદેશોમાં જાણે આ પંખીની ઉત્પત્તિ થઇ છે.

શબની સાફસુફી માટે આ ગીધનાં અંગોપાંગ પણ બરાબર એને અનુકૂળ ઊભાં થઈ ગયાં છે. સૌથી પ્રથમ તો પૃથ્વી–વિસ્તારમાં શબ આવી પડયું છે તે જાણવા માટે કુદરતે એની આંખોમાં અતિ દૂર સુધી જોવાની દિવ્ય દૃષ્ટિ આપી છે. આખો દિવસ છૂટાં છૂટાં ઊંચે ઊંચે તેઓ ઊડયાં કરતાં હોય અને પૃથ્વી પર નજર ફેંકયે જતાં હોય. તેમાંથી એકાદની નજરે શબ પડે કે સડસડાટ એ નીચે ઊતરે; એકને ઊતરતું દેખીને એના દૃષ્ટિ–વિસ્તારમાં ઊડતું બીજું ગીધ એની પાછળ પરવરે; એની પાછળ ત્રીજું; ત્રીજાની પાછળ ચોથું; અને એમ પરંપરા સંધાઈ જાય. એક જ ગીધે શોધેલા આહાર પર આસપાસ કયાં યે નજરે ન ચડવા છતાં થોડી જ મિનિટોમાં ગીધડાંનાં ઝૂંડના ઝૂંડ ઊતરી પડે અને ભક્ષ્યનો આહાર આદરી દે.

ગીધ પોતાની ઘ્રાણશક્તિથી આ રીતે આહાર પાછળ આવી પહોંચે છે કે દૃષ્ટિ–શકિતથી, એ વિષે પંખીશાસ્ત્રીઓમાં વર્ષો સુધી ભારે તકરાર ચાલેલી. પછી તો એના પર પ્રયોગો પણ થયા. ડાર્વીન નામના મહાન વૈજ્ઞાનિકે થોડાંક ગીધ ભેગાં કરીને તેમને દીવાલ પાસે હારબંધ ઊભાં રાખ્યાં. ત્યારબાદ

કાગળમાં માંસ વીંટીને એની પાસેથી માત્ર ત્રણ જ વાર દૂરથી એ પસાર થયો. છતાં કોઈ ગીધનું એ તરફ લક્ષ્ય ન ગયું. પછી એણે એમનાથી થોડેક નજીક માંસ એ જ રીતે વીંટીને ફેંક્યું, પણ કોઇ ગીધે એના તરફ જોયું સુદ્ધાં નહિ. છેવટ તદ્દન એમના પગ પાસે એ માંસ નાખ્યું ત્યારે ગીધોને ખબર પડી.

બીજા એક વૈજ્ઞાનિકે પણ એમના પર અખતરો આ રીતે કરેલો: એક કેનવાસની ઉપર તાજું માંસ રાખ્યું અને તેની નીચેના ભાગમાં કોહેલું ગંધાતું માંસ રાખ્યું. એ માંસ ખાવા માટે ગીધોને આવવા દીધાં. ગીધ તાજું માંસ ખાઇ ગયાં, પણ કેનવાસની જ નીચે રહેલું કોહેલું માંસ તેમણે ખાધું નહિ; એની ખબર સુદ્ધાં એમને ન પડી. કેનવાસમાં જ્યારે કાણું પાડયું ત્યારે તેમને ખબર પડી અને ત્યારે એ માંસને ખાઇ ગયાં.

શબના કહેવાટથી ઊભી થયેલ દુર્ગંધ સૂંઘીને ગીધ આવી પહોંચે છે એ વિધાનની સામે સહરાના રણનો દાખલો આપવામાં આવે છે.

સહરાના રણમાં અફાટ જમીન–વિસ્તારમાં એકાદું ઊંટ મરી જવા પામે તો, એ જરા પણ વાસ મારી ઊઠે તે પહેલાં, ક્ષિતિજ સુધીમાં ક્યાંયે એકાદ પંખી પણ નજરે ન ચડતું હોય ત્યાંથી, ઘડીક વારમાં તો એ ઊંટના શબને ખાઈ જવા માટે સેંકડો ગીધ ઊતરી પડે છે અને થોડા સમયમાં જ ઊંટના હાડકા સિવાયના એકેએક અંગને સાફ કરી નાખે છે. હમણાં જ્યાં ભારે યુદ્ધ ખેલાઇ ગયું તે ક્રિમિયામાં ગીધનો વાસ નથી. પણ ગયા મહાયુદ્ધમાં સેબાસ્ટોપોલના ઘેરાને સમયે ત્યાં અસંખ્ય માનવીઓની કતલ થતાં ઠેઠ કોકેસસમાંથી અસંખ્ય ગીધ ઊતરી પડયાં હતાં.

ઉપર પ્રમાણે નોંધેલા કેટલાયે અખતરા અને દાખલા પરથી હવે તો તદ્દન સાબીત થયું છે કે ગીધ પોતાની દૃષ્ટિ–શક્તિથી જ શબ–સમાચાર મેળવે છે. આપણા જનસમાજમાં ગીધનું અન્ય નામ છે ખેરો. સારી નજરવાળા માણસને લોકો 'એની આંખ તો ખેરા જેવી છે' એમ કહે છે; તે પરથી લાગે છે એની તીક્ષ્ણ દૃષ્ટિ–શક્તિનો ખ્યાલ આપણા જનસમાજને છે. આ સિવાય આપણે ત્યાંના ગીધ વિષેના બીજા ખ્યાલો પણ આ વાતને પુષ્ટિ આપે છે. આપણા લોકો માને છે કે ગરજ (ગીધ) પંખીની નજર બાર બાર ગાઉ સુધી પહોંચી શકે છે. વળી ગરજની આંખને માંસ, મોરના કાનને અવાજ અને કીડીના નાકને ગોળની ખબર પૃથ્વીને ગમે તે છેડે હોય તો યે પડી જાય છે તેવી માન્યતા પણ એના જ પુરાવા રૂપ કહી શકાય.

એના આહારને અનુરૂપ બીજું અંગ એનું માથું. આખા જીવન દર-

ધ્યાન એને તાજું કે કોહેલું માંસ જ ખાવાનું હોઇને માથા પર પીંછાં હોય તો તેમાં માંસ ભરાઇ જાય અને કોહવાટ પેદા થાય. એની સામે સંરક્ષણ કરીને કુદરતે એના માથા પર અને થોડીક ડોક સુધી પીછાં જ આપ્યાં નથી. તદ્દન બોડકું માથું, જાણે લાકડાનો ચાટવા-આકાર જ જોઇ લો. એના બોડકા માથા વિષે પશ્ચિમમાં એક લોકકથા કહેવાય છે કે-રાજા સોલોમન એક.સમયે એમની જાદુઇ શેત્રંજી પર બેસીને આકાશમાં ઊડયે જતા હતા. ખરા બપોરના સખત તાપમાંથી બચવા માટે પંખીપ્રેમી અને પંખીઓની ભાષાના જાણકાર એ રાજાએ આકાશમાં ઊંચે ઊંચે ઊડયા કરતાં ગીધ-પંખીઓને પોતાના માથા ઉપર ઊડતાં આવીને છાંયો કરવા કહ્યું; પણ ઊડવામાં ધ્યાનમગ્ન ગીધોએ રાજાની માગણી પર લક્ષ્ય ન આપ્યું, આથી તે સમયે ગળા આસપાસ સુંદર ઝાલરથી શોભતાં ગીધને તદ્દન બોડકાં થઇ જવાનો એ રાજાએ શાપ આપ્યો. ગીધોએ આજીજી કરતાં છેવટ ટાઢતાપથી બચવા માટે એણે ગળા પર ગલપટ્ટો આપ્યો, જે આજે પણ ગીધ ડોક દબાવીને બેસે ત્યારે નાની ઝાલરને સ્વરૂપે દેખાય છે. એ પછી ઘંટીટાંકણિયે રાજાને છાંયો કરતાં રાજાએ એને એક દિવસની રાજગાદી બાદ માથા પર સોનેરી કલગી આપી; પાછળથી તે ચામડીની બનાવી આપી, જે હજીયે તે પંખીઓને માથે સુંદર આકારે દેખાય છે.

આંખ અને માથા બાદ, શબમાંથી માંસના લોચા તોડીને તથા ઉતરડીને ખાવાના હોઈને તેની ચાંચ એ માટે પુરેપૂરી મજબૂત, છેડેથી વાંકી તથા અણીદાર બનાવી છે. એમાં મદદગાર બને છે એના પગ. પગો વડે મડદાને દબાવી રાખે અને ચાંચથી લોચા તોડયે રાખે; એ સમયે પગ હાથનું જ કામ આપે છે.

અને મડદાંનાં મડદાં સાફ કરી જવા માટે સૌથી વિશેષ મદદ કરે છે એનો ખાઉધરો સ્વભાવ. સામે મડદું પડયું હોય તે સાફ ન થાય ત્યાંસુધી એ ખાધા જ કરે. ઘડીક બેસે, ઘડીક ખાય. ઘડીક અંદરોઅંદર લડે, વળી ખાવા લાગે. આમ ખાધા જ કરે, ખાધા જ કરે. ધરાય ત્યાંસુધી ખાય અને ધરાઇ રહ્યા પછી યે ખાય. ગળોગળ આવી જાય ત્યાંસુધી ખાધા જ કરે. ભલે પછી હલીચલી શકે નહિ અને ત્યાં ને ત્યાં બેસી રહેવું પડે, તો યે ખાધા જ કરે. પાણા મારો તો યે ઊડવાની તાકાત રહી ન હોય, ત્યાંસુધી એણે ખાધા કર્યું હોય. પશ્ચિમના પ્રદેશનું ગ્રીફન નામનું ગીધ તો ખાઇખાઇને આડું પડી જાય તો પડયું પડયું યે ખાય! ભલે પછી મોઢામાંથી માંસના લોચા ઊભરાઇ પડે અને બીજાં પંખીઓ એના મોઢામાંથી જ લોચા ખાવા લાગે. કોઇ કોઇ ગીધને વળી ગળે કોથળી જેવું પણ હોય છે, જેમાં એ વધારાનું માંસ

ભરી રાખે છે. શબ-સફાઇ પૂરી થાય એટલે ઝાડ પર બેસીને, ભેંસ જેમ પેટમાં રાખી મૂકેલા ખડના ગોળા મોંમાં લાવીને વાગોળ્યા કરે તેમ એ પણ ગળાની કોથળીનું માંસ ઓગાળ્યા કરે.

પ્રથમ દષ્ટિએ ઘૃણા જન્માવે એવી ગીધની આ ખાઉધરાવૃત્તિ પાછળ કુદરતનો આવો હેતુ તારવી શકાય. ગરમ પ્રદેશમાં શબ તરત કોહી જાય, એટલે એને તરત સાફ કરીને ગંદકી દૂર કરવા માટે ગીધમાં આવી ખાઉધરાવૃત્તિ ઊભી થઇ ગઈ હશે.

માંસ ખાતાં ખાતાં આગળ વધીને કોઇ કોઈ ગીધ હાડકાં ખાતાં પણ માલુમ પડયાં છે. એ પરથી તો સ્પેનના એક ગીધનું નામ જ એવું પડી ગયું છે જેનો અર્થ 'The bone-breaker:' હાડકાં ભાંગનાર થાય છે.

ગીધ આટલેથી જ નથી અટકતાં. તેઓ શિકારી વર્ગનાં જ પંખી છે. એટલે પશ્ચિમના પ્રદેશનાં કોઇ કોઇ મોટાં ગીધ ઘેટાં, શિયાળવાં, કાચબા વગેરેને ઝપટા મારીમારીને પાડી નાખે છે, ઉપાડીને આકાશમાંથી નીચે ફેંકે છે અને પછી તેને નિરાંતે ખાય છે. અમેરિકાનાં Condors જાતનાં ગીધ એટલાં બધાં ઘેટાં ઉપાડી જાય છે કે ભરવાડોને એ માટે ખાસ કૂતરા પાળવા પડે છે. ગીધ આવે અને કૂતરા ભસવા માંડે કે ભરવાડ દોડ્યા આવે ને ગીધને તગડી મૂકે. આફ્રિકાના એક ગીધનાં માથા પરનાં પીંછાંની કારકુનો કલમ બનાવીને વાપરતા તેથી તેનું નામ જ The Secretary-bird (મંત્રી-પંખી) પડી ગયું છે. એ ગીધ સાપનું ભારે રસિયું હોય છે. ઝેર વિનાના કે ઝેરી સાપને દેખતાં જ તે એની પાસે જઈ પહોંચે, દૂરદૂરથી સાંભળી શકાય એટલી ઝપટથી પાંખો મારીમારીને સાપનાં હાડકાં ભાંગી નાખે; અને પછી પૂછડીથી ખાવાની શરૂઆત કરે. ખાતી વખતે સાપની ફેણની ઝેરી ઝપટા સામે એના માથા પરનાં પીછાં એને રક્ષણ આપે. માથા પર વાળ ન હોવા એ ગીધનું ખાસ લક્ષણ હોવા છતાં આ ગીધના સ્વભાવ અનુસાર તેને કુદરતે એટલી અનુકૂળતા આપી દીધી છે. એની સાપ મારવાની આ જાતની ટેવને કારણે તો સાપથી બચવા આફ્રિકાનાં લોકો એને ખાસ પાળે છે.

આમ અનેક રીતે માણસ જાતને ઉપયોગી બનનારાં આ ગીધ પંખીઓ જૂની દુનિયા (એશિયા, યુરોપ અને આફ્રિકા) તથા નવી દુનિયા (અમેરિકા)માં વસી રહ્યાં છે, પણ એ બન્ને પ્રદેશનાં ગીધોમાં ઘણા તફાવત દેખાય છે. નવી દુનિયાનાં ગીધને માથે વાળ હોય છે, જ્યારે જૂની દુનિયાનાં ગીધનાં માથાં અને ડોક બોડકાં, વાળ વગરનાં હોય છે. નવી દુનિયાનાં ગીધની

ચાંચમાં સોંસરવું દેખી શકાય તેવું કાણું હોય છે, જ્યારે જૂની દુનિયાનાં ગીધમાં એનો અભાવ હોય છે. નવી દુનિયાનાં ગીધ જોરથી ચીસો પાડી શકે છે, પણ જૂની દુનિયાનાં ગીધોને તો Syrinx નામની (Vocal organ) ગળાની ગ્રંથિ જ નહિ; તેથી એ માત્ર એમાંથી સુસવાટભર્યો અવાજ જ કરી શકે છે. નવી દુનિયાનાં ગીધ માળા જ ન બાંધે; પહાડો કે જમીન પર જ ઈંડાં મૂકી દે. જ્યારે જૂની દુનિયાનાં ગીધ તો ઝાડ પર માળા બાંધે.

હિંદમાં વસનારાં ગીધનાં લક્ષણો જૂની દુનિયાનાં ગીધોને જ અનુરૂપ છે.

## ૧ : ગીધ અથવા ગરજાડાં

હિંદમાં ઘણી જાતનાં ગીધ નોંધાયાં છે. ગુજરાત-કાઠિયાવાડને ફાળે મુખ્યત્વે ચારેક ગીધ આવ્યાં છે. એમાં સૌથી પહેલું આવે સફેદ કાંખવાળું ગીધ. ગામને પાદર ઢોર ચારવાનાં સ્થાનો પર અને તેની આસપાસ મોટી સંખ્યામાં વસનારાં આ ગીધને આપણાં લોકો 'ગરજ,' 'ગરજાડાં' કે 'ખેરા' ને નામે ઓળખે છે. પશુનાં શબથી આગળ વધીને યુદ્ધ-ક્ષેત્રે માનવીનાં શબ પર પણ એ સમળીઓની સાથે આવી પહોંચે છે, એનો ઠેઠ રામાયણના અરણ્યકાંડમાં ખરદૂષણને રામે માર્યો એ લડાઈનાં સમયે ઉલ્લેખ છે કે

**'અંત્રાવરી લૈ ઊડત ગીધ, પિશાચ કર ગહિ ધાવહી–**

'ગીધ આંતરડાં લઈને ઊડી રહ્યાં છે.' કાઠિયાવાડના શૌર્યકાળ સમયે યુદ્ધ ખેલાતાં ત્યારે પણ એનો ઉલ્લેખ નોંધાયો છે. મામા મૂળરાજ સામે ભાણેજ રાખાઈશે યુદ્ધ માંડ્યું ત્યારનો દુહો બોલે છે કે:

**ઓ ઊડે ગરજાણ, (જેને) ગોઠીએ ગઝબ થિયો,**
**હેડા હાલ્ય મેરાણ, રણ જોવા રાખાશનું.**

અને સમળીઓને પોતાના પંડમાંથી માંસના લોચા તોડીતોડીને ખવરાવતો જેતપુરનો કાઠી માણસિયો વાળો મરી ગયો તેના મરસિયામાં પણ દુહાગીરે ગાયું છે કે:

**'ગરવરજા' ગરજાણ, ઊડી આબુ પર ગિયાં,**
**માંસનો પ્રવતલ મેરાણ, ઢળિયો જેતાણા ધણી.**

માંસથી ધરવનાર જેતપુરનો માણસિયો વાળો મરતાં તો ગિરનારનાં ગીધ ઊડીને આબુ ચાલ્યાં ગયાં.

જે કોઈ ગિરનાર ગયુ હશે તેને એની ભેંકાર ખીણો માથેની ટૂંકો પર અસંખ્ય, એકસોથી માંડીને હજાર હજાર ગીધોની હારમાળા નજરે ચડયા

વિનાની નહિ રહી હોય. અને ગિરનાર જ શા માટે? કોઇ પણ ડુંગર કે પહાડની ખીણોની અંદર અહોનિશ આથડતાં હિંસ્ર પશુઓએ અર્ધ છાંડેલ શિકાર ઉડાવી જઇને પહાડ-કંદરાઓને સાફ રાખતાં આ ગરજાં ડુંગરની ટૂંકો માથે હજારોની સંખ્યામાં એક સાથે આરામ કરવા બેસી જાય છે. જાણે ટૂંકોના પત્થરો જ પોતે ભાંગીભાંગીને ગીધ-આકારે બેસી ગયા હોય, એમ એના રંગ-સામ્યને કારણે દૂરદૂરથી લાગે.

કેવો એનો રંગ છે? એક જ નજર ફેંકતાં ઘેરો ધુમાડિયો રંગ. એમાં વિવિધતા માત્ર બે જ સ્થળે: એક પીઠ પર અને બીજી પાંખોના નીચેના ભાગમાં. બન્ને સ્થળે જબરાં સફેદ ચગદાં. બેઠું હોય ત્યારે પીઠનું ચગદું લાંબી લીટી જેવું દેખાય. આ પરથી જ એનું અંગ્રેજી નામ The White-backed Vulture પડયું દેખાય છે. તે ઊડે ત્યારે એની કાંખનાં ચગદાં દેખાય. પાંખની અંદરના આ ચગદાને કારણે તો એનું વેદકાળનું નામ છે : 'शितिकक्षी' : સફેદ કાંખવાળું. ધુમાડિયો અને સફેદ રંગ, વાળ વિનાનું, ચાટવા જેવું ગોળ બોડકું માથું; વધારામાં ડોશીની જેમ ડોક દબાવીને બેઠું હોય ત્યારે ડોકની આસપાસ ગલપટ્ટો વીંટેલો હોય એવી આછી રૂંવાટીની ગોળ ઝાલર: આટલાં મુખ્યતમ લક્ષણોથી બેડોળ આકાર ધારણ કરતા આ પંખીને કોણ નહિ ઓળખતું હોય?

એના આહારકર્મે કે દેહ-આકારે આકર્ષણને બદલે અણગમો ઊભા કરતા આ પંખીએ પોતાનું સૌંદર્ય આકાશને આરે જઇને ઊભું કર્યું છે. 'ફડ... ફડ...ફડ' એવા પાંખોની ઝાપટોના અવાજે, એરોપ્લેનની પેઠે પગ પર થોડેક સુધી દોડીને એ પોતાના દેહને આકાશમાં ઊંચકી લે છે; માથા પરથી પસાર થતાં, ઘરમાં બેઠા હોઇએ તો યે એની પાંખોના જોરદાર સુસવાટા કાનમાં અવાજ પૂરતાં જાય એવાં આ ગીધ-પંખી આકાશમાં ૨૫-૩૦ ફીટ ઊંચે ચડી ગયાં એટલે જાણે રાજદરબારમાં પ્રવેશતા કોઇ મહારાજાની જેમ પોતાનું ગૌરવ ઊભું કરી દે છે. ઊંચે ઊડી રહેલ એ પંખી સામે નજર કરતાં એની અણીદાર પાંખોના એક છેડાથી બીજા છેડા સુધીના સાતથી આઠ ફીટ સુધીના વિસ્તારમાં, આકાશમાં પડેલ આકાશગંગા જેવો સફેદ પટ્ટો ચાલ્યો જતો હોય છે. એની એક બાજુ હોય છે ઝાલર જેવી પાતળી કાળી કિનાર. દબાવેલી ડોક અને પહોળી ટૂંકી પૂછડી એના સમગ્ર પાંખ-વિસ્તાર સમક્ષ વિશિષ્ટ વ્યક્તિત્વનું અભિમાન ઊભું કરવા પ્રયાસ નથી કરતાં. માત્ર પાંખ-સૌંદર્ય જ રજૂ કરતું એ પંખી જરા યે પાંખો હલાવ્યા વગર, માત્ર

પાંખથી જરા જરા હવાને દબાવીને ચકરાવા લેતું ઊંચે ચડતું જાય છે. ઊંચે, ઊંચે, ઊંચે; આઠ ફીટનો પાંખ-વિસ્તાર ચાર ફીટ દેખાય ત્યાં સુધી, બે ફીટ દેખાય ત્યાં સુધી, એક ફીટ દેખાય ત્યાં સુધી; અને એથી યે આગળ વધીને ક્યારેક તો અવકાશમાં માત્ર ટપકું જ તરતું દેખાય ત્યાં સુધી. પણ આઠ ફીટથી ટપકા સુધી આકાશના અસીમ વિસ્તારમાં વિહરતા આ પંખીના ઉડ્ડયન–ચકરાવા કેવા મનોહરી બની જાય છે?

સમુદ્ર–પટ પર વિહરતા નાવને પણ આપણી ટૂંકી નજરને કારણે ક્ષિતિજ–બંધન હોય છે. આ પંખી તો જાણે બંધનમુક્ત થઇને વિહરે છે અને આપણી આંખોને અફાટ વિસ્તારની વિશાળતાનાં મહદ દર્શન કરાવે છે. કુંજના ઉડ્ડયનમાં સમૂહ–સૌંદર્ય હોય છે, સમળીના મધ્યાહ્ન–ઉડ્ડયનમાં દ્રુતવેગી ચકરાવા–સૌંદર્ય હોય છે, પણ ગીધના આ ગગનગામી વિશાળ વિહારમાં અસીમને આરે પહોંચવા મથતા કો મહત્ત્વાકાંક્ષી ભગીરથ પ્રયાસનું સૌંદર્ય છે. આવું સૌંદર્ય આપણા પંખી–સમાજમાં કયાં યે નથી. પક્ષીશિરોમણી ગરુડરાજનાં ઉડ્ડયન–સૌંદર્ય નીરખવાનું ભાગ્ય આપણા પ્રદેશને નથી મળ્યું. પણ એની પછી આ પંખીએ જે ગગનગામી ઉડ્ડયનનું સૌંદર્ય આપ્યું છે તે ઓછું આહ્લાદક નથી. એનું ઉડ્ડયન જાણે એને અદષ્ટ લિસોટે લિસોટે આપણી માનવ–દૃષ્ટિને લઈ જાય છે દૂર દૂર, કોઈ અભેદને આરે; જાણે ખેંચી જાય છે કોઇ સર્વોન્નત શિખર માથે, કોઇ વિકાસની અસીમ ટોચે, કોઈ પણ જાતનાં બંધનોને તોડીફોડીને સીમાની પેલી પાર. એવું એક જ ગીધ નહિ, પણ અસંખ્ય ગીધ બપોરને સમયે આકાશના અસીમ વિસ્તારમાં વિહરવા માંડે છે ત્યારે તો સૌંદર્ય–નિરીક્ષણ કરતી આંખો મીઠી મૂંઝવણમાં પડે છે.

એક પંખી આકાશના આ કાંઠાથી પેલા કાંઠા સુધીના વિસ્તારને માપવા દોડતું હોય છે, તો બીજું પંખી પોતાના નાના વર્તુલમાં ઊંચે ઊંચે ચડતું ઉન્નતગામી સામ્રાજ્ય જમાવતું જતું હોય છે. કોઇ પંખી વિશાળ વર્તુલો રચીરચીને અદીઠ તાંતણા વીંટયે જતું હોય છે, તો કોઈ તીરવેગે નીચે આવી, ગોથ મારીને પાછું ઊંચે ચડી જતું હોય છે. પણ આ બધાથી યે પર, મોટા ભાગનાં ગીધ તો તદ્દન નિરાસક્ત ભાવે, કોઇ યોગીની નિશ્ચલ સમાધિની જેમ વિશાળ ચકરાવા લેતાં વિહર્યા જ કરતાં હોય છે; જાણે કશું કામ નથી, ઉતાવળ નથી; સ્થિર ગતિએ અસીમ વિહાર એ જ જાણે જીવનમંત્ર છે અને એની જ અહોનિશ ઉપાસના કરવાની છે.

એમના આ અસીમ વિહારનું નિરીક્ષણ કોઇ પણ માનવીના મધ્યાહ્ન–

ઉકળાટને શાતા આપે તેવું છે, સંકુચિત પાર્થિવ બંધનોમાંથી ખેંચી લઈને, કલ્પનાના વિશાળ-દરિયામાં રસતરબોળ કરીને ગાયેબ કરી દે તેવું છે; એવું રસ-પાન માત્ર કલ્પનાની ભોમમાં જ થઈ શકે તેવું છે. ચિત્રકારો પંખીના ગમે તેવા અટપટા રંગને મૂર્ત સ્વરૂપ આપી શકશે, તેની દેહછટાને ચીતરી શકશે, પણ ગીધના આ અસીમ વિહારને આલેખવામાં કદાચ કદી સફળ નહિ થાય. ગીધ-વિહાર જાણે માનવ-પીંછીથી અપ્રાપ્ય સૌંદર્ય છે.

માનવ-નયનોને આવું મનોહારી દૃશ્ય આપતાં આ ગીધ આકાશને ઓવારે ઘૂમવા છતાં ધરતી માથેથી પગ ઉઠાવી નથી લેતાં. એમની નજર તો મા ધરિત્રી માથે જ હોય છે. ગમે તેટલે ઊંચે અનંતને આરેથી પણ તેમની દિવ્ય દૃષ્ટિમાં શબ દેખાયું કે ઉડ્ડયન-આનંદ છોડીને સ્વ-કર્તવ્યે પૃથ્વી પર આવવા તૈયાર. ઘડી પહેલાં અગણિત સંખ્યાથી આકાશપટને ભરી દેતાં પંખીઓ તરત જ એ વિસ્તાર ખાલી કરીને શબ-સફાઈ પર આવી જાય. અસીમ ઉડ્ડયન બાદ તરત જ અશુચિ આહાર કરવામાં જરા યે દિલનો રંજ નહિ; એટલો એણે નિષ્કામ કર્મયોગ સાધ્યો છે. સમળીઓ, કૂતરાં, શિયાળવાં, કાગડા વગેરે સાથે અને પોતાની અંદરોઅંદર પણ લડતાં જાય, માંસના લોચા ઉડાવતાં જાય, ગળામાંથી 'ખરરરર' એવા અવાજ કર્યે જાય; આઘાં જાય, પાછાં આવે; એની પાંખો પર ચોટેલ માંસના છાંટા કાગડા એમના દેહ પર બેઠા બેઠા ખાતા જતા હોય, તો યે એનું આહાર-કાર્ય ચાલ્યા જ કરતું હોય. ખાઈખાઈને પક્ષી પાસેના કોઈ ઝાડ પર જઈને કલાકો સુધી પેટમાં પડેલ આહારને પચાવ્યા કરે.

એમના રહેઠાણની નીચે જોઈએ તો ત્રણ-ચાર ઇંચ લાંબા અને અર્ધો ઇંચ પહોળા લંબગોળાકારના કેટલા યે ટુકડા મળી આવે છે. આ ટુકડા એના ઓગાળના હોય છે. શબ વગેરેનો આહાર કરતાં તેમાં આવેલ વાળ, ધૂળ, છાણ, ઊન વગેરે કચરો તે એકઠો કરીને ઓગાળને સ્વરૂપે આ રીતે બહાર કાઢી નાખે છે. આ રીતે એના વર્ગનાં અન્ય ગીધો-રાજગીધ, ઘુવડ વગેરે તથા શિકારી પંખીઓ પણ ઓગાળ કાઢતાં જોવામાં આવે છે.

માળા મોટે ભાગે પોતાની જ મેળે પીપળ, પીપળા, વડ વગેરે પર ઊંચે ઊંચે મોટા સૂંડલા જેવડા બાંધે. ખૂબ ઊંચે એટલા માટે કે લાંબી પાંખો પર ઊડતાં ઊડતાં સીધા માળામાં આવીને બેસી શકાય. અંદર જાડી જાડી કરાંઠીઓ મૂકે. વચલા ભાગે ગોળાકાર બનાવે, જેમાં માત્ર એક જ ઈંડું મૂકે. બચ્ચું બહાર નીકળ્યા પછી ઘણા સમય સુધી ઊડી ન શકે ત્યાં સુધી માબાપને દૂરદૂરથી માંસ લાવીને તેને ખવરાવવું પડે. એ કામ ભારે કષ્ટદાયક, એટલે જ કદાચ એક ઈંડું મૂકવાની એને ટેવ પડી હશે.

જે ઝાડ પર ગીધે માળો બાંધ્યો એના જોઈ લો હાલહવાલ! એના માળા આસપાસની અને નીચેની બધી ડાળીઓ એની સફેદ ચરકથી ભરાઈ જાય અને ગંધાઈ ઊઠે. ગીધનો માળો જોવા ચડીએ તો ડાળીઓને અડતાં આપણા હાથ-પગ પણ ગંધાઈ ઊઠે એવી દુર્ગંધ મારતાં હોય. આથી તો વાડીના કોઈ ઝાડ પર ગીધ માળો બાંધવા આવે તો વાડીવાળા એને બાંધવા દેતા નથી હોતા. એક વાર જે ઝાડ પર માળો બાંધ્યો તેને દર વર્ષે મઠારીને તે વાપર્યા કરે; એવા ઝાડની ડાળીઓ પર અને નીચે જમીન પર પણ એની ચરકના થર ચડયે જ જાય. આસપાસનાં ડાળપાંદડાં વગેરે દૂરથી જોઈ શકાય એટલાં સફેદ થઈ જાય.

એના આવા ગંધારા માળાનો પણ કયારેક આળસુ ઠેલ ઇંડાં મૂકવામાં ઉપયોગ કરે છે. કેમકે ગીધ ઈંડાં મૂકે જાન્યુઆરી આસપાસ અને બચ્ચાં થઈને ઊડી જાય માર્ચ–એપ્રીલમાં. જ્યારે ઠેલનો ઇંડાં મૂકવાનો સમય જુલાઈ–ઓગસ્ટમાં.

## ૨ : રાજગીધ

બેડોળ દેહવાળા આ ગીધસમાજની લાજ રાખનાર છે 'રાજગીધ'–(The Pondicherry કે Black Vulture). ગરજાડાં કરતાં ચળકતા કાળા રંગે શોભતા આ પંખીનું માથું ચળકતા લાલ રંગનું હોય છે. એમાં વધારો કરે છે એના કાન પર લટકતી લાલ રંગની ચામડીની ઝાલર; કૂકડાને માથે હોય માંજર હોય છે તેવી. છાતી અને સાથળ પર સફેદ ચગદાં, જે બેઠું હોય ત્યારે દેખાઈ આવે. ગીધ કરતાં આવા વિશેષ તેજસ્વી રંગોથી શોભતા એના ઘાટીલા દેહને ધારી રાખે છે આછા લાલ રંગના પગ. ઝાડ પર બેઠું હોય ત્યારે યે એનો દમામ રાજશાહી જ લાગે. ગરજાડાં આસપાસ નજર કરતાં હોય તો જાણે ડોસીની પેઠે ડરતાં ડરતાં જોતાં હોય તેમ; પણ આ પંખી તો આસપાસના પ્રદેશને ડારતું હોય તેવી તીક્ષ્ણ દૃષ્ટિથી જ ગૌરવયુકત ડોક ફેરવવાનું. અને એના દમામ જેવો જ એનો સ્વભાવ



દમામદાર રાજગીધ

પણ તીખો છે. ગરજાડાંનાં ટોળાં વચ્ચે આવાં એકાદ–બે રાજગીધ પડે એટલે બીજાં બધાં એને ખસીને માર્ગ આપે. એ ખાતું હોય ત્યાંસુધી કોઈ પડખે યે ન છએ. ડરતાં ડરતાં ગરજાડાં શબ તરફ આગળ વધવા જતાં હોય ત્યાં રાજગીધ એના તરફ નજર ફેરવે કે માંડે ભાગવા.

તેઓ ઊડે ત્યારે પણ ભારે દમામથી. ઊડતાં ગરજાડાંની પાંખ વચ્ચે એક છેડેથી બીજા છેડા સુધી સળંગ સફેદ પટ્ટો દેખાય, ત્યારે રાજગીધને વચલા ભાગે બે જબરાં સફેદ ચગદાં જ દેખાય. એના પરથી ઊડતાં ગરજાડાં તથા રાજગીધને જુદાં તારવી શકાય;

ગરજાડાંનાં ટોળાંમાં બે કે ત્રણચારની જ સંખ્યા ધરાવતાં આ રાજ-ગીધ પણ શિયાળામાં પીપળ, વડ કે એવાં ઝાડ પર માળા બાંધીને ઇંડાં મૂકે છે.

આ રાજગીધ કરતાં સંખ્યામાં સહેજ વધારે એક બીજું ગીધ જોવામાં આવે છે. ગરજાડાં કરતાં સવાયા દેહે; ઘાટ બાંધી દડીનો; રંગ વિશેષ બદામી અને ગરજાડાં કરતાં શોભીતો. બેઠાં હોય તો યે દૂરથી એના રંગ અને મોટા દેહથી ઓળખી શકાય. આ ગીધ ઘણું કરીને પહાડોની ટૂંકો પર માળા બાંધે છે. કાઠિયાવાડમાં આવાં પંખીના માળા આસપાસના ડુંગર–વિસ્તારને 'ગરજ્ય–ગાળો' એવાં નામ પણ કયાંક કયાંક મળ્યાં છે.

## ૩ : ઘુઘડ અથવા સફેદ ગીધ

આપણે ત્યાં ચોથું સફેદ ગીધ (The Neophron) વસે છે. એને જનસમાજ સફેદ સમળીના ભ્રામક નામથી ઓળખે છે. કયાંક એનું સ્વતંત્ર નામ 'ઘુઘડ' પણ બોલાય છે. એનો ઘાટ અને રંગ અન્ય ગીધથી તદ્દન જુદો પડી જાય તેવો. બધાં ગીધમાં આ ગીધ સૌથી નાનું; સમળીથી સહેજ મોટા કદમાં. એના પીળી લાંબી પાતળી ચાંચવાળા બોડકા માથા પાછળ પીછાંની આછી ઝાલર હોય. પગ પણ પીળા. પાંખો સફેદ: એના છેડા આછા કાળા. પાંખો ઊડે ત્યારે લાંબી



સફેદ ગીધ અથવા ઘુઘડ

આ ધુધડમાં અન્ય ગીધ જેવી ઉડ્ડયન–શક્તિ નથી. એથી તેણે પોતાનું આહાર–સ્થાન માનવ-જાતનાં અશુચિ સ્થળોમાં નક્કી કરી લીધું છે. ગંદાં કોહેલાં શબોને અન્ય ગરજાડાં સાફ કરે, જ્યારે આ ધુધડ તો એથી યે આગળ વધીને, ગરજાડાં પણ જેને ન સૂંઘે એવાં માનવીનાં શૌચાગારોમાં રખડીને ગંદકી સાફ કરી નાખે છે. આથી તો ગંધાતાં ગીધોમાં યે એને ધૃણાસ્પદ અને કનિષ્ઠ સ્થાન અપાયું છે. આપણાં લોકો એના તરફ નજર કરતાં યે નાકનું ટીચકું ચડાવે છે. અંગ્રેજોએ તો એનું નામ જ The Scavenger Vulture: ભંગી–ગીધ પાડી દીધું છે. ભંગીઓ આખા ગામનું મેલું ભેગું કરીને દૂર દૂર ખેતરોમાં ઠાલવી આવે છે, તેને ધુધડનાં ટોળાં સાફ કરી નાખે છે.

પણ આ ધુધડને એના સફાઇકામ માટે આ પૃથ્વી પર પૂજનારા લોકો નીકળ્યા છે અને તે મીસરના લોકો–ઇજીપ્શિયનો. તેઓ એને The Pharoah's chicken : દેવસ્વરૂપ રાજાનું બાળક જ માનતા અને પૂજનીય ગણતા. એનો માળો અતિ પવિત્ર ગણાતો. આથી તેના માળામાં તેઓ લૂગડાંના કટકા બાંધી આવતા અને ધુધડનાં બચ્ચાં મોટાં થઇને ઊડી જાય તે બાદ એ કટકા ઘરમાં લાવીને ઠેર ઠેર બાંધી રાખતા અને તેથી અશુભનું નિવારણ થયું માનતા. એ કટકાને ખાસ કરીને બાળકને ઘોડિયે બાંધતા અને બાળકને સુરક્ષિત માનતા.

ઇજીપ્શિયન લોકો તો મોટા ગ્રીફન ગીધને પણ પવિત્ર માનતા અને મૃત્યુ બાદ તે સડી ન જાય માટે તેના શબની અંદર સુગંધીદાર મસાલા ભરીને સાચવી રાખતા. સદીઓ બાદ પણ એવાં સુરક્ષિત શબ મળી આવ્યાં છે.

ધુધડ ઉનાળામાં માળા બાંધે છે અને ઇંડાં મૂકે છે. ગરજાડાંની પેઠે એ પણ જ્યાં માળો બાંધે એ ઝાડ ગંધાઇ ઊઠે. વધારામાં, બે–ત્રણ–ચાર ધુધડ એક જ ઝાડ પર માળો બાંધે છે, તેથી ઝાડ વિશેષ ગંધાઇ ઊઠે છે.

માળા પણ જુઓ તો ગંધારા ને ગોબરા; એમાં વાળ, ઊન, ચીંથરાં, માટી એવો કૂચોકુથ્થો ભર્યો હોય. તેમાં વિશેષ ગંદવાડો કરે એની પોતાની ચરક. માળાની ઉપરના જ ભાગની ડાળીએ બેસીને ચરકયા કરે અને માળાને બગાડયા કરે. આસપાસની ડાળી ને પાંદડાં સફેદ રંગનાં થઇ ગયાં હોય.

ઈંડાં બેથી ત્રણ, ખડી જેવા ભૂખરા સફેદ રંગનાં મૂકે. એમાં આછાં છૂંદણાં પણ હોય. ધુધડનાં બચ્ચાંની પાંખો બાળપણમાં આછા ધુમાડિયા રંગની હોય. ચાંચ તો બરાબર પીળી જ. બચ્ચાં પુખ્ત વયનાં થતાં એમની પાંખો એમનાં માતાપિતાની પેઠે સફેદ રંગની થઇ જાય છે.

## શૂરવીરોની સંગાથી

# સમળી

'દયાધર્મના ધુરંધરો પારેવાંને ચણ નાખે, રૂપના આશકો મોરલા પોપટને રમાડે, પણ સમળાઓની સાથે તો શૂરવીરો જ રમત માંડે. શૂરાને અને સમળાને રણસંગ્રામમાંથી સ્નેહ લાગી પડ્યો છે. સમળાઓ તો અપસરાઓના અવતાર છે. માણસિયાવાળા દરબારને જીવતરમાં બે જ શોખ હતા: એક ખાંડાની ધારે રણ ખેલવાનો,



સમળી

અને બીજો થાળી જમીને સમળાઓને રોટલા ખવરાવવાનો. દરબારગઢની પછવાડે ભાદરની ભેંકાર ઊંચી ભેખડો પર ઊભીને માણસિયો રોટલાનાં બટકાં ઉછાળે. ઉપર આભમાં થર વળીને ઊડતી એ પંખણીઓ અદ્ધરથી ને અદ્ધરથી એ બટકાં ઝીલી લે, પાંખો ફફડાવીને પોતાના પ્રીતમ ઉપર જાણે કે પાંખો ઢોળે, અને આભમાં ચકર ચકર ફરીને કિલોલાટ કરતી સમળીઓ જાણે રાસડા લેતી હોય એવું લાગે.'

સમળીઓનો શોખીન આ માણસિયો વાળો સગાંઓના દગાથી કાળા કોઠામાં કેદ પકડાયો. 'બંદીવાન ખાતો નથી, પીતો નથી, આસમાન સામે આંખો માંડીને બેઠો રહે છે. આભને આઘે આઘે કાંઠે એક સમળાને ઊડતી

જુએ છે...એને સમળાઓ સાથેના ગેલ યાદ આવ્યા...ત્યાં તો 'ક...ર...ર...ર' એવો સૂર એણે આભમાં ઊડતી સમળીની ચાંચમાંથી સાંભળ્યો.

'આવ, આવ, આવ' એવા આપા માણસિયાએ આવકાર દીધા. સમળા પાંખો સંકેલીને નીચે ઊતરી. આપાએ પોતાની ભેટમાંથી કટાર ખેંચી પોતાના પગની પીંડી ઉપર ચીરો માર્યો. તરબૂચની ડગળી જેવું લાલ ચોસલું પોતાની કાયામાંથી વાઢીને આપાએ અદ્ધર ઉલાળ્યું, સમળાએ આનંદનો નાદ કરીને અદ્ધરથી એ ભોજન ઝીલ્યું. બીજી સમળીએ ચીસ પાડી. બીજું ચોસલું માણસિયાએ પોતાની મસ્તાન જાંઘમાંથી વાઢીને ઉલાળ્યું. ત્રીજી આવી, ચોથી આવી, જોતજોતાંમાં તો સમળાઓના થર બંધાઇ ગયા. આપાને આનંદના હિલોળા છૂટયા. હસતો હસતો, પંખણીઓને પ્યાર કરતો, એ પોતાની કાયા વાઢતો ગયો અને આભમાં મિજબાની પીરસતો ગયો. સાંજ પહેલાં એણે દેહ પાડી નાખ્યો......

'માણસિયાની નનામી નીકળી છે. આભમાં સમળાઓનાં ટોળાં ઊડે છે. પોતાનો પ્રીતમ જાણે કે શયનમંદિરમાં પોઢવા પધારે છે એમ સમજીને સમળાઓ નીચે ઊતરી, શબને વળગી પડી, પોઢેલા સ્વામીનાથને પંખા ઢોળવા લાગી. લોકોએ વાંસડા મારીને પંખીને અળગાં કર્યાં.

'ચિતાને આગ મેલાણી અને ચારણે મોઢું ઢાંકીને મરસિયા ઉપાડયાઃ

**ચે' માથે શકત્યું તણા, પાંખાના પરહાર,**
**ભખ લેવા આવી ભમે, માટી તારી માણસા !**

'તારી ચિતા ઉપર સમળી રૂપી શકિતઓ આવીને પાંખોના પ્રહારો કરે છે. તારા સરખા શૂરવીરના માંસનો ભક્ષ કરવા એ સુંદરીઓનાં વૃંદ વળ્યાં છે.'

( સૌરાષ્ટ્રની રસધારઃ ભાગ ચોથો )

આ શૂરવીર આવા ફૂવડ પંખી સાથે નેડો બાંધી દેહ પાડવા સુધી કાં પહોંચ્યો ? એ ફૂટ જેવડી એની કાયાનો રંગ તો જાણે ઊડીઊડીને ઢોળાઈ ગયો લાગે છે; જાણે આકાશમાં ચકરાવા લેતાં સૂર્યનાં કિરણોએ એના રંગને શોષી લીધો છે અને રહેવા દીધો છે ભૂંડો એવો ભૂખરો બદામી રંગ. બદામી રંગનું નામ આપવામાં યે બદામી રંગને નાનપ લાગે એવું છે. સૂકા ઝાડનાં છોડિયાં જેવો રંગ કહીએ તો ચાલે. ડોક અને પીઠ પર આછાં તલકાં ખરાં. પાંખના છેડા જરા કાળાશ પડતા. ઊડતી હોય ત્યારે પાંખો અને પૂછડીનો નીચલો ભાગ ઊજળો લાગે. એવા વહરા રૂપમાં પીળા પગ કે કાળી ચાંચ

ઊલટો કુરૂપતામાં વધારો કરે છે. છતાં આવા પંખી માટે પેલા શૂરવીરે કટકે કટકે કાપીને દેહ કાં પાડી નાખ્યો ?

કારણ કે, આપણે ત્યાં સમળી અપ્સરાઓનો અવતાર મનાય છે. ક્યાં અપ્સરા અને ક્યાં આ કૂવડ સમળી ! આવી માન્યતા ફેલાવનાર કોણ અક્કલ-હીણો જાગ્યો ? ના, અક્કલહીણો ન હતો; એ માન્યતા પાછળ એક વાસ્તવિકતા છે. રણથળમાં ખાંડાના ખેલ જામે અને લોહીની છોળો સાથે વીરોનાં અંગેઅંગ ઊડવા માંડે ત્યારે ત્યાં હાજર રહેનાર એક જ પંખી હોય છેઃ સમળી. ગીધ અને કાગડા આવે ખરા, પણ મુખ્ય તો સમળી જ. મોત ટાણે જે પંખી ભેરુબંધ થઇને દેહ પર બેસે છે એને શૂરવીરોએ પોતાનું પ્રિય-જન માન્યું. શૂરવીરોને બિરદાવનાર ચારણોએ એને શૂરવીરોના મૃત્યુ બાદ સ્વર્ગમાં વરવા ઇચ્છનારી અપ્સરાઓ કલ્પી.

યુદ્ધ સાથે જોડાયેલું સમળીનું આ ભેંકાર સ્વરૂપ તો ઘ્રોળ પાસે ખેલા-યેલા પેલા ભયાનક 'ભૂચરમોરી'ના યુદ્ધ પહેલાં એક બાઇને દેખાયું હતું. બાઇને દિવસો સુધી 'ભુચર મોરી'ના મેદાનનાં ઝાડવાં પર બેસીને સમળીઓ વાતો કરતી દેખાયેલી, થોકેથોક ઊડતી દેખાયેલી અને થોડા દિવસો બાદ જ ત્યાં એ ખૂનખાર યુદ્ધ ખેલાયું. સમળીઓનું આ જાતનું સ્વપ્નદર્શન આગામી ભયાનક યુદ્ધમાં મરનારા શૂરવીરોને પરણવા તત્પર અપ્સરાઓનું સૂચક મનાયું હતું અને ચારણી સાહિત્યના ઉત્તમ ગ્રંથ 'વિભાવિલાસ'માં એનું સુંદર વર્ણન કર્યું કહેવાય છે.

માણસના ઘવાયેલા દેહ પર ઊડવાની એની રીતનો ઉલ્લેખ એક ઉત્તર હિંદુસ્તાની ગીતમાં પણ મળે છે. કામાસક્ત દેર એની ભોજાઇને પરણવા માગતો હતો. એ માટે એણે પોતાના ભાઇને મારી નાખ્યો અને ભાઇ મરી ગયાની ખોટી વાત ઘેર આવી કરી, પોતાને પરણવા માગણી કરી. ભોજાઇ સમજી ગઈ. એણે કહ્યુંઃ તને પરણીશ ખરી, પણ કહે તો ખરો કે—

कहवै मार्यो, कहवै बहायउ, कहां के चिल्हरिया मडराय मोहे राम—

'તેં એને ક્યાં માર્યો, ક્યાં ફેંકી દીધો અને કયે સ્થળે એના પર સમ-ડીઓ ઊડી રહી છે ?' કામાસક્ત દેરે જવાબ આપ્યો :

ऊंच वै मारेउ, खलवै बहायउ, सरगे चिल्हरिया मडरानी मोहे राम—

ટેકરી પર માર્યો, ખીણમાં ધકેલી દીધો અને એના શબ પર આકાશમાં સમળીઓ ઊડી રહી.

એ જ રીતે સમળીના માંસ ખાવાના આ સ્વભાવની સુંદર રજુઆત તો મુળરાજ સોલંકી સાથે જોડાયેલી એક કથામાં આવે છેઃ

પાટણનો ચાવડો રાજા સંગ્રામસિંહ પોતાના ભાણેજ મૂળરાજ સોલંકી પર ખુશ થયો અને તેણે તેને કાંઇક માગવા આગ્રહ કર્યો. મુળરાજે 'લીંબુ-ઉછાળ–રાજ'ની માગણી કરી. એટલે કે આકાશમાં લીંબુ ઉછાળ્યા બાદ જમીન પર પડે ત્યાં સુધીનું રાજ. આકાશમાં તો લીંબુ થોડી ક્ષણ જ ટકી રહે; એટલે થોડીક જ ક્ષણોનું રાજ મામાએ રાજીખુશીથી આપ્યું. પણ ચાલાક ભાણેજ મૂળરાજ સોલંકીએ લીંબુની આસપાસ માંસ વીંટાળી દીધું અને સમળીઓને એકઠી કરીને તેમની તરફ આકાશમાં ફેંકયું. સમળીઓ તેને માંસનો ટુકડો જ સમજીને અદ્ધરોઅદ્ધર ઝીલીને ઉઠાવી ગઇ. લીંબુ નીચે પડયું નહિ અને રાજગાદી મૂળરાજ સોલંકીને કાયમને માટે મળી.

આવી કથાઓને સ્વરૂપે સમળી લોકકથાઓમાં આગળ વધે છે અને માતા કાળકાનું સ્વરૂપ પામે છે. કાળકામાતાને બત્રીશલક્ષણાનો ભોગ જોઇએ ત્યારે બત્રીશલક્ષણો રાજા વીર વિક્રમ હાજર થાય; પણ માતા એને બદલે બીજા બત્રીશ-લક્ષણા વીરાજી પાસે સમળાનું રૂપ લઇને અંધારી રાતે પોતાની પાંખો ફફડાવતી ખરરર કરતી આકાશને માર્ગે ઊડે; ગટાટોપ વાદળાંને પાંખોની થપાટો મારી પછાડતી જાય અને એ પાંખોનો માર વાગતાં પવન તો સુસવાટા મારે; (વીરાજી એની મેડીમાં બેઠા પત્ની સાથે વાતો કરતો હોય) ત્યાં તો ધરરર ! સમળાને રૂપે માતાજી મેડીને માથે બેસે અને કડડડ કરતી આખી મેડી હલમલી ઊઠે.

(દાદાજીની વાતો)

ઉડ્ડયનની ઝડપને કારણે જેનું સ્વરૂપ કાળકા માતાએ ધર્યું એની સાથે ઝટઝટ સંદેશો મોકલવા વિયોગે ઝૂરતી નારીઓએ પણ પ્રીત બાંધી અને એને સંદેશવાહક બનાવી દીધીઃ

सरग उडइ एक चिल्हिया, सरब गुन आगरि,
चिल्हियां जहं पाठवो, तहं जातेउ,
सनेसिय लइ अउतेउ–

'આકાશમાં ઊડતી સમળી તો સર્વગુણસંપન્ન છે, એને તો ગમે ત્યાં મોકલો ત્યાં તે જાય અને સંદેશો લઇ આવે.'

આવી સમળી સાથે સાસુથી દુઃખી થતી ગુજરાતી ગ્રામનારી પણ પોતાના પિયર તરફ સંદેશો મોકલતી કે :

**એક અદ્દર સમળી સમસમે, બેની મારો એક સંદેશો લઈ જા.**
**કૂવો રે હોય તો તાગીએ ઓલ્યા સમદર તાગ્યા કેમ જાય જો...**

ભીડમાં પડેલી ચારણ દેવલબાઇએ પણ સમળી રૂપ ધરીને જ ગાયોની વહારે ધાવા માટે 'પીર પાબૂજી'ને સંદેશો પહોંચાડયો હતો :

**સમળી રૂપ સજાય, ફૂટી દેવલ કાંગરાં,**
**જાયલ ગાયાં જાય, કો પાબુ ચડશે કહે ?**

સમળીને વિવિધ રૂપ સજાવીને સંદેશા તો મોકલ્યા, પણ સમળી તો આપણે ત્યાં બારે માસ રહેનારું પંખી. એની દ્વારા સંદેશા મોકલવા કેમ શરૂ કર્યા ? એક જ કારણ લાગે છે અને તે એની ઉડ્ડયનની ઝડપ. દિવસના ગમે તે ભાગમાં આકાશ સામે નજર નાખજો. કયાંક ને કયાંક સમળી ઊડતી દેખાવાની જ. કલાકો સુધી એ ગામ માથે અને સીમમાં થાકયા વિના ચકરાવા માર્યા કરે છે. ઊડતાં જ એને ખોરાક શોધવાનો હોય છે તેથી એની પાંખોને પૂરેપૂરાં શક્તિ અને વેગ મળ્યાં છે.

ઘર માથે ફરતી એ કયારેક છોકરાના હાથમાંથી ઝોંટ મારી બટકું ઉપાડતી જાય છે, પાંખની થપાટથી છોકરાને પાડતી જાય છે અને ઘરમાં બૂમાબૂમ મચાવે છે. કયારેક વળી બજાર માથે ફરતી, કોઇ ગામડિયાની પાઘડી માથે ઝોંટ મારી અંદર ભરાવેલા ખાવાના સાથે પાઘડી ઉપાડી જાય છે ને આખી બજારના હાસ્ય વચ્ચે ગામડિયાને પાઘડી માટે દોડાદોડ કરાવે છે.

એની આ ઝોંટ કયારેક વગડામાં ભારે દીપી નીકળે છે. ખેતરમાં નાનો સાપ કે ઉંદર નીકળતો ભાળે કે એની આંખો નિશાન માંડે છે, ક્ષણવારમાં તો પાંખોને પણછ ખેંચેલા બાણના આકારે સંકેલી લે છે અને સુસવાટા મારતો નાનો શો બોંબ પડે એમ ઝબ્બ દઇને, પોતાના શરીરને ગોળો બનાવીને ભક્ષ માથે ફેંકે છે. પલક વારમાં તો ભક્ષને પગમાં પકડી એ અદ્ધર ઊપડી જાય છે. પાંખની આ ઝપટમાં જો માણસ આવી ગયો તો એને પણ શરીરને સ્થિર રાખવું મુશ્કેલ બને. એની આ ઝપટ તો હિંદીમાં સૂચક બની જઇને 'ચીલઝપટ્ટા'ને નામે (ચિલ : ચિલ્હિયા એટલે સમળી) શબ્દાંકિત થઇ ગઇ છે; એના અનુકરણમાંથી આપણે ત્યાં પણ 'ચીલઝડપ' શબ્દ પ્રચલિત થતો જાય છે.

ચારે બાજુથી ભક્ષ્ય ઉપાડી જતી સમળી ભક્ષ્યને નિરાંતે ખાવા જેટલી ધીરજ સેવી નથી શકતી; પગમાં પકડેલો ભક્ષ્ય ઊડતાં ઊડતાં જ એ ખાવા માંડે છે. પંખીજાતમાં આ રીતે પગમાં પકડીને લહેરથી ખાવાની ટેવ ધરાવતાં હોય તો તે બે જ પંખીઃ પોપટ અને સમળી. પણ સમળીને એનાં

જ સગાંવહાલાં આ રીતે સુખથી ખાવા નથી દેતાં. એકાદ સમળીના પગમાં ભક્ષ્ય આવે કે અન્ય સમળીઓ આવી પહોંચે અને પાંખના ફટાકા મારતી, પગની ઝોંટ મારીને ભક્ષ્ય ઉપાડી જાય છે; પણ તે ભક્ષવા જાય એ પહેલાં ત્રીજી સમળીએ તેના પગમાંથી ભક્ષ્ય પડાવી લીધો હોય છે, જે કેટલીક વાર ચોથી સમળીના પગમાં જઇ પહોંચે છે. આ ઝોંટાઝોંટની રમત તો ક્યારેક 'છૂટદડી' રમતા છોકરાઓનો ખ્યાલ ઊભો કરે છે. અલબત્ત, છોકરાઓ દડો ફેંકી દેતા હોય છે, જ્યારે સમળીઓ ભક્ષ્ય પડાવી જતી હોય છે.

પણ આવી સમળીને એનાં સગાંવહાલાં કરતાં પેલો હાડિયો : કાગડો ભારે હેરાન કરે છે. સમળીના પગમાં ભક્ષ્ય ભાળ્યો એટલે કાગડો પોતાનો ગરાસ લૂંટાઇ ગયેલો જ માને અને તરત પાછળ પડે. ચાંચો મારતો જાય અને ભક્ષ્ય પડાવવા મહેનત કરતો જાય. પણ સમળી ક્યારેક પાંખનો ફટકો, તો ક્યારેક ચાંચનો ઝટકો મારતી જાય અને સ્થિતપ્રજ્ઞ ભાવે આહાર આરોગતી જાય. અલબત્ત, ઝાઝા હાડિયા ભેગા થઇ ગયા તો એને નાસ્યે જ છૂટકો. અને એ પણ સાચું કે ઝાઝી સમળી ભેગી થઇ ગઇ તો હાડિયાભાઇને પણ 'દ્રાક્ષ ખાટી છે' એમ મનમાં કહીને રસ્તો માપ્યે છૂટકો !

સમળી સાથે કાગડાને જાણે કોયલ જેટલું જ જૂનું વેર લાગે છે. નિરાંતે કાગડામંડળ ખાતું હોય ત્યાં ઝડપ મારીને સમળી આહાર ઉપાડી જાય એ એને કેમ ગમે? એનું વેર કાગડા સમળી માળો બાંધતી હોય ત્યારે વાળી લે છે. સમળી માળો બાંધતાં બાંધતાં કરાંઠી લેવા જાય કે કાગડા માળો વીંખી નાખે.

પણ દીઠેય ન ગમતી આ સમળી છે ગરુડના વર્ગનું શિકારી પંખી. શિકારી પંખીનાં પ્રધાન લક્ષણો પ્રમાણે એને પણ છેડેથી વળેલી તીણી ચાંચ અને જોરદાર વાંકા વાંકા નહોરવાળા પગ મળ્યા છે. સમળી એના શિકારને માંદા પોપટ, કબૂતર, ટુકટુક, ચકલાં, ઉંદર, સર્પ, ગરોળી અને દેડકાંની વિવિધતાથી ભરી દે છે ખરી; પણ એનો મુખ્ય આહાર તો સડતું માંસ, આપણો ગંદવાડ અને કોહેલું અનાજ હોય છે. ગીધની સાથે એ મરેલ ઢોરનાં માળખાં ચૂંથતી હોય છે અને ગીધડાં ઊડી ગયા પછી બાકી પડેલા માંસના નાના લોચા ઉડાવી જમીન વાળીચોળીને સાફ કરી નાખે છે. ફળિયામાં કે ઉકરડામાં મરેલો ઉંદરડો કે કોહેલું અનાજ પડ્યું હોય તે ઉપાડી જવાની અને વારંવાર આવીને સાફ કરી જવાની. એ રીતે આપણાં આંગણાંનું એ ભંગીકર્મ કરે છે. એથી તો એનું અંગ્રેજીમાં નામ પડયું છે: The Common Pariah Kite : પરિયા એટલે ભંગી. એ રીતે શરીરે સુંદર ન

ન હોવા છતાં ક્રમે એ સુંદર છે. આપણને તો એથી ઘણો ફાયદો થયો છે અને ગમે ત્યાંથી ગમે તે ખાઇ શકવાની એની શક્તિએ એની જાતને ફાલવા-ફૂલવામાં ઘણી સહાય આપી છે.

એના ભંગીકર્મનો ઉપકાર આપણા લોકોએ ભાદરવા માસમાં વાળી દીધો છે. આ માસમાં પિતૃઓને દૂધ–ચોખાનું શ્રાદ્ધ નાખતાં આપણાં લોકો કાગડાને પિતૃઓ ગણે છે, જ્યારે સમળીને કુટુંબની મરી ગયેલ ડોશીઓ માને છે. પિતૃઓનાં જડબાં તો જોરાવર હોય એમ ગણીને શ્રાદ્ધની રોટલી કાગડા તરફ ફેંકે છે; જ્યારે ડોશીના દાંત પડી ગયા હોય તેથી ભાવથી ખીરખીર સમળી તરફ ફેંકે છે! પણ ખીરથી સમળીનું પેટ ક્યાંથી ભરાય? એ પણ રોટલી લેવા જાય અને પિતૃઓ સાથે લડાઇ ઊભી થાય. બિચારી ડોશી! મર્યા પછીયે એને સમળી સ્વરૂપે લડવાનું જ રહ્યું!



'પક્ષીપુરમ'માં પૂજારીએ ધરેલ ખીર ખાતી સમળીઓ.

પણ સમળીને સાચેસાચ માન આપ્યું છે મદ્રાસીઓએ. તીરૂકાલીકુન્દ્રમ નામના મદ્રાસથી ૫૦ માઇલ દક્ષિણે આવેલ ગામને તેઓ 'પક્ષીપુરમ્!' કહે છે. અંગ્રેજોએ એનું નામ પાડી દીધું છે: The Sacred Hill of Kites. એ ગામ પાસેની ટેકરીની તળેટીમાં અને શિખર પર બે મંદિરો છે. એ ટેકરી પર મંદિરનો પૂજારી રોજ બપોરે ઘી, ચોખા અને ગોળની ખીર બનાવીને એક પથ્થર પાસે બેસે છે અને મંત્રો ભણે છે. ત્યાં તો બરાબર બાર વાગે બે સફેદ સમળીઓ ત્યાં આવે છે. પૂજારીએ ધરેલ પાણીની થાળીમાં તેઓ પ્રથમ ચાંચ ધોઈ લે છે; પૂજારી યાત્રાળુઓને એ પાણી ચરણામૃત તરીકે આપે છે.

ત્યાર બાદ સમળીઓ પૂજારીએ ધરેલી ખીર ખાઇને ઊડી જાય છે. પાછી બીજે દિવસે બરાબર બાર વાગે હાજર થાય છે. જીલ્લાનાં સરકારી રેકર્ડ પ્રમાણે સૈકાઓથી આ સમળીઓ આવીને આ રીતે આહાર લઇ જાય છે એમ કહેવાય છે. આ સમળીઓ એકની એક હશે કે બીજી, એ નક્કી નથી થઇ શક્યું. બાકી એની આસપાસ કલ્પના-જાળો તો ઘણી ગૂંથાયેલી છે. કોઇ કહે છે કે આ બે સમળીઓ પૂર્વાવતારમાં સાધુ હતી, પણ પ્રભુનો અપરાધ કરતાં શાપિત થઇને સમળીઓ સર્જાઇ છે. આ જગ્યા પર આવીને તેઓ પશ્ચાતાપ માટે પ્રભુની પ્રાર્થના કરતી બેસતી, તેથી તેમનું તપથી જોઇને લોકોએ તેમની પૂજા આદરી, મંદિર પણ ચણી નાખ્યાં અને રોજ ખીર ખવરાવવાની વ્યવસ્થા કરી દીધી. વાત વિશેષ વિસ્તરતાં લોકો એ સ્થળે જાત્રાએ પણ આવવા લાગ્યાં. વળી કોઈ કહે છે કે આ બન્ને સમળીઓ રાત્રે સેતબંધુ-રામેશ્વર જઇ પ્રભુને પગે લાગી આવે છે અને દિવસે પાછી અહીં આવી પહોંચે છે.

પણ ઊભા વરસમાં માત્ર શ્રાદ્ધ વખતે સમળીને યાદ કરનાર આપણાં લોકો પછી એના તરફ નજર નાખવા યે નવરાં નથી થતાં. નહિ તો ગમે તે ઋતુમાં, ખાસ કરીને શિયાળામાં, બપોરને સમયે ફળિયામાં ખાટલો નાખીને આકાશ સામે નજર માંડે તો આ સમળીઓની ઊડવાની કળા જોઇને આરામ સાથે સહેજે આનંદ મેળવી શકે. વિધવિધ વાવડા સામે સુકાન સાચવીને વહાણને ગતિ આપતા કોઇ સુકાનીની અદાથી કે ગમે તેવા વાવંટોળમાં રડર કાબૂમાં રાખીને વિમાનને સેરવ્યે જતા કાબેલ વિમાનીની અદાથી એ પૂછડીને ઊંચીનીચી કરતી, શરીરને વાળતી, ફંગોળતી ને નમાતી જાય છે અને તડકાને કારણે વિશેષ વાસ મારી ઊઠવાથી ગંધાતા પદાર્થોને ઉઠાવતી જાય છે. કલાકો સુધી આ ચકરાવા લહેરાયા કરે છે અને આકાશમાં અદશ્ય લિસોટા પાડયા કરે છે.

એના ઉડ્ડયનમાં સૌથી વિશેષ મદદગાર બને છે એની પૂછડી. ૨૪-૨૫ ઇંચ લાંબા એના દેહમાં લગભગ અર્ધા કદ સુધી એની પૂછડી પહોંચે છે. સમળી બેઠી હોય ત્યારે બેલાખિયા આકારે દેખાતી એની પૂછડી ઊડતી હોય ત્યારે ઘણી પહોળી થઇ શકે છે અને તેથી પાંખો પહોળી થતાં ૪-૫ ફીટ લાંબા એના પાંખ-વિસ્તારને આસાનીથી તોળી રાખવામાં અને આડાઅવળા ઉડ્ડયન-ઝોક આપવામાં સુકાનની પેઠે તે મદદગાર બને છે.

એના આ ઉડ્ડયનને અંગ્રેજ લોકોએ સન્માન્યું અને તેથી જ એના નામ Kite પરથી પતંગનું નામ પણ Kite પાડયું. પતંગ પણ આભમાં ચકરાવા

પાડીને જ સૌંદર્ય રચે છે ને ! વર્ષો પહેલાં લંડનમાં તો અંગ્રેજ લોકો પોતાને ત્યાં આવતા મહેમાનોને બપોરને સમયે સમળીઓનું ઉડ્ડયન બતાવવા ગામ બહાર લઈ જતા. એનું ઊડ્ડયન– સૌંદર્ય નીરખીને તો ઇંગ્લાંડમાં કાવ્યો લખાયેલાં કે—-

Kites that swim sublime,

In still repeated circles, screaming loud.'

'સમળીઓ અવકાશમાં તીણી ચીસો નાખતી શાંત, અવિરત ચકરાવા રચતી અવકાશમાં મનોહરી રીતે ફર્યા કરે છે.'

પણ આ સમળી આજે તો ઇંગ્લાંડનો કિનારો છોડી ચાલી ગઇ છે. અંગ્રેજોએ તો એની પાછળ ખાસ બાજ અને શકરા છોડીને શિકારની મોજ માણવી શરૂ કરી હતી. ઊડવામાં વેગીલી સમળીઓ બાજને ભારે હંફાવતી. પણ આ મોજ ખર્ચાળ હોઇ ઉમરાવજાદાઓમાં જ મર્યાદિત રહેલી. આથી તો ફ્રેંચ ભાષામાં સમળીનું નામ The Royal : 'રાજશાહી' એ ભાવાર્થનું પડી ગયેલું.

સવારને પહોર ઊઠતાં વેંત એ પાંખ પર ચડીને કોઇ નદી કે તળાવનાં ખાબોચિયાં પર ચકરાવા લીધા કરવાની. પાણીમાંથી માછલાં પકડતાં બગલાં પર ઝપટ મારતી જાય, કયારેક એમાં સફળતા મેળવતી જાય અને મોટે ભાગે પાણી પર ભેગા થયેલા કચરાને ન્યાય આપતી જાય. બે ત્રણ કલાકના આ ઉડ્ડયન પછી કોઇ ઝાડ કે ઘર ઉપર કલાકો સુધી બેસી રહે. પાછું બપોરનું ઉડ્ડયન અને સાંજને વખતે કોઇ નદીના હુંફાળા પટમાં પહોંચીને, મોંની એક પણ રેખા ફરકાવ્યા સિવાય કલાકો પસાર કરે; જાણે કલાકોથી બેઠી છે અને કલાકો સુધી ઊડવાની નથી.

જેવી એની ઊડ વેગીલી છે, તેવી એની ચીસ પણ તીણી અને તીવ્ર છે. 'ચી......લી......લી......' કરતી એની ચીસ કયારેક દૂરથી ઘોડાની તીણી હણહણાટીનો જ ખ્યાલ ઊભો કરે છે. તેથી તો ગામડાંનાં લોકો આકાશમાંથી તીણી ચીસ પાડતી સમળીને 'ભગવાનની ઘોડી' માને છે અને કહે છે.

એની આ ચીસ સંવનનના દિવસોમાં વિશેષ તીવ્ર અને વ્યાપક બને છે. એનો સંવનનકાળ જાન્યુઆરી-ફેબ્રુઆરી. એ દિવસોમાં તે ચારે બાજુ ચીસો પાડતી સંભળાવાની. સંવનન બાદ થોડા દિવસો જતાં ફેબ્રુઆરીની શરૂઆતમાં એ માળો બાંધવાની શરૂઆત કરે. મોટે ભાગે બાવળ, ખીજડો,

લીંબડો કે આંબલીની ટોચ અથવા છેડાનાં બેલાખિયાં એના માળાનું સ્થાન બને. એ જંગલમાં યે માળો બાંધે અને ભરવસ્તીમાં પણ બાંધે. બાવળ-બોરડીની કરાંઠી અને નાની પાંદડીથી માળો તૈયાર કરે. માળામાં માટીનાં રોડાં, ચીંથરાં અને ગાભા પણ ભરી દેવાની. માળા માટે ચીંથરાં ઉપાડી જવાની એની ટેવને કારણે ઇંગ્લાંડમાં તો કહેવત પડી ગઇ છે કે 'When the Kite builds, look to lesser linen.' એ સમયે ત્યાંના ધોબીઓને કપડાં સૂકવવાની ભારે મુશ્કેલી પડતી.

એના માળામાં છાણાના કટકા અને કયારેક તો આખું અડાયું છાણું પણ મળી આવે છે. આખા છાણામાં પણ માળાના વચલા ખાડા જેવડો ગોળાકાર ખાડો હોય છે. સમળી માળે આવે ત્યારે એને ખસેડી મૂકે અને બહાર જાય ત્યારે ઈંડાં પર ધકેલતી જાય. પંખીઓ ઇંડાંને હેરાન ન કરે એ માટે આમ કરતી હશે ?

આપણે ત્યાં મનાય છે કે સમળી એના માળામાં ઘરેણું મૂકે ત્યારે જ એનાં બચ્ચાંની આંખો ઊઘડે. આ રીતે નહાવા બેઠેલ રાણીનો સોનાનો હાર લઇને ઊડેલી સમળી ગરીબ વાણિયાના છાપરા પર ડાહી વહુએ નાખેલ સર્પ જોઇને હાર મૂકી ગયેલી અને સર્પને ઉપાડી ગયેલ. તે પરથી તો એક આખી લોકવાર્તા રચાઈ છે અને 'સંઘર્યો સાપ પણ કામ આવે' એવી કહેવત પડી ગઈ છે. બાકી ઘરેણાંથી બચ્ચાંની આંખો ઊઘડે તે ખોટી વાત.

વગડામાં નાના છોડ પર આછા વાદળી રંગની ગોળ દડી થાય છે. એને ગામડાંના લોકો 'સમળી–સૂતર' કહે છે અને છોકરાઓ એને પોતાની નાડીએ બાંધી રાખે છે; કોઇ છોકરો ગાળ દે તો ન લાગે એવી માન્યતાથી ! પણ આને સમળીસૂતર શા માટે કહેતા હશે ? સમળીને એની સાથે કાંઇ લાગતુંવળગતું નથી. એ તો કોઈ જીવડાંએ બનાવેલું લાળનું ઘર હોય તેમ લાગે છે.

આપણે ત્યાં સમળી, સમળા, સમડી વગેરે નામ પંખીના સંસ્કૃત નામ : ક્ષેમંકરી પરથી આવ્યાં લાગે છે. હિંદી નામ : चिल અથવા चिलहइ. અંગ્રેજી નામ : The Common Pariah Kite.

## ૨ : રાજસમળી

**આ** સમળી સિવાય આપણે ત્યાં પાણી–કાંઠે રહેતી બીજી એક લાલ સમળી થાય છે. એને 'રાજસમળી' કહેવામાં આવે છે. અને આપણી સમળીની સર-

ખામણીમાં એનાં ઘાટ તથા રૂગરંગ ખરેખર રાજશાહી લાગે તેવાં જ છે. એની ગરદન, ડોક અને અર્ધું પેટ સફેદ રંગનાં હોય છે. બાકીનો બધો ભાગ ઘોડા જેવા લાલ રંગે. લાલ અને સફેદ રંગનો પડખેપડખેનો સહેવાસ એકબીજાને વિશેષ તેજ આપીને શોભાવે છે. પાણી પર ઊડયા કરે અને માછલાં ખાધા કરે. આપણી સમળીથી ઘાટ નાનો, પણ સૂર્યના પ્રકાશ નીચે જળ પરના એના ઉડ્ડયનને લીધે એનો રંગ અને ઘાટ વધારે શોભી ઊઠે છે. એણે ધારેલું માછલું વચ્ચેથી કલકલિયો ખાઇ જાય તો કલકલિયાને જ ઉઠાવી જવાના દાખલા બને છે ખરા. સમુદ્રકાંઠે એ વધારે રહે છે અને વહાણ પરથી ફેંકાયેલા પદાર્થો બડી ચાતુરીથી એ ઝીલી લે છે. સમુદ્ર પર તરતા કોહાણને પણ એ ન્યાય આપે છે ખરી. સમુદ્રકાંઠા પર મોટી સંખ્યામાં રહે છે. તેથી પરદેશથી આપણે ત્યાં આવતા લોકોને હિંદ પર પગ મૂકયા પહેલાં જો આપણાં કોઈ પંખીઓનો પ્રથમ પરિચય થતો હોય તો તે આ રાજસમળીનો. એ પછી આપણી આંગણાની સમળી અને કાગડા વગેરે આવે. એનો માળો નદીકાંઠે ઊગેલાં, વિશેષે પીપળ કે પીપળાનાં ઝાડ પર ઊંચે ઊંચે મળી આવે છે.


રાજસમળી

ઉત્તર હિંદમાં એ વિષ્ણુનું સ્વરૂપ મનાય છે. અને પવિત્ર પણ ગણાય છે. ત્યાં કોઇ એને दस्तमल કહે છે, તો કોઈ रुह मुबारक કહે છે. આવી પવિત્ર માન્યતા પરથી જ એનું અંગ્રેજી નામ The Brahminy Kite પડયું લાગે છે.

પાણીકાંઠો એણે શા માટે પસંદ કર્યો છે એ વિષે દક્ષિણમાં એક લોકકથા કહેવાય છેઃ વિષ્ણુના મહાભક્ત એક રાજાએ વિષ્ણુ પાસે પુત્રોની માગણી કરી. વિષ્ણુ ભગવાને કહ્યું કે તારા નસીબમાં એકેય પુત્ર નથી. છતાં ભકતે આગ્રહ રાખતાં પારકા તોફાની છોકરા ઉછીના લાવીને આપવા વિષ્ણુએ ઇચ્છા દર્શાવી. પુત્રૈષણા ધરાવતા રાજાએ તોફાની પણ દીકરા મળે, તો યે સ્વીકારવા હા પાડી.

કાળક્રમે રાજાને ત્યાં બે પુત્રો અવતર્યા; પણ ૧૨–૧૫ વર્ષના થતાં તો એમનાં તોફાનોએ રાજાને તોબાહ પોકરાવી દીધી. રાજાને હેરાન કરે, રાજ-

મહેલનાં એકેએક માણસને હેરાન કરે, સામસામા પણ લડે અને રૈયતને પણ હેરાન કરે. રાજાએ થાકીને બન્નેને પોતાના રાજના ઉત્તર–દક્ષિણ તરફના પ્રાંતો પરનો વહીવટ સુપરત કરીને જુદા પાડયા. પણ થોડો સમય થતાં બન્ને જણા એકબીજાની પર વિજય મેળવવા તથા છેવટ રાજધાની તાબે કરીને રાજગાદી હાથ ધરવા પોતપોતાનાં સેન્ય લઈને સામસામા ઊપડ્યા. બરાબર રાજધાનીને પાદર જ બન્નેનાં લશ્કરો ભેટયાં અને ભયંકર કાપાકાપી ચાલી. રાજા ડરીને કિલ્લા બંધ કરી અંદર પુરાઈ ગયો. છેવટ તેણે વિષ્ણુ ભગવાનની પ્રાર્થના કરીને આ પુત્રોથી છોડાવવા પ્રાર્થના કરી. વિષ્ણુ ભગવાને મહાસૈન્ય લાવીને રાજધાનીમાંથી બન્ને રાજકુમારો પર હલ્લો કર્યો.

એક પુત્ર નદીકિનારે ધામા નાખીને પડયો હતો અને બીજો ડુંગરની ઓથે રહીને લડતો હતો. બન્નેને હરાવ્યા બાદ પકડીને મારી નાખવા માટે વિષ્ણુ ભગવાન પાસે રજૂ કરવામાં આવ્યા. બન્નેએ અભયવચન માટે પ્રાર્થના કરી. વિષ્ણુ ભગવાને તેમને માનવદેહ આપવાની ના તો પાડી, પણ પંખીદેહ આપવા ઇચ્છા દર્શાવી. બન્ને કુમારોએ ભગવાનની ઇચ્છામાં સંમતિ બતાવી. એટલે ભગવાને તેમને ફરીથી કદી ન લડે તે માટે જુદા જુદા પ્રદેશની પસંદગી માટે પૂછયું. ડુંગરની ઓથે લોહીનાં ખાબોચિયાં અને નરમુંડ વચ્ચે લડી રહેલા મોટા કુમારે જમીન પર રહેવાની ઇચ્છા દર્શાવતાં, તેને સમળીનો દેહ આપ્યો. હજી યે તે રાજકુમાર યુદ્ધક્ષેત્રો પર માંસના લોચા ખાતી સમળીને સ્વરૂપે ઊડયા કરે છે. નદીકાંઠે સૈન્ય લઇને પડેલા નાના કુમારે પાણીકાંઠો માગતાં એને 'રાજસમળી'નો દેહ આપ્યો. હજી યે તે રાજસમળીને રૂપે પાણીકાંઠે ઊડયા કરે છે ને તે પ્રદેશમાંથી જ આહાર મેળવીને જીવ્યા કરે છે. જુદા જુદા પ્રદેશમાં વહેંચી દીધા પછી પ્રભુની આજ્ઞાથી તેઓ એકબીજા સાથે લડવામાંથી કાયમને માટે બચી ગયા છે.

# અપશુકનમાં અગ્રણી

# ચીબરી

આપણા જનસમાજે કેટલાં ય પંખીઓને ઉપરટપકે નીરખીને જુદાં જુદાં બિરદ આપ્યાં છે અને આરોપણ કર્યાં છે. કાગડો, લુચ્ચો; પોપટ, ચતુર- સુજાણ; પારેવાં, ભગવાનનાં બ્રાહ્મણ; ગરુડ, વિષ્ણુનું વાહન; સમળી, દેવતાઈ ઘોડી. નીલકંઠ [ચાસ] અને તેતર શુકનવંતાં. પણ શુકનમાં શિરોમણિ તો દેવચકલી જ. એ રીતે અપશુકનમાં કાગડા અને કલકલિયો, પણ અપ-શુકનમાં અગ્રણી તો ચીબરી જ. બિચારી ચીબરીએ સમાજનો શો દોષ કર્યો છે એનો તાગ તો કોઈએ લીધો નથી, પણ 'ચિકુ...ચિકુ ...ચિકુ...' એવી એની દ્વિપદી અને 'ચિરિરિક્...' એવી ચતુષ્પદી બોલી ધરાવતા એના તીણા



અને તેજદાર અવાજમાંથી તો જનસમાજે શુકન-અપશુકનના અનેક અર્થ તારવ્યા છે અને એનું તો જાણે શાસ્ત્ર રચી નાખ્યું છે. આજકાલથી નહિ,

પણ સદીઓથી એ માન્યતા ઘર કરી ગઈ છે; અને હજી યે એ માન્યતા એવા ને એવા દઢ સ્વરૂપમાં જનસમાજને હૈયે ચડીને પીડી રહી છે.

અને એવી માન્યતા 'ગાડરિયા પ્રવાહ'નું માનસ ધરાવતા જનસમાજમાં ન કેમ પ્રસરે ? સંસ્કૃત-કાળના શાકુનિકોએ વ્યવસ્થિત શાસ્ત્ર રચીને ચીબ-રીના બોલનું વર્ગીકરણ કર્યું કે–

'ચીબરી જો ડાબી બાજુએ ચિરિલ્વિરિલ્વિ ઉચ્ચાર કરે તો શુભ થાય... ઝાડ પર બેઠેલી ચીબરી ચિરિલ્વિરિલ્વિ બોલે તો અસિદ્ધિ થાય... કુચાકુચ બોલે તો સંકટ લાવે....કુશુકુશુ સ્વર બોલે તો કજિયો કરાવે. ગામગામતરે જવા નીકળ્યા હો અને રસ્તે એના પ્રદીપ્ત સ્વર સંભળાય તો પાછા વળી જવું !'

બસ, થઈ રહ્યું ! આપણા જનસમાજે આવો શુકનાવળીનો વારસો મેળ-વીને હદ કરી નાખી. તેમણે તો રાજા વીરવિક્રમને શુકનાવળીનો જબરો જાણકાર ગણ્યો અને અંધારી રાતે અંધાર-પછેડો ઓઢીને નગરચર્યા જોવા કે નગર-રક્ષા કરવા નીકળતા એ પરદુ:ખભંજન રાજાને ચીબરીના બોલ સાંભળીને અગમનિગમના ભેદ ઉકેલતો કલ્પી લીધો. ચીબરીની બોલી પરથી એને ભયં-કર ચોરને ઓળખતો અને ફસાવતો પણ ગણી લીધો.

પછી તો જનસમાજે પણ એનું શાસ્ત્ર રચી કાઢયું કે: 'ચીબરી કિચુડ... કિચુડ...બોલે તો અપશુકન થાય. પણ ખળળળ...ખળળળ...બોલે તો શુકન થાય. ચીબરી પછવાડે બોલે તો વાંસો ઠબકાર્યો ગણાય, એટલે શુકન; જમણી તરફ બોલે તો જમણા હાથની પેઠે મદદમાં રહે, માટે શુકન. પણ જો સામી બોલે તો દુશ્મન ભેટયો ગણાય, માટે અપશુકન. અને ડાબી બોલે તો ડાબા હાથની પેઠે કામમાં ન આવે, માટે અપશુકન.'

એ પછી તો જે સ્થળ પર બેસીને ચીબરી બોલે એના પર પણ શુકન જોવાવા લાગ્યાં : જો કેરી-લટકતા આંબા પર ચીબરી બોલે તો શુકન. પણ બાવળ પર બોલે તો એનો કાંટો વાગતાં લોહી નીકળે માટે લોહિયાળ થવાય, એટલે અપશુકન. જમણી તરફ બોલે છતાં આંબલી પર બેઠી હોય તો અર્ધું કામ ખાટું થઈ જાય. શુકનમાં સમય પણ જોવાય: રાતને પહેલે, બીજે, ત્રીજે કે ચોથે પહોરે ચીબરી બોલે એનાં જુદા જુદાં શુકન-અપશુકન થયાં મનાય.

અપશુકનની આવી ભયંકર શક્તિ ધરાવતા આ પંખીને જનસમાજે નામ જ 'ભૈરવ' 'ભેરબ' આપી દીધું અને પ્રચલિત માન્યતા પ્રમાણે, દ્વારકા જતી વણિક

—કન્યા લોડણ પોતાના પ્રિયતમ ખીમરાથી જુદી પડયા બાદ પહેલી જ રાતે ચીબરીને બોલતી સાંભળીને દુહામાં બોલે છે કે,

**ડાબી ભેરવ કળકળે, જમણાં જંગળ જાય,**
**લોડી ખંભાતણ ઇં ભણે, આ સંઘ દ્વારકા ન જાય.**

'ડાબી બાજુ ભેરવ–ચીબરી બોલી રહી છે અને જમણી તરફ હરાણયાં જઇ રહ્યાં છે. લોડી ખંભાતણ બોલે છે કે (આ બધાં અપશુકન પરથી લાગે છે કે) અમારો સંઘ દ્વારકા નહિ પહોંચે. (મતલબ કે અમે પ્રેમીજનો પાછાં ભેળાં થવા નહીં પામીએ.)

એથી યે આગળ જતાં ચીબરીનું જોડું બોલે છે એટલે વળી લોડી ખંભાતણ બીજા દુહામાં ચિંતા વ્યક્ત કરે છે કે,

**આજુની અધરાત, દો દો પંખી બોલિયાં,**
**વાલ્યમ ! તમણી વાત, ખોટી હોજો ખીમરા.**

'આજની અધરાતે બે ચીબરીએ બોલીને અપશકન કરાવ્યાં, પણ હે વાલ્યમ, એ અપશુકન તારે માટે ન હોજો !'

લોડી ખંભાતણ દ્વારકાથી પાછી ફરી ત્યારે રાવળ ગામને પાદર એનો પ્રિયતમ ખીમરો પાળિયાને સ્વરૂપે બેઠો હતો. એને માટે ઝૂરી ઝૂરીને મરી ગયો હતો. અને એણે પણ એ પાળિયા પર અંગ પછાડીને, લોહી છાંટીને ત્યાં જ દેહ પાડી નાખ્યો. ( સોરઠી ગીતકથાઓ )

આ રીતે 'કાગનું બેસવું અને ડાળનું પડવું' એ ન્યાયે અત્યાર સુધીમાં અનેક લોકોને આવા અનુભવ થયા હશે અને ચીબરી વિષેની ભયંકર કલ્પના જનતાના હૃદયમાં દઢતર અને દઢતર બનતી ગઇ હશે. પરિણામે ચીબરીના બોલ સાંભળતાં તો લોકોને કાળ બોલતો જ સંભળાતો લાગે છે. એની વાણીમાં નિષ્ફળતા અને મૃત્યુ, રોગ વિયોગ અને વેદનાના પડઘા પડતા સંભળાય છે. અને એની વાણીથી અપશુકન થતાં અનેક લોકોએ આદર્યાં અધૂરાં મૂકયાં હશે, ચીબરીને કળકળતા હૃદયના શાપ સંભળાવ્યા હશે. જેની મૂછ પર દો દો લીંબુ લટકે એવા પડછંદ પુરુષોના ટાંટિયા પણ ચીબરીને સાંભળ્યા બાદ ધ્રૂજી ઊઠયા હશે.

જેની હાકોથી ગયા જમાનામાં કાઠિયાવાડની આમજનતા કાંપતી એવા બહાદર બહારવટિયા પણ પોતાની જોડે શાકુનિકો રાખતા અને કોઇ પણ મહાપ્રયાણ કરતી વખતે ચીબરીની વાણી સાંભળતાં શુકનવળીના જાણકારની સલાહ પ્રમાણે જ ચાલતા. પોતાના મૂઠીભર માણસો વડે જેઓ મોટાં રાજ્યોનાં

જબરાં લશ્કરો સામે વિના ભયે આફળતા તેઓ આ નાનકડા પંખીના અપશુકનિયાળ બોલથી ડરી જતા અને તલવાર મ્યાન કરી લેતા.

વાઘેર બહારવટિયા મૂળુ અને તેના સાથીદારોને છેલ્લું ઊંઘનું ધારણુ વળી ગયું અને તેઓ ફસાઇ પડતાં મરાયા તે પ્રસંગનું ગીત બોલે છે કે–

**ડાબે પડખે ભેરવ બોલે જુવાનો, ધીંગાણેમેં લોહેણુજી ધમસાણુ,**
**દેવોભા ચેતો–સુરૂભા વંકડા ના છડિયાં હથિયાર.**

હે જુવાનો ! ડાબી તરફ ભેરવ બોલી રહી છે. ધીંગાણામાં લોહીનું ધમસાણુ મચશે. [સોરઠી બહારવટિયા ભા. ૨]

એ જ રીતે નાથો મોઢવાડિયો પોતાની ધરમની માનેલ બહેનને ત્યાં છેલ્લે છેલ્લે જમવા ડુંગરથી ઊતર્યો અને કપટથી ઝેર અપાતાં મરાયો તે વખતનું ગીત બોલે છે કે :

**આડે ડુંગરથી ઊતર્યો નાથો, માઠાં શકન થાય,**
**ડાબી તે ભેરવ કકળે નાથા, જમણાં મંગળ જાય,**

**મોઢાને મારવો નો'તો**
**ભગત તો સાગનો સોટો.**

[સોરઠી બહારવટિયા ભા. ૧]

પણ એ બધાથી યે વિશેષ, ચીબરીની વાણીને ચોર–ડાકુઓએ ઉકેલી જાણી છે. કાળી રાતના અંધાર–ઘેરા વાતાવરણ વચ્ચે જ જેમને ચોરી કે લૂંટફાટ કરવાની હોય છે, તેવા આ ચોરડાકુઓ તે સમયે ચિત્કાર વર્ષાવતી આ ચીબરીના બોલનું પૂરેપૂરું શાસ્ત્ર ભણતા હોય છે. એના ધંધાની એ પ્રાથમિક જરૂરિયાત ગણાય છે અને ચીબરીના બોલ પ્રમાણે જ તેઓ ડગ માંડતા હોય છે. જેને દેખતાં કાચાપોચા માણસ ફાટી પડે અને માણસને મૂળાની પેઠે જેઓ વાઢી નાખે એવા આ વિકરાળ ચોર–ડાકુઓ પણ ચીબરીની બોલી પાસે મિયાંની મીની જેવા થઇ બેસી જાય છે. કેટલી બધી ભયંકરતા !

સદીઓથી એ ભયંકરતાથી આમસમાજ ડરતો આવે છે, પણ કદી યે એનું સત્યાસત્ય તારવવા રોકાયો નથી. જાણે 'ગાડરિયા પ્રવાહ'નો આબેહૂબ દાખલો આખો જનસમાજ રજૂ કરી રહ્યો છે.

શું છે આ પંખીની બોલીમાં આરોપેલ ભયંકરતાનું સાચું રહસ્ય ? જનસ્વભાવમાં બેઠેલા ડર સિવાય ખાસ બીજું કશું જ કારણ ન આપી શકાય. નાનપણમાં બાળકને ડરાવવા માટે જનસમાજે અંધારાનો ઉપયોગ કર્યો. બાળક

અંધારાના એ ડરનો વારસો ભાવી પ્રજાને આપ્યો અને એ વારસાના પડઘા જાણે ચીબરીના અપશુકનમાં પડયા. રાતના અંધાર–છાયા કાળા ઘેરા વાતાવરણ વચ્ચે વાયુમંડળ ચીરતા 'ચી…કુ…ચી…કુ…' એવા ચીબરીના બોલ અલબત્ત કઠોર છે, કર્કશ છે, ભયંકર છે, કોઈ પણ નબળી છાતીવાળાને ડરાવે તેવા છે. અર્ધી રાત્રે ઝમ…ઝમ…ઝમ…કાળી રાત મૂક નીરવતાથી પસાર થતી હોય તેવે સમયે 'ચિરિરિક…ચિરિરિક…' એવી ચીબરીની અવિરત વહેતી વાણી જાણે ખંજર ભોંકાતું હોય તેવી ભયંકરતા ઊભી કરે છે એમાં લવલેશ શંકા નહિ. એની આ 'ચિરિલ્વિરિલ્વિ' શબ્દો ધરાવતી બોલી પરથી તો સંસ્કૃતમાં એનું નામ પણ चिरिल्विका પડયું છે, અને લોકોએ ચીબરી શબ્દ પણ એમાંથી જ લીધો દેખાય છે. પરંતુ ભયંકર દેખાતી એની વાણીથી માનવીનાં કાચાં હૃદયને હિંમતવાન બનાવવાનો પાઠ મેળવી લેવાને બદલે, પોતાનાં બાળકોને ડરાવનાર જનસમાજે ડરનો જ પાઠ લીધો અને ચીબરીની બોલીનાં શુકન–અપશુકનનાં શાસ્ત્રો ને નિયમો ઘડી કાઢયાં! શી કમનસીબી!

એ કમનસીબીમાં સૌથી વિશેષ ફાળો એ પંખીની રાત્રિચર્યાનો છે. સ્વભાવે નિશાચર આ પંખી રાતને જ સમયે એની આ વાણી સંભળાવીને જનસમાજને ડારી રહ્યું છે, તેથી જનસમાજે એની સામે નજર કરવા પણ હામ નથી ભીડી. એના ડરથી ભાગીને ગોદડામાં જ મોં સંતાડયું છે. થોડીક જ હિંમત કેળવીને બહાર આવીને જોયું હોત તો કદાચ ધીમે ધીમે ચીબરીના બોલથી એ પરિચિત થઇ જાત. કદાચ સંગીત વિનાની સ્મશાન સમી પસાર થઇ જતી અંધારી રાત્રિને ચીબરી જે તીણા સ્વરોથી વિભૂષિત કરવા પ્રયત્ન કરે છે, તેમાં લોકોને રસ પણ ઊભો થઇ જાત અને એમાં સંગીત પણ દેખાત; અને પરાપૂર્વથી ચાલ્યા આવતા ડરનું વિદારણ થાત તે વધારામાં. એના થોડાક નિરીક્ષણમાં જ એ ભયનું નિવારણ સમાયેલું છે.

માત્ર આઠ જ ઇંચનું કદ ધરાવતા એના દેહનો એક જ રંગ આછો આસમાની અંધારાને વખતે તો દેખાય. પણ વિશેષ નજર કરીએ તો પાંખો અને પૂછડી આછા ધૂળિયા રંગનાં લાગે. એક મોટી વિશિષ્ટતા–ઠેરઠેર ચોખા છાંટયા હોય તેવાં લીટા, છાંટણાં અને ટપકાં દેખાય. માથા પર નાનાં સફેદ ટપકાં. પાંખનાં પીછાં પર મોટાં ટપકાં અને સફેદ લીટા. ગરદન પાછળ આછો સફેદ પટો. ટૂંકી પૂછડીમાં આડા પાંચ–છ સફેદ પટ્ટા. કપાળ સફેદ અને આંખ પર સફેદ લીટી. શરીરનો નીચલો ભાગ સફેદ. એમાં આછા ભૂખરા પટ્ટા અને છાંટણાં. પગ આછા પીળા.

પણ આ બધું તો બહુ ઝીણવટથી જોઇએ ત્યારે દેખાય. અંધારામાં ઊડતા એ પંખીને આવા આછા રંગ તો જાણે એના દેહને છુપાવવા માટે જ મળ્યા લાગે છે. પણ એને જોતાં વેંત જ જો આપણને એના સ્વરૂપમાં કોઇ વિચિત્રતા દેખાઇ આવે તો તે એની આંખની જ. અંધારામાં યે ઝળકતી એની આંખો સોનેરી રંગે ચળકતી હોય છે. એની આંખના પીળા રંગને જ કારણે એનું સંસ્કૃત બીજું નામ પીંગલ પડયું છે. પણ એ સોનેરી ચળકાટ એની આંખની વિચિત્ર રચનાને કારણે ભયંકર લાગે છે. એની આંખો પંખીની પેઠે ચાંચની બાજુએ આડી આવેલ નથી, પણ માનવીની આંખોની પેઠે ચાંચની પડખે અને જોનારની બરાબર સામે આવેલ છે. એની સામે નજર કરતાં જ જાણે આપણી સામે તાકી રહેવી હોય તેમ જ લાગે. એમાં ઉમેરો કરે છે એની આંખ પાસેનાં ગોળ ચકરડાં. એ ચકરડાં વાળની રૂંવાટીથી જ ઊભાં થાય છે અને ગોળાકાર રચીને પીળી આંખને વિશેષ ભયંકર બનાવે છે. એના અવાજથી ડરતો માનવી એની આવી આંખ જોઇને ડરી ગયો હોય અને પછી એના તરફ નજર નાખવાની હામ ભાંગી ગઈ હોય તો ના નહિ !

માનવીને ડરાવવામાં વિશેષ ઉમેરો કરે છે એનો તીખો સ્વભાવ. એ બેઠી હોય અને એના સામે નજર કરી એટલે પહેલાં તો એ કતરાય. છતાં યે ન ખસીએ તો જાણે ચાલ્યા જવાનો હુકમ કરતી હોય તેમ ડોળા ઘુમાવતી ડોક ઊંચીનીચી કરે અને આપણે ચાલ્યા ગયા કે નહિ તે જુએ. વારંવાર કાકીડાની પેઠે કે ઉતાવળે દંડ પીલતા પહેલવાનની પેઠે ઊંચેનીચે ડોક નમાવ્યા કરે. છતાં યે ન ચાલ્યા જઈએ તો ઊડીને આઘે બેસે અને ત્યાંથી પણ ડરાવવાની ક્રિયાનું પુનરાવર્તન કરે. ધીમે ધીમે એમાં એના કર્કશ બોલના પડકારા ઉમેરાય અને આપણને સહી ન શકતી હોય તેમ આસપાસ ઊડયા કરે; જાણે ન કહેતી હોય કે 'મારા સામ્રાજ્યમાં મારી સામે નજર નોંધનાર તું કોણ !' છતાં યે ન ખસીએ તો ઊડીને ત્યાંથી ચાલી જાય. જાણે માનવીના સીમા-પ્રવેશથી થતું એનું માનમર્દન એનાથી સહન થતું નથી.

એનો આ તેજ સ્વભાવ એના બચ્ચાં–ઉછેર કાળે વિશેષ દેખાઇ આવે છે. કાગડાના માળા જોવા ચડનારને કાગડો–કાગડી ઠણુકા મારે, પણ એ સમયે કાગારોળથી આવી પહોંચેલા અનેક કાગડા એની સહાયમાં હોય છે. પણ ચીબરીના માળા પાસે જો જઇ ચડયા, તો જોઇ લો એનું આક્રમણ. કોઇની સહાય વિના, એકલું એ જોડું તદ્દન નિર્ભયપણે આપણા પર હલ્લો કરવાનું અને એની ચાંચથી શરીર પર કે હાથ પર ઊંડા ચીરા પાડી જવાનું.

એના આવા તીખા અને તેજ સ્વભાવની બરાબર વિરુદ્ધને છેડે બેસે છે એના દેહનાં પીંછાં. આખા પંખીસમાજમાં કોઇને નથી મળ્યાં એવાં મૃદુ અને મુલાયમ પીછાં એને મળ્યાં છે. જો એના પર હાથ મૂકીએ તો ગલીપચી થાય અને લસરી જાય એટલાં મુલાયમ. એવાં પીછાં ઘુવડ જાતિનો વિશિષ્ટ વારસો છે. ચીબરી પણ એક જાતનું ઘુવડ જ છે; માત્ર એનો ઘાટ નાનો એટલું જ. એથી જ એનું અંગ્રેજી નામ The Spotted Owlet : ટપકાવાળું નાનું ઘુવડ પડયું છે.

ચીબરી અને તેનાં સગોત્રી ઘુવડોને મળેલાં આ મૃદુ પીછાં તેમના આહારોપાદાનમાં ભારે મદદગાર નીવડયાં છે. નિશાચર અને શિકારી આ પંખીઓ શિકાર મેળવવા માટે ઊડે ત્યારે મૃદુ પીછાંને કારણે લવલેશ પણ અવાજ થતો નથી અને તેથી એનો શિકાર ચેતીને છટકી જતો નથી. વધારામાં ચીબરીને એના દેહના પ્રમાણમાં ગોળાકાર ધરાવતી મોટી પાંખ મળી છે. તેથી તે શિકાર પર ઊડતી વખતે આસાનીથી શરીરને એક જ સ્થળે તોળી રાખી શકે છે. એક જ સ્થળે થોડા વખત સુધી ઊડયા કરે છતાં યે શિકાર ન છટકે; કારણ, એનું નીરવ ઉડ્ડયન.

શિકાર પકડવામાં એને મદદગાર થાય છે એના તીણા નહોરવાળાં આંગળાં અને તીણી એકદમ વાંકી ચાંચ. એના પગનાં આંગળાંમાં વળી એક વિશિષ્ટતા છે. શિકારી પંખીઓની પેઠે એને પણ ત્રણ આંગળાં આગળ અને એક પાછળ હોય છે, પણ આગળનું ત્રીજું આંગળું પાછળ પણ વળી શકે છે અને બેસતી વખતે પોપટની જેમ આગળ પાછળ બબ્બે આંગળાંનું જોડકું રચાઈ જાય છે.

એનો આહાર મેળવવાનો સમય સાંજથી શરૂ થાય. સાંજ પડયે આછાં અંધારાં પથરાવા માંડે એટલે તે માળામાંથી બહાર આવીને પડખેના ઝાડની ડાળીએ કે દીવાલને છેડે બેસે અને ધીમે ધીમે બોલવાની શરૂઆત કરે. થોડી થોડી વારને અંતરે બોલ્યા પછી અંતર ટૂંકાતું જાય અને એનું તીક્ષ્ણ વાગ્વર્ષણ વધતું જાય. મોટે ભાગે ચીબરીનું જોડું સાથે જ હોય, કેમકે એનું જોડું ઊભું વરસ સાથે જ ગાળે છે. એ પરથી જ લોડી ખંભાતણના દુહામાં આવ્યું છે કે 'આજુની અધરાત, દો દો પંખી બોલિયાં.' ખૂબ બોલીને ગળું સાફ કર્યાં બાદ એની આહાર–ક્રિયા શરૂ થાય. પછી તો તે આમ ઊડે ને તેમ ઊડે, ઉપર જાય અને નીચે આવે–આ રીતે આખી રાત ભક્ષ્ય–પકડ ચાલ્યા કરે. એના ભક્ષ્યમાં ટીડડાં અને ખડમાંકડાં, ગરોળી ને દેડકાં, ઉંદરડા અને અસંખ્યાત નાનાં મોટાં જીવડાં આવે. કયારેક નાનકડાં પંખી પણ આવે.

પણ શહેરોમાં એનું વિશિષ્ટ આહાર-સ્થાન તો ઇલેક્ટ્રીક બત્તીઓ અથવા પેટ્રોમેક્સ પાસેનો સ્થળવિસ્તાર. બત્તીના તેજને આકર્ષણે ટીડડાં, જીવડાં, ફૂદાં ને પતંગિયાં અસંખ્યાત ખેંચાઇ આવે; તેના પર ચીબરી ઝપટો માર્યા કરે અને પાર વિનાનાં જંતુઓને સાફ કરી જાય.

ચીબરીની આ જાતનાં જંતુઓને ખાઈ જવાની શક્તિ પરથી ખેતીમાં મદદગાર થશે, ધારીને ઇંગ્લાંડમાં ૧૮૮૮માં લોર્ડ લીલફોર્ડ નામના વૈજ્ઞાનિકે



**ઈંગ્લાંડની ચીબરી**

હોલેન્ડમાંથી આયાત કરી. એમાં ઉમેરો કર્યો મિ. મીડ-વાલ્ડો નામના બીજા વૈજ્ઞાનિકે. એ પ્રદેશ તેને ફાવી ગયો અને થોડાં જ વર્ષોમાં એનો વંશવારસો ત્યાં ફાલીફૂલી નીકળ્યો. પણ ત્યાં તો એણે જીવાતની સાથે નાનાં નાનાં પંખીઓ પર પણ મારો ચલાવ્યો અને શક્તિ વધતાં ત્રણ ઇંડાંને બદલે પાંચ પાંચ ઇંડાં મૂકવા લાગી. ઇંગ્લાંડ જેવા ઓછાં પંખી ધરાવતા ટાપુમાં પંખીઓને મારવા લાગતાં ચીબરીને 'સંરક્ષિત પંખી'માંથી બાતલ કરવામાં આવી અને તે પછી તો દેશમાં એની ઉપયોગિતા છે કે નહિ તેનો શાસ્ત્રીય દૃષ્ટિએ અભ્યાસ થવા લાગ્યો. ઘણા વૈજ્ઞાનિકોએ નિરીક્ષણ પરથી પોતાના અભિપ્રાય પણ રજૂ કર્યા. જો કે હજી પણ એના વિષે ચોક્કસ નિર્ણય નથી થયો.

આપણા બહુવિધ પંખીસમાજ ધરાવતા દેશમાં તો એવો પ્રશ્ન જ નથી. બીજી જીવાત પણ એને પુષ્કળ મળી રહે છે, તેથી કદાચ આપણે ત્યાં એને પંખી મારવાની બહુ જરૂર પડતી નહિ હોય.

બધાં ઘુવડોમાં સૌથી વિશેષ સંખ્યા ધરાવતા આ પંખીને રહેવા માટે રણ, સપાટ કે ડુંગરાળ પ્રદેશ સરખાં ફાવ્યાં છે. પહાડો કે પત્થરોમાં અને ઝાડ કે ઘરની બખોલમાં રહેવામાં કશો બાદ એને આવતો નથી. રાતને જ સમયે ભક્ષ્ય મેળવવા નીકળી પડતાં એની જાતનાં અન્ય નિશાચર પંખીઓ-ઘુવડોથી આગળ વધીને એણે દિવસમાં પણ આહાર માટે નીકળવાની તાકાત કેળવી છે અને દિવસે દેખવાની આંખમાં શક્તિ મેળવી છે. દિવસે બહાર નીકળતા ઘુવડને કાગડા હેરાનપરેશાન કરી મૂકે છે. પણ ચીબરીબાઇ તો ખરે બપોરે પણ પોતાની કર્કશ વાણી વહાવતાં બહાર આંટો મારી જાય છે અને ખોરાક મેળવી જાય છે. રોંઢા ટાણે બહાર આવવું તો એને સ્વાભાવિક થઇ ગયું છે. રેલ્વેના ટેલીફોન-તાર પર ઘણી વાર એ આ સમયે ઝૂલતી દેખાય છે. પોતાના જાતિ-સ્વભાવથી વિરુદ્ધને સમયે નીકળે ત્યારે પણ એની સામે આપણી નજર પડી ગઈ તો ખિજાયા વગર ન રહે.

એનો માળો ઘરની બખોલમાં કે ઝાડના પોલાણુમાં કરે છે. માળામાં પીછાં, રૂ, ઘાસ અને એવું એવું ભરી કાઢે અને તેની ઉપર ત્રણથી પાંચ સફેદ રંગનાં અને ગોળાકારનાં ઇંડાં મૂકે. ઇંડાં મૂકવાનો સમય ફેબ્રુઆરીથી એપ્રીલ.

અમારે ત્યાં એના વિશિષ્ટ માળા જોવામાં આવ્યા છે. ભાદર નદીની પાસે રેલના ઊંચા પાટાની સામેની ભેખડોમાં હાથથી દોઢ હાથ ઊંડા એણે માળા કોતરી કાઢયા છે. આ રીતે જમીનમાં માળા કોતરવાની ચીબરીની ટેવ યુરોપમાં નોંધાઇ છે ખરી. ઘણી વાર એ સસલાનાં ભોંણનો ત્યાં ઉપયોગ કરી લે છે.

દેશ-પરદેશમાં બધે અપશુકનિયાળ ગણાઇ ગયેલી આ ચીબરીને વિદ્યા અને સંસ્કારના ધામ સમી ગ્રીસની રાજધાની એથેન્સમાં તો વિદ્યાના અને સંસ્કારના પ્રતિક રૂપે સ્વીકારવામાં આવેલ અને ગ્રીક લોકો તેને The bird of minerva or of wisdom: સરસ્વતીના પંખી તરીકે પૂજતા. આગળ વધીને તેમણે એ પંખીને સિક્કા અને સ્થાપત્યમાં ઠેર ઠેર સ્થાન આપેલું છે અને હજી યે એના અવશેષો સારા પ્રમાણમાં મોજુદ છે. ભલે ને આખી દુનિયાએ ચીબરીને અપમાની, પણ ગ્રીસ જેવા વિદ્યાવ્યાસંગ દેશે એને સન્માની એટલે ચીબરીએ જીવનની ધન્યતા અનુભવી હોય તો ના નહિ !

# ભગવાનનાં બ્રાહ્મણ

# પારેવાં

પાળે ઘૂમે પારેવડાં, પારેવાં હયો,
મઢીએ ઘમે મોર, માના જન્મ્યા !
પારેવાં હયો......



લોકસાહિત્યમાં પારેવાં માટે નહિ જેવું જ લખાયું છે, એમાં બહુ ગવાતું આ ગીત છે. આમાં યે આ એક પહેલી જ કડી; પછીની કડીમાં તો શામળી વહુને પરણી આવેલ ભાઇની મશ્કરી કરતી બહેન ગાય છે કે:

મેં વીરાજી વારિયા, પારેવાં હયો
ઇ ઢેફલીમાં શું મો'યા, માના જન્મ્યા ! પારેવાં હયો.

એ ગીત લગ્નનું છે કે નહિ તે ખબર નથી, પણ સાતમ–આઠમના દિવસોમાં કોળણો અને રબારણો હાથને તાળોટે તાળોટે અને પગની પગલીએ પગલીએ તાલના ડમ્મર રચતી વાતાવરણનો એક જ ગભારો રચે છે કેઃ

"માના જલમ્યા ! પારેવાં લ્યો."

એની પાછળની કડીઓ ગમે એણે પૂરી હોય, પણ પહેલી કડી તો પારેવાં જોઇ, કોઇ બાઇએ પારેવાંની દીનતામાં અને પોતાની દીનતામાં અકય નિહાળી એમાં પોતાપણું જોયું હશે અને પારેવાંને ગીતમાં સાંકળી દીધું હશે. આપણે ત્યાં સાવ ગભરુ સ્ત્રીનું રૂપક આપવું હોય તો કહેવાય કે : 'છે સાવ પારેવાં જેવી.'

આપણાં આંગણાંને કકળાટથી ભરી દેતાં કાગડા, કાબર અને ચકલાંની સાથેસાથ પારેવું વસે છે, છતાં એને લોકસાહિત્યમાં પૂરું સ્થાન નથી મળ્યું. એનું કારણ એનો દીન ગભરુ સ્વભાવ તો નહિ હોય ? સ્વભાવે સાવ શાંત, તદ્દન અન–આક્રમણકારી; કામથી કામ. ફળિયામાં કે ઘરમાં કલાકો સુધી ફરતું હોય તોય એની હાજરીની જાણ ન થાય એટલું શાંત. આવા ઓછા ઘોંઘાટવાળા પારેવાને એથી જ 'ઝંડાવંદન'માં મેઘાણીભાઇએ રૂપક આપતાં ગાયું છે કેઃ

"ઝંડા દીન કબૂતર શો, ઉરે તુજ રેંટિડો રમતો."

આધુનિક કવિઓમાં શ્રી. કલાપીએ કબૂતરી મરી જતાં કબૂતરની શી દશા થાય છે એ એક કાવ્યમાં આલેખ્યું છે. પણ લોકભોગ્ય ભાષામાં, સાદી છતાં વૈજ્ઞાનિક રીતે એનું આલેખન કર્યું હોય તો મેઘાણીભાઇએ, એમના 'વેણીનાં ફૂલ'ના કાવ્ય–પુસ્તકમાં, 'પારેવાં લ્યો' નામના ગીતમાં.

લોકસાહિત્યમાં ભલે પારેવાંનું સ્થાન ન હોય, પણ બીજાં કોઇ પંખી કરતાં એ આપણાં જીવન સાથે વિશેષ ભળી ગયું છે, અને એને વિશેષ સ્થાન મળી ગયું છે. પારેવાંને લોકકલ્પના 'ભગવાનનાં બ્રાહ્મણ' કહે છે. શા માટે એ ખબર નથી. પણ પારેવાં વિષે એક બીજી વાત કહેવાય છે કે–જૂના સમયમાં માત્ર પારેવાં જ અનાજ ખાતાં; માણસજાત તો બિચારી શિકાર કરીને માંસાહાર જ કરતીઃ છેવટ ભગવાનની સમક્ષ પારેવાંએ તેને અનાજ આપ્યું. માણસજાતે ઉપકારવશ થઇને પારેવાંને રોજ 'ચણ' નાખવાનું ભગવાનને વચન દીધું. અને આવાં પરોપકારી પારેવાંને કદી માણસજાત ખાવા ન આપે તો યે વાંધો ન આવે માટે ભગવાને વરદાન દીધું કે ' સવા પો'ર દિવસ સુધી અનાજને બદલે કાંકરી ખાશો તો યે તમારે ચાલશે.'

આ પરથી આપણે ત્યાં હજી કહેવાય છે કે પારેવાંને અનાજ ન મળે તો કાંકરી ખાઇને ભૂખ શાંત કરે છે અને તેથી ભાવિક લોકો સવારના પહોરમાં

દિવસ ઊગ્યા પહેલાં જ ચણ, ખાસ કરીને જાર નાખવા નીકળી પડે છે. અને મેઘાણીભાઈનું ગીત બોલે છે કે:

**અસળ ધાન આરોગતાં, પારેવાં હ્યો,**
**ભૂખ્યાં કાંકર ખાય, માના જન્મ્યા ! પારેવાં હ્યો.**

કાંકરી ખાવાની આ વાત વૈજ્ઞાનિક રીતે પણ સાચી છે. એનું પેટ ચીરતાં એમાંથી કાંકરીઓ મળી આવે છે. કાંકરીઓ ખાવા પાછળ તો પારેવાંની પાચન-ક્રિયાની એક વિગત સમાયેલી છે.

પારેવાંને અને બીજાં કેટલાંક પંખીઓને અન્નનળીમાં એક કોથળી—અન્નાશય (Crop) હોય છે. અનેક ભયની વચ્ચે આહાર મેળવતાં પંખી આ કોથળીમાં મળે તેટલો આહાર એકદમ ભેગો કરી લે છે. ત્યારબાદ આરામ-સ્થાને પહોંચીને કોથળીમાં પડેલો ખોરાક પાચનરસથી ઢીલો બનેલ હોય તેને, ગાય-ભેંસ વાગોળે તેમ ફરીથી કાઢીને જઠર (Gizzard) માં મોકલે છે. પંખીનું જઠર જાડાં, માંસલ ચામડાનું બનેલ હોય છે, જેની અંદર બે ગાદલીઓ (Pads) હોય છે. એની વચ્ચે આવેલ ખોરાક ઘંટીના પડની જેમ દળાય છે. એ વખતે પારેવાંએ ખાધેલ કાંકરી ખોરાક દળવામાં મદદગાર બને છે. જો કાંકરી ન ખાધી તો ખોરાક દળવામાં અને પચાવવામાં ભારે મુશ્કેલી પડે. આ રીતે ખોરાક દળાયા બાદ જ આંતરડામાં મોકલાય છે અને તેમાંથી લોહી વગેરે તત્ત્વો છેલ્લું સ્વરૂપ પામે છે.

આ રીતે પારેવાં કાંકરી ખાય છે, એવા આપણા જનસમાજના નિરીક્ષણ પાછળ આવી સ્પષ્ટ વૈજ્ઞાનિકતા રહેલી છે.

આપણી જેમ ક્રિશ્ચિયન સમાજમાં પણ પારેવું પવિત્ર મનાયું છે અને બકરા કે ઘેટાને બદલે મોઝીઝના ફરમાન અનુસાર યજ્ઞમાં પારેવાંનો બલિ આપવો શાસ્ત્રોક્ત મનાયો છે.

પારેવાંને ચણ્ય નાખવાને લીધે પારેવાં આપણા સવારના જીવનનું જાણે એક અંગ બની ગયાં છે. ઘરનાં ડોસા કે ડોસી નાના એવા ઠામમાં ધોળી શંખલા જેવી જાર લઈ પાસેના કોઈ ચોકમાં કે ચબૂતરે ચણ્ય નાખવા જાય, નાનાં બાળક સાથે જાય, મા-બાપના હાથમાંથી પોતે યે લઈને ચણ્ય નાખે, અને પારેવાંને તી...તી... કરતાં બોલાવવા પ્રયાસ કરે :

**બેનીબાએ બોલાવિયાં, પારેવાં હ્યો,**
**તીતી ! તીતી ! બોલે, માના જન્મ્યા પારેવાં હ્યો.**

ફળિયામાં પારેવાં ઘૂ...ઘૂ....કરતાં જાય, ફટફટ પાંખો ઉડાડતાં જાય, પગલીઓ પાડતાં જમીન પર અવનવી ભાતની ફૂલગૂંથણી કરતાં જાય અને છોકરાંના બાળ–મગજમાં અવનવી કલ્પનાઓ ગૂંથતાં જાય:

**આંગણીએ પગ પાડતાં, પારેવાં લ્યો.**
**ધૂળમાં ગૂંથે ફૂલ, માના જન્મ્યા! પારેવાં લ્યો.**

ચબૂતરો અને ચણ એ તો આપણાં ગામડાંનાં ધાર્મિક પ્રતિકો. હજી ગઈ કાલ સુધી રાજ્યોના ન્યાયાધીશો અને કયાંક કયાંક હજી યે ગામડાંનું 'પંચ પરમેશ્વર' ગુનેગારોને ગુના બદલ જેલમાં ન પૂરતાં કે ફાંસીએ ન લટકાવતાં, પણ સમદર સમું હૈયું રાખી 'પારેવાંને અમુક પાલી કે મણ ચણ' નાખવાનું કહી છોડી દે છે.

ચબુતરો એટલે ધાર્મિક પ્રતિક. 'ચબૂતરો' કદાચ કબૂતર શબ્દમાંથી જ થઇ ગયો હોય તો ના નહિ ! ચબૂતરા પાસે કોઇથી બંદૂકનો અવાજ ન કરાય, પાણાનો ઘા ન થાય, જોરથી અવાજ પણ ન કરાય. ગામડાંમાં એનું સ્થાન ચોરા જેવા ધાર્મિક સ્થાન સાથે જ અંકાય:

**ચોરે પરભુનાં ગીત ગાતા પટેલિયા, ચબૂતરે પારેવડાં જી રે,**
**નાનાં શાં ગામડાંના નાના વિસામા, ચોરો ને બીજો ચબૂતરો જી રે.**

સવારના પહોરમાં ચબૂતરે ભાતભાતનાં પંખી ભેગાં થાય, તેમાં પારેવાંનો આરોવારો નહિ; ચકલાં ને કાબર આવે, કાગડા ને મોર આવે; કયારેક પોપટ પણ ચડી આવે. શીતળ પહોરમાં ચણ ખાતાં એ પંખીઓનો મહામેળો આપણાં બાળકોનું એક આકર્ષણનું કેન્દ્ર અને અજ્ઞાત રીતે પક્ષીસમાજની શાળાનું એક કેન્દ્ર બની રહે. પણ એ બધામાં મધ્યવર્તી બિન્દુ તો પારેવાં જ.

પારેવાનો રંગ પણ સાદો છતાં મનોહર. તેર ઇંચ જેવડી કાયા, પણ ભરાવદાર એટલે બાળકની આંખોને તો ભરી દે. આખા શરીરનો વાન આંખોને જરા યે ન ભડકાવે તેવો વાદળી. પાંખને છેડે બે કાળા લીટા; ઊગતા ચિત્રકારે જાણે પંખી ચીતરવા પ્રયત્ન કર્યો હોય અને આડા બે પટ્ટા મારી દીધા હોય તેવા. પૂછડીના છેડા સહેજ કાળાશ પડતા. પેટ અને પૂછડી નીચેનો રંગ જરા દૂધિયો. પણ એની રંગ–શોભા તો એની ડોક, ચાંચ, આંખ અને પગમાં જ. ચાંચ જોઇ હોય તો સલેટિયા રંગની, પણ એના મૂળમાં ઉપરના ભાગે સફેદ ટપકું; જરા ઊપસી આવેલું એટલે સફેદ મોતી પરોવ્યું હોય એવું જ લાગે. આંખ જોઈ હોય તો લાલ રંગની. વચલી કીકીનું આછું ટપકું પડે ખરું.

પાંચ ધોળાં પાંચ વાદળી, પારેવાં લ્યો,
આંખડી રાતી ચોળ, માના જન્મ્યા! પારેવાં લ્યો.

આ આંખની ઉપમા તો અપાય છે કોઈ મસ્તીભર યૌવનમાં મહાલતા અને ઘેઘૂર મદમાં શેલતા યુવાનને : 'ઘૂમતા પારેવાની આંખ જેવી તો એની આંખ છે.' એવી લોકવાણી : પણ એ ભાવને રૂપકમાં ગૂંથ્યો કોઈ કચ્છી લોકકવિએ :

પારેવાં જીં રત્તિયું, સર જીં પાંસરિયું,
ઘાટે કસૂંબે ઘૂંટિયું, મૂંજા વાલમ જીં અંખિયું.

મારા વા'લમની આંખો કેવી છે? પારેવાની આંખો જેવી લાલઘૂમ, સરબાણ જેવી પાંસરી—અણીદાર અને ઘાટા કસૂંબાના ઘૂંટેલ રંગ જેવી: લાલબંબોળ.

પણ પારેવાંનું સૌંદર્ય તો નીતરી ગયું છે એની ડોકમાં જ. મોરને કળા, કૂકડાને માંજર, તેમ પારેવાંનો રૂપસંભાર એની ડોકમાં જ. વાદળી રંગ પર, જરા યે ભડકા કર્યા વગર ધીમે ધીમે જાળીમાં લીલો રંગ પથરાઇ ગયો હોય અને એના પર ઝાંય પડે જાંબુડિયા રંગની. જાંબુડિયો રંગ ખરો, પણ ભારે ચળકતો. આસપાસ એ ચળકતા રંગના જાણે ઓછાયા પડે.

ઘબ.. ડકું, ઘબ...ડકું...એવી ઘુઘવાટી કરતું નર–પારેવું ગળું ફુલાવીને જ્યારે પારેવી પાસે ચકરાવા કરતું નૃત્ય આરંભે છે ત્યારે એના ફૂલેલ ગળામાંથી લીલો રંગ પણ ખીલી ઊઠે છે, જાંબુડિયો રંગ ચળકારા મારે છે; કોઇ મંદિરના ગર્ભદ્વારમાંના જાળિયામાંથી જ્યોતનાં આછાં કિરણો નીકળે તેમ એના જાળીજડિત ગળામાંથી જાણે તેજની છોળો છૂટે છે, અને એમાં યે માથે સૂર્ય–પ્રકાશ પડે એટલે થઇ રહ્યું. લીલો અને જાંબુડિયો રંગ જાણે સૂરજ મહારાજનાં કિરણબાળ સામે રંગની છાલકો ફેંકે છે; જેમ બરફનાં ચકચકિત કણો સૂરજનાં કિરણોને વધુ પ્રકાશિત કરી પાછાં ઠેલે તેમ :

ઘેરું ઘેરું કાંઇ ઘુઘવે, પારેવાં લ્યો,
લીલી ફુલાવે ડોક, માના જન્મ્યા! પારેવાં લ્યો.

એના આવા સાદા રંગભર્યા દેહને ઉપાડે છે કેસરિયા કે નારંગી રંગે શોભતા નાના નાના પગ. ટપ...ટપ...પગલીઓ પાડતાં સવારથી સાંજ સુધીમાં એ આપણાં આંગણામાં અનેકવિધ ચિતરામણ રચી જાય છે. આખા દિવસના સ્વાભાવિક પર્યટનમાં આલેખાઇ ગયેલી એ ચિત્ર-વિવિધતા નજરે પડી છે ખરી? આપણા પારેવાં–પૂજક અને સૌંદર્યપ્રેમી વડવાઓને આવા રૂડા પગ અડવા લાગ્યા અને ઝીણી ઝીણી ઝાંઝરીઓ ઘડાવીને પહેરાવી દીધી; ઘૂઘરીવાળા

પગે ચાલતાં ચાલતાં ઊભા થતા ઠુમ....ક, ઠુમ...ક ઠમકારાએ પારેવાના ઘુઘવાટમાં નવા સૂરનો તાલ પૂર્યો અને કવિને ગાવાનું મન થયું કે :

**ઝીણી ઝીણી ચાર ઝાંઝરી, પારેવાં લ્યો,**
**ઘુઘરિયાળી ઘડાવો, માના જન્મ્યા ! પારેવાં લ્યો.**

સવારથી સાંજ સુધી એકધારું એક જ જીવન–જમીનમાંથી ગોતીગોતીને અનાજના કણ ખાવા, સામસામા ઘુઘવાટ કરવા અને ઝડપી ગતિએ ઊડવું. કેટલાંક પારેવાં સવારનો વખત ભલે રહેઠાણ પાસે ગાળે; બાકી મોટા ભાગનાં ટોળે વળીને વગડામાં ચાલ્યાં જાય, ખેતરે ખેતરે ભમ્યા કરે અને અનાજના કણ ખાધા કરે. પારેવું વિશેષે કણભોગી હોઈ એ ખેતરના પાકને નુકશાનકારી ગણાયું છે. જીવાતને ખાતું એ નજરે ચડયું લાગતું નથી, એથી તો આપણી અ–માંસાહારી પ્રજાને એ નહિ ગમી ગયું હોય ? પણ ખરી રીતે તો એ ચણતાં ચણતાં નાની જીવાત પણ ખાય છે જ.

પારેવાં બધાં સાથે રહે છતાં નર અને માદા સાથે જ ફર્યા કરે. સાંજને સમયે ટોળાંમાંથી જુદાં પડે ત્યારે નરમાદા મૂળ રહેઠાણે સાથે ચાલ્યાં જાય.

**જોડલું જુદું થાય ને, પારેવાં લ્યો,**
**રોજ પારેવી સંગ, માના જન્મ્યા, પારેવાં લ્યો.**

બાકી, રહે મોટા ભાગે ટોળાંમાં જ; ઊડે પણ ટોળામાં જ એવું સમૂહચારી પંખી. આખું ટોળું ઊડતું હોય ત્યારે એના ઉડ્ડયનની શોભા સાચા રૂપમાં ખીલી ઊઠે. એમ તો કાગડા અને કાબરો પણ સમૂહમાં ઊડે છે અને પોપટ પણ સમૂહમાં ઊડે છે. પણ એક સાથે ઊડતાં કોઈ વાદળનો જ ખ્યાલ કરાવે અને જમીન પર વાદળ જેવો છાંયો પાડતાં જાય એ તો પારેવાં જ. ઘૂમરી લઈ લચક લેતાં જાય, જાણે પહોળો પહોળો ચંદરવો ઝૂલતો હોય તેમ વચમાં ઝોલો પાડતાં જાય અને વળાંક લેતાં ચકરાવા રચતાં જાય. ગમે ત્યાં સુધી એ સમૂહ–ઉડ્ડયન જોયા કરો ને, એની મનોહારિતા ઓછી નહિ થવાની.

**આભને આરે ઊડતાં, પારેવાં લ્યો,**
**પોઢતાં ધરતીમાંય, માના જન્મ્યા ! પારેવાં લ્યો.**

પારેવાંની ઊડવાની ગતિ જ વેગીલી. ધીમે ઊડે એ પારેવું નહિ. એના ઉડ્ડયન વિષે કાકાસાહેબ લખે છે કે : 'આ કબૂતરો ઊડે છે, પણ એ તો સાવ ગદ્ય પ્રાણી છે. એ નથી સમડીનું મહાકાવ્ય કે નથી પોપટની સોનેટ. કબૂતર સહેજ ઊડે તો યે કામસર નીકળ્યું હોય એમ જ લાગે.'

એકલું પારેવું ઊડયું જતું હોય તો આપણને એ અડવું અડવું જ લાગે અને એમ જ આભાસ થાય કે જાણે એના ટોળા સાથે ભળી જવા જોરથી ઊડી રહ્યું છે.



આભને આરે ઊડતાં પારેવાં

એની સમૂહચારી વૃત્તિનું એક દૃષ્ટાંત પંચતંત્રમાં પણ છે. એક શિકારીએ પાકભર્યા ખેતરમાં જાળ નાખેલી. યુવાન પારેવે સમાચાર આપતાં વૃદ્ધોએ ના પાડવા છતાં સૌ ત્યાં ચણવા ગયાં, જાળમાં સપડાયાં; પણ શિકારી આવી પહોંચતાં વૃદ્ધ પારેવાની સલાહ અનુસાર સૌ એકસાથે ઊડયાં; જાળ પગ સાથે ટીંગાતી આવી, પોતાને રહેઠાણે ગયાં, મિત્ર ઉંદરને બોલાવી એની પાસે જાળ કપાવી મુક્ત થયાં અને એ રીતે શિકારીના પંજામાંથી છૂટ્યાં.

આવડું મોટું પારેવાનું ટોળું હોય છતાં બાજની પાંખ ફરકે ત્યાં બધાં ઊભે શ્વાસે ભાગી છૂટે. રઘવાયાં થતાં નાસવાની દિશા ભૂલી જાય અને બાજ સાથે જ ભટકાઈ પડે. ક્રીં...ક, ક્રીં....ક, કરતો બાજ સહેજે એક–બેને પકડી, પીંખી, ખોરાક મેળવી ચાલ્યો જાય. એકેએક પારેવાનાં મોઢાં પર જાણે પોતે જ મરી ગયાં હોય એવો ડર પથરાઈ જાય.

મોટે ભાગે બાજ પારેવાં પર જ નભતો હોય છે. દિવસમાં એકાદ વખત પારેવાંનાં ટોળાં પર ત્રાટકે એટલે આખા દિવસનો ખોરાક મળી જાય. સવારના પહોરમાં બાજ કે ધોળવો પારેવાંના શાંત બેઠેલા ટોળા પર હલ્લો કરે અને કલાક–દોઢ કલાક સુધી એના ટોળા પાછળ પડીને રગડ્યા કરે. પારેવાનાં રહેઠાણની આસપાસ જુઓ તો એમનાં વાદળી લીસાં લીસાં અનેક પીછાંઓ ઊડતાં હોય. બાજના માળા આસપાસ પણ પારેવાનાં પીંછાંનો ઢગલો પડયો હોય, તે આ કારણે.

ખરે બપોરે પારેવું ભાગ્યે જ બહાર નીકળે. તડકો એ સહન નથી કરી શકતું. લોકસાહિત્યમાં ખરા મધ્યાહ્નનું વર્ણન કરતી વખતે આવી ઉપમા

આપવામાં આવે છે: 'હરણનાં માથાં ફાડી નાખે એવો અને જીવતાં પારેવાં બફાઇ મરે એવો ધોમ તડકો તપી રહ્યો હતો.'

આવાં ગભરૂડાં પારેવાં સૌનો ભોગ બની બેઠાં છે. અતિ ઝડપે ઊડી જતાં પારેવાંનું નિશાન તાકવું એ શિકારીઓમાં હોશિયારીનું સ્થાન ગણાયું છે અને એનું માંસ ખાવું માંસાહારીઓમાં મધુર ગણાયું છે. મહાવીર ભગવાનના માંસાહારના જે મહા તકરારી પક્ષની જબરી ચર્ચાઓ ચાલે છે તે માંસ પણ પારેવાંનું જ. એનું માંસ ઘણું ગરમ હોઇ સંધીવા કે પક્ષાઘાતમાં ખાવામાં આવે છે. કોળીવાઘરીના છોકરા છત્રીના સળિયાનાં તીરકામઠાં કરી નિશાન તાકવાનું પ્રથમ પારેવાં પર જ શીખે છે અને મારી નાખ્યા પછી ત્યાં ને ત્યાં જ એના પગ શીંગની પેઠે કાચા ને કાચા ખાઈ જતા હોય છે.

પારેવાંની હગાર પણ ખૂબ જ ગરમ ગણાય છે અને તેથી પાકેલું ગૂમડું ફોડવા એની હગારનો લેપ કરવામાં આવે છે. વાળા જેવો રોગ નાશ કરવા પણ મધ સાથે પારેવાંની હગાર અપાય છે. પથરી ઓગાળી નાખવા પારેવાંની હગાર અને કાકડીનાં બિયાં ચોખાના ધોવરાવણમાં આપે છે.

પણ આ તો એનો તદ્દન છૂટક ઉપયોગ. મોટા પ્રમાણમાં જો એનો ઉપયોગ કરતાં હોય તો ઇરાન, અફઘાનિસ્તાન જેવાં પૂર્વનાં રાષ્ટ્રો. ત્યાંની સરકારો અને પ્રજા કબૂતરોને એક સાથે મારીને તેનું ખાતર કરાવે છે અને તેનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરે છે. એના ખાતરથી તરબૂચ ઘણાં સારાં થાય છે.

બાજ અને શિકારીઓનો ભોગ બની બેસતું પારેવું એટલો જ ભોગ બિલાડીઓનો થઈ પડે છે. મકાન પર કે ઝાડ પર, રસ્તામાં કે ફળિયામાં ફરતાં પારેવાં પર છલાંગ મારી બિલાડી કૂદી પડે છે, ડોક પકડી લે છે અને લોહી—નીંગળતા પારેવાને ઉપાડી ચાલતી થાય છે.

આપણે ત્યાં મનાય છે કે બિલાડી પારેવા પર ઝપટ મારે છે ત્યારે પારેવું ધૂળમાં માથું ભરાવી દે છે; પોતે બિલાડીને જોઇ શકતું નથી, તેથી બિલાડીને ચાલી ગયેલી માને છે ને બિલાડીનો શિકાર બની બેસે છે. આવી કોઇ ક્રિયા નજરે નથી ચડી; એ વાતમાં વૈજ્ઞાનિક વજૂદ નથી. કદાચ બિલાડીના આક્રમણને લીધે ભયને કારણે એ હાંફળું ફાંફળું થઇને, ઊડી જવાની શક્તિ ગુમાવી અવશ બની પડ્યું રહેતું હોય તો ના નહિ.

પારેવું રહે સમૂહમાં જ, પણ એના રહેઠાણનાં સ્થળ જોવાં હોય તો આપણાં સાર્વજનિક કોઇ પણ મોટાં મકાન તરફ નજર ફેંકજો. શાળા, કોર્ટ,

ધર્મશાળા કે દરબારગઢ : મોટાં મકાન ભાળ્યાં એટલે પારેવાંએ રહેઠાણ કર્યું જ છે. હજારોની સંખ્યામાં સાથે રહે. જનસમાજની આસપાસમાંથી જ એને ખોરાક મેળવવાનો હોઇને તેતેની પાસેનાં આવાં સ્થાનોમાં જ તેનું રહેઠાણ ગોતી લે છે.

સવાર સાંજ છાપરા પર બધાં એક સાથે બેઠાં હોય ત્યારે નળિયાંને સાવ ઢાંકી દે, જાણે મકાન પારેવાંથી જ છાયું હોય એવો દેખાવ ઊભો કરે અને એવાં હજારો પારેવાં અંદર અંદર ફર્યા કરતાં હોય ત્યારે નળિયાંને જીવ આવ્યો હોય એમ જ લાગે. હજારો વાદળી પારેવાંમાં ઘૂમતાં ૧૦-૧૨ સફેદ પારેવાં કે કાબરચીતરાં પારેવાં નવીન ભાત ઊભી કરે છે. હજારો પારેવાંમાં ઘડીક દેખાતાં અને સંતાઇ જતાં એ પારેવાં દરિયામાં કોઇ સફેદ તરવૈયા ડૂબકી-દા રમતા હોય તેવો અભાસ ખડો કરી દે છે.

મોટાં મકાનો પર ધામો નાખી બેઠેલાં પારેવાં મકાનની બારીઓ પર, ગોખલા પર કે અંદરના ઘોડીઆટ પર ભરાઈ બેસે છે. કોર્ટમાં હંમેશ સાંજ પડયે હમાલને અને શાળામાં વિદ્યાર્થીઓને રોજ પારેવાંને બહાર તગડવાનું કામ વધી પડે છે. નાના વિદ્યાર્થીઓને તો એમાંથી એક રમત મળી જાય છે, હો...લ્લા, હો...લ્લા, કરતા વિદ્યાર્થીઓ ઠેકડા મારતા હોય, પારેવું ઊડી એક છેડેથી બીજે છેડે બેસતું હોય, પણ બહાર ન નીકળતું હોય, અને ફફડાટ કરતું પીછાં ખેરવતું હોય; માંડ કલાકે બહાર નીકળે. જો અંદર રહેવા દે અને બારી ઉઘાડી રહી ગઇ હોય તો બિલાડી આવી ખાઈ જાય અથવા બારી બંધ હોય તો હવા અટકી જતાં ગૂંગળાઇને મરી જાય.

પડતર મકાનો, અવાવરુ કૂવા, વાવો વગેરે એનાં રહેઠાણનાં સ્થાન. ગમે ત્યારે આવાં સ્થાનો પાસે જાઓ, ખરે બપોરે વગડામાં ભાડિયા જેવા પડેલા કૂવા પાસે પણ જઇને ઊભા રહો તો અંદરથી 'ઘુઉઉ......ઘુઉઉ......' એવો ઘોર ઊઠતો હશે અને કૂવાની અંદર ચકરાવા લઇ ઘેરા ઘેરા પડછંદા પાડતો હશે. અવાવરુ કૂવાને પીછાં, ચરક અને માળાના કચરાથી વધારે ગંદો અને ગોબરો કરી મૂકતાં હોય તો પારેવાં જ. ચાલુ કૂવાની બખોલોમાં યે એ ભરાઇ બેઠાં હોય, કોસમાંથી પાણી ટપકતાં હોય એની નીચે એ માળા બાંધતાં હોય અને કૂવાને કચરાથી ભરી બગાડી મેલતા હોય.

એનો કૂવા-વાવ પ્રત્યેનો આવો ભાવ જોઇને એના પ્રેમીજનો કે એને ભગવાનનાં બ્રાહ્મણ માનનારા ભક્તજનો પુણ્ય થશે એમ માનીને કૂવાની અંદર દીવાલોમાં પારેવાં બેસીને માળા બાંધી શકે અને ઇંડાં ઉછેરી શકે તે માટે ખાસ કંડારેલા કલામય ગોખલા મુકાવે છે. કૂવા-વાવની અંદરની એની

આગમન-નિર્ગમનની ક્રિયા જોઈને કોઈ પ્રેમી રાજસ્થાની કવિએ પણ દૂહો ફેંકી દીધો કે:

> कबूतर तुं अदभुत, घायल ज्युं घूमत फिरे,
> बनमें थोडा रुंख, किण कारण कूवै पडे ?

હે કબૂતર, ઘાયલની પેઠે ઘૂમતુ ફરતું તું યે અદ્‌ભુત લાગે છે! વગડામાં ઝાડ કયાં થોડાં છે? શા કારણે (કયા દુ:ખે) તું કૂવે પડે છે?

શાળાઓ અને કોર્ટોના એકાદ ખૂણામાં નાનો સરખો આધાર મળે તો એણે માળો બાંધવા માંડયો જ હોય. શિક્ષક વિદ્યાર્થીઓને યુરોપનો ઇતિહાસ કે જગતની ભૂગોળ શીખવતા હોય કે બડા ન્યાયાધીશસાહેબ ગંભીર મુખ રાખી ન્યાય તોળતા હોય ત્યારે ઉપર ખૂણામાં ભરાઈ બેઠેલ પારેવાં 'ઘુઉઉ... ઘુઉઉ......'ના પડછંદા પાડતાં હોય છે. જાણે અંતરમાંથી ઘૂંટીઘૂંટીને અવાજને ઘેરો કરતાં જતાં હોય છે. જગતના ધમાલિયા જીવન પાછળ તંબૂરના તાર જેવો, એકધારો સૂર ભરી સંગીતની પશ્ચાદ્‌ભૂમિકા ભરતાં હોય છે, અને સૌનાં કાર્યની ઉપેક્ષા કરતાં હોય તેમ ટેબલ અને પાટલીઓ માથે માળો બાંધતાં બાંધતાં સળીઓનો મે વરસાવતાં હોય છે. ભેટ બાંધેલો બિચારો હમાલ અવાજ કર્યા વિના પારેવાંને ઉડાવવા ઘણો પ્રયત્ન કરતો હોય, પણ પારેવું તો લહેરથી પોતાના કાર્યમાં રચ્યુંપચ્યું બેઠું જ હોય છે. આજુબાજુ ગમે એટલાં માણસો ફરતાં હોય તો યે એને માળો બાંધવામાં કે ઇંડાં સેવવામાં કદી યે કશો વાંધો નથી આવતો.

માળો ટેકવવા એને જરા જેટલું ય સ્થાન મળે એટલે બસ. ઝાડ પર એ માળો બાંધતું જ નથી. મોટાં મકાનોમાં અંદરના ઘોડિયાટ કે વળીઓ પર, થાંભલા પર, ગોખલામાં કે ભાડિયા કૂવાની અંદર બખોલોમાં એ માળા બાંધે છે. માળામાં મોટે ભાગે લીંબડાની સળીઓ વધારે મળી આવે. જો જગ્યા સગવડવાળી હોય તો સળીઓ ગૂંથીને માળો ફક્કડ બનાવે, નહિ તો પછી ગમે એમ ગોઠવી કાઢે, ભલે પછી અંદરથી ઇંડાં પડી જાય! જરાક ધક્કો લાગે તો વીંખાઈને નીચે જઈ પડે એવા એના માળાની ઉપમા તો આપી જાય છે કોઈ વિરહિણી રાજસ્થાની પ્રિયતમાએ—

> संदेशा विन पाठवै, मरियूं हियाफूट,
> पारेवाका झूल ज्युं, पडवै आंगण त्रूट.

હે પ્રિયતમ, જો સંદેશો નહિ આવે તો હૈયું ફાટતાં મરી જઈશ. જેવી રીતે પારેવાંનો ઝૂલ: માળો વીંખાઈ પડે તેમ આંગણા વચ્ચે મારો દેહ તૂટી પડશે.

સમૂહમાં રહેતું પારેવું ઈંડાં મૂકવા અને ઉછેરવા વખતે બબ્બેના જોડકામાં મળી જાય છે. પક્ષીજગતમાં કેટલાંક પંખીઓનાં જોડાં આખી જિંદગી એકબીજા સાથે એકનિષ્ઠ જીવન જીવે છે. પારેવાં વિષે જનસમાજમાં માન્યતા પ્રવર્તે છે કે એનું એક વાર જોડું બંધાઇ ગયા પછી આખી જિંદગી છૂટું ન પડે. વૈજ્ઞાનિક રીતે પણ આ વાત સાચી છે અને એથી તો આપણા લોક-સાહિત્યમાં એ જોડિયા જીવનને અંજલિ આપતાં કહેવાયું છે કે :

**પગ ટૂંકે પારેવડાં, બેસંતાં બેલાડ,**
**જોડાણુ એવું જડે, જો લખિયું હોય લેલાડ.**

ટૂંકા પગવાળાં પારેવાં બેલાડ : જોડી રૂપે જ બેઠાં હોય છે. જેનાં સદ્‌ભાગ્ય હોય એને જ જીવનમાં પારેવા જેવી જોડી મળે.

રાજસ્થાનીમાં પણ આ વિષે એક દુહો છે કે :

पटु पांखे, भखु कांकरै, सदा परेइ संग,
सुखी परेवा जगतमें, एके तुही बिहंग.

પાંખે ઊડવામાં પ્રવીણ, કાંકરી ખાનાર અને સદા યે પારેવીની સંગે જ જીવન જીવનાર, હે પારેવા, આ જગતમાં તું એક જ પંખી સુખી સુખી છો.

સામાન્ય રીતે પારેવાં બે સફેદ ઇંડાં મૂકે છે, પણ ઇંડાં ઊભું વરસ મૂકયા કરે. કેટલીક વાર તો આગલાં બચ્ચાં હજી મોટાં ન થયાં હોય ત્યાં બીજાં ઇંડાં મૂકી દીધાં હોય અને પારેવી સેવવા યે બેસી ગઇ હોય ! પારેવાંનો આટલો શિકાર થવા છતાં દિવસે દિવસે તે વધતાં જ જાય છે અથવા સંખ્યા ઓછી નથી થતી, એ તેની આ સતત ઇંડાં મૂકવાની શક્તિને લીધે. પારેવાંની ઉંમર આશરે ૨૦ વર્ષની આસપાસ ટેવાય છે.

પણ પારેવીનું ઈંડાંસેવન એ એના સમસ્ત જીવનનું સૌથી સુંદર અને હૃદયદ્રાવક દૃશ્ય છે. ઈંડાં મૂક્યાં એટલે પારેવી એની પાસેથી ખસવાની જ નહિ. આઠે પહોર અને બત્રીસે ઘડી ઇંડાં પર જ બેઠી હોય. કયારેક જરા ઊંચીનીચી થાય એટલું જ માત્ર હલનચલન. ઘુઘવાટ પણ શાંત હોય. આખા મોઢા પર કે સમગ્ર શરીર પર એક જ ભાવ છવાઇ ગયો હોય—મહાસમાધિમાં ઊતરી ગયેલો કોઈ યોગીરાજનો. ના, એ રૂપક પણ બરાબર નથી. એ સમયે એનું માતૃત્વ સંપૂર્ણપણે પ્રકાશી ઊઠે છે; એને સમાધિ સાથે ન સરખાવી શકાય. બચ્ચાં પ્રત્યેનો માતાનો ભાવ કેવો હોય છે, એ જોવો હોય તો ઇંડાં સેવતી

પારેવી તરફ નજર નાખી જોજો. જીવનમાં જાણે એને કશું જ કામ નથી, ચિંતા નથી; એક જ કામ છે, અને તે ઈંડાં સેવવાનું.

નર–પારેવું આવે અને ઈંડાં પર બેસે ત્યારે ઘડીક વાર પારેવી ઊડે ખરી; કદાચ એટલો વખત ચારો કરવા બહાર જતી હોય. પણ એ તો ગઈ કે પાછી આવી જ છે. એની પાસે પાણી અને ચણ મૂકીએ તો પણ એ અડે નહિ. જેટલો વખત ઈંડાં–સેવન ચાલે ત્યાં સુધી એનું આવું જ એકધારું જીવન.

ઈંડાંમાંથી બચ્ચાં બહાર નીકળે ત્યારે એની આંખો તદ્દન બંધ હોય અને શરીર પર જરા યે રૂંવાટી પણ નહિ. તદ્દન નાગી ચામડી જ દેહ પર હોય. શરૂઆતના દિવસોમાં એનાં માબાપ એમનાં મોઢામાંથી અમુક ગ્રંથિઓમાંથી નીકળતો દૂધ જેવો પદાર્થ બચ્ચાંને ખવરાવે. આ જાતનું દૂધિયું ખવરાવવા માટે પારેવાંની જાત પંખી–વર્ગમાં વિશિષ્ટતા ધરાવે છે. બચ્ચાં અન્ય ચણ ખાતાં થાય ત્યાર બાદ પણ એને માબાપ ચણ સાથે દૂધિયું ભેળવીને આપતાં હોય છે. બચ્ચાંને ખવરાવવાની રીત પણ અન્ય પંખીઓથી જુદી જાતની. બીજાં પખીઓ બચ્ચાંને ખવરાવે ત્યારે તેઓ બચ્ચાં મોં ખુલ્લું કરે તેમાં ચણ મૂકે. પણ પારેવાંમાં એથી ઊલટું. તેમાં માબાપ મોં ખુલ્લું કરે તેમાંથી બચ્ચાં ચાંચ નાખીને ખોરાક પોતાની મેળે ખાઈ જાય.

અત્યારસુધી જેનું વર્ણન કર્યું તે આપણું અને આખા હિંદનું સામાન્ય વાદળી પારેવું–The Blue Rock Pigeon. આ વાદળી પારેવું જ હિંદનાં લગભગ બધાં પારેવાંઓનું પુર્વજ મનાયું છે. પારેવાંનો જાતિ સ્વભાવ ઘણો જ ભડકણો ગણાય છે. પણ જીવનવિગ્રહમાં ધકેલાતું આ પારેવું માનવ–સમાજ વચ્ચે આવી પહોંચ્યું ને ત્યાં આશરો ભાળતાં પરિચિત થઈ અમર્યાદિત વિકાસ સાધી લીધો. હજી એનાં અન્ય સગોત્રીઓ માનવી પાસે ઢૂકતાં નથી.

પારેવાનું બીજું નામ કબૂતર, કબૂતર એ આપણે ત્યાંનું નામ નથી, પણ ફારસી શબ્દ છે. ફારસીમાં તો એવી કહેવત પણ છે કે : 'કબૂતર બા કબૂતર, બાઝ બા બાઝ' કબૂતરની સાથે કબૂતર, બાજ સાથે બાજ : Birds of feather, flock together. આપણે ત્યાં કબૂતર શબ્દ પૂરેપૂરો ચલણી થઈ ગયો છે; પણ સામાન્ય જનસમૂહની જીભે ચડી ગયેલું નામ તો 'પારેવાં' જ. એનું બીજું ફારસી નામ પરીન્દા.

પારેવાં અને હોલો–Pigeon અને Dove બન્ને એક જ વર્ગનાં પંખી. શરીરનું ઘડતર, રહેણીકરણી અને બચ્ચાંને ખવરાવવાની વિશિષ્ટ રીત પણ

સરખાં જ. પારેવાં એટલે આપણા સંસ્કૃત સાહિત્યનું પારાવાત અને હોલો એટલે કપોત. બન્નેનો ઘણા જૂના કાળથી આપણાં શાસ્ત્રોમાં ઉલ્લેખ છે તેથી હિંદનાં જૂનાં વતની હશે એમ લાગે છે.

## ૨ : હરિયાળ

**આ**પણે ત્યાં ઝાઝાં ઝાડ અને વનરાજીવાળા પ્રદેશોમાં બીજી જાતનાં પારેવાં થાય છે. એનું નામ 'હરિયાળ'. આપણાં પારેવાંનો મુખ્ય વર્ણ વાદળી, ત્યારે આ પારેવાંનો મુખ્ય વર્ણ લીલો અને પીળી ઝાંયવાળો. એનું માથું સહેજ પીળું, પણ ડોક અને છાતી તો ભારે પીળાં. ગળા આસપાસ ભૂખરો પટ્ટો. પાંખો શરૂઆતમાં પીળી, પછી લીલી; ત્યારબાદ અંતમાં કાળા જેવી; પણ છેલ્લાં પીછાં અત્યંત પીળાં. પેટ અને પાંખો નીચેનો ભાગ ભૂખરો, પીળી છાતીથી એકદમ જુદો તરી આવે તેવો. પાંખ નીચે નારંગી પટ્ટા. વાદળી આંખ આસપાસ ગુલાબી કુંડાળું. ચાંચ મૂળમાં જાડી અને લીલાશ પડતી. ચાંચથી એકદમ આપણા પારેવાથી જુદું તરી આવે. પગ પણ નારંગી.

આવા વિવિધ રંગે શોભતું આ પારેવું જમીન પર ભાગ્યે જ ઊતરે. ફળનો જ આહાર કરે અને ઝાડ પર જ રહે. ઝાડનાં પાદડાં સાથે રંગ એવો ભળી જાય કે હજારો પારેવાં ઝાડ માથે બેઠાં હોય પણ અવાજ ન કરતાં હોય તો જુદાં તારવવાં મુશ્કેલ પડે. ઊડવામાં તો આપણાં પારેવાં જેવાં જ, પણ ભારે આળસુ. ઠેઠ પાસે જઈને ન ઉડાડીએ ત્યાં સુધી ઊડે નહિ. પાણી પીવા યે નીચે ન ઊતરે; ફળફળાદિમાંથી જ જોઈતો ભેજ મેળવી લે. ખાસ કરીને એને વડના ટેટા અને પીપળ-પીપળાની ટેટીઓ બહુ ભાવે. આથી ઉત્તર હિંદનાં વડ-પીપળનાં ઝૂંડોમાં હજારોની સંખ્યામાં તે વસે છે.

ઝાડ પરના જ એના કાયમી વસવાટને કારણે એના પગ ભારે મજબૂત થઇ ગયા છે. ઝાડની ડાળીઓ પર તે પોપટની પેઠે આસાનીથી ફરતાં હોય છે. કાયમી ઝાડ પર વસવા છતાં, જરૂર પડયે બીજાં પારેવાંની જેમ જ એ સારી પેઠે ઊડી શકે છે. પણ પસંદ કરેલ ઘટા એકદમ તે છોડતાં નથી.

પંખીઓને ઊડયા બાદ નીચે ઊતરવું હોય છે ત્યારે પાંખ નીચેના હવાના દબાણને દૂર કરવા માટે જોરથી પાંખો ફફડાવવી પડે છે. પણ પાંખો ખૂબ ફફડાવવા માટે જેટલી જોઇએ એટલી જગ્યા હરિયાળને ઘાટી ઘટાઓમાં રહેવાને કારણે ન મળતી હોવાથી, થોડાક જ ફફડાટથી ઝાડ પર ઊતરી શકાય તે

માટે આ પંખીની પાંખમાં ત્રીજે પીછે એક ચીરો (Slot) હોય છે. તે કારણે પાંખ નીચેનું દબાણ, એ ચીરામાંથી હવા ઉપર પસાર થઈ જતાં ઓછું થઈ જાય છે અને તે એકદમ ઊતરી શકે છે. આ ચીરો એને ઘાડી ડાળીઓમાંથી પસાર થતી વખતે હવાના દબાણને ઓછુંવત્તું કરવામાં મદદગાર બને છે.

લગભગ આ જ જાતની સગવડ માટે આધુનિક એરોપ્લેનની પાંખમાં પણ છેવાડાના ભાગે ચીરો (Slot) પાડવામાં આવે છે. આવા ચીરા કોઈ કોઈ શિકારી પંખીઓની પાંખમાં હોય છે, તેમ કહેવાય છે.

ભાંગલોતૂટેલો માળો, બે સફેદ ઈંડાં વગેરે—આપણાં પારેવાં જેવો જ હરિયાળનો જીવન-વ્યવહાર. કાઠિયાવાડમાં તો ખૂબ ગીચ ઝાડી હોય ત્યાં એ દેખાય છે. મોટા ભાગના સૂકા પ્રદેશમાં તો એ જોવા યે શાનું મળે ? એનું બીજું નામ : 'હરેવા'. સંસ્કૃત નામ 'हारीत'. એના લીલા હરિયાળા રંગ પરથી જ આ નામ પડયાં લાગે છે.

*                *                *                *

**પારેવાંની ત્રીજી પણ એક જાત થાય છે :** નામ The Kokla Green Pigeon. એમાં નર માદાના રંગ જુદા. ભારે રમતિયાળ, ગાય મીઠું, પણ આપણે ત્યાં એ વસતું ન હોવાથી એની સાથે નિસ્બત નથી.

હિંદમાં ઠેઠ યુરોપમાંથી પારેવાં આવે છે અને હિંદના અંદર અંદરના પ્રાંતોમાંથી પણ પ્રવાસ કરી તેઓ એક બીજે સ્થળે જતાં હોય છે. પણ કાઠિયાવાડ તરફ ઓછાં આવતાં હોય તેમ લાગે છે.

*                *                *                *

**જેમની આ જગતમાંથી જાતો તદ્દન લુપ્ત** થઈ મનાય છે તે પંખીઓ ડોડો, સોલીટરી, પાસેન્જર પીજીઅન, વગેરે પારેવાનાં જ સગાં થાય.

દુનિયાના અનેક પ્રદેશમાં પારેવાં જબરી સંખ્યામાં વસી રહ્યાં છે. પારેવાંની અમર્યાદિત સંખ્યા પર તેમનામાં થતા ડીપ્થેરીઆ નામના રોગે કાબૂ રાખ્યો છે. Beech–mast નામનું ખાદ્ય તત્ત્વ એના ખોરાકમાં વધારે આવવાથી તથા અમર્યાદિત સંખ્યાના વધારાને કારણે તદ્દન નજીક જીવન ગાળતાં હોઈને તેમનામાં આ રોગ ઊભો થતો મનાય છે.

ઓસ્ટ્રેલિયાનું એક The Wonga–Wonga Pigeon નામનું પારેવું ભારે વિચિત્ર રીતે માળા બાંધે છે. સંવનનકાળે માદા બેઠી હોય ત્યાં નર એક સાંઠીકડું લાવે, માદાની આસપાસ ત્રણ આંટા મારે, પછી સાંઠીકા માથે બેસે અને માદાને એ સાંઠીકું આપે. આમ સાંઠીકાં ભેગાં થાય તેમાંથી માદા માળો બાંધે !

# ઉપદ્રવી અને ઉપયોગી

# પારેવાં



[ સંદેશા મોકલવા પારેવાના પગમાં એલ્યુમિનિયમની પટ્ટી ચોડાય છે. ]

**હોલો બેઠો એ ઝાડ વંઠયું, કૂવો વંઠયો કબૂતર બેઠું,**
**ઘર વંઠયું ભગતડું પેઠું, કાયા વંઠી કાફડું [અફીણ] પેઠું.**

આપણાં ગામડાંની આ લોકોક્તિ છે. એની પાછળની માન્યતાઓ પાછળ કેટલાંક કારણ સાચાં છે; કેટલાંક વિવાદાસ્પદ છે. હોલો બેઠે ઝાડ વંઠતું નથી. એટલું ખરું કે સાવ ઠૂંઠા ઝાડ પર, જ્યાં કોઇ પંખી ન બેસે એવાં ઠૂંઠાં ઝાડ પર બેસીને હોલો વનવગડા ગજવે છે. ભગતડું ઘરમાં પેઠે ઘર વંઠે છે કે કેમ એ વિષે નિર્ણય આપશું તો કોઇ ભગત લાકડી લઈ મારવા દોડશે એટલે એ વાત જવા દઈએ.

અફીણ વિષે તો સ્વીકાર કરવો જ રહ્યો. ભલે પછી કોઈ અફીણી મારવા ઊઠે. પણ અફીણીને અમલ ચડે અને મારવા ઊઠે એ શંકા પડતી વાત છે, એટલે કહેવામાં વાંધો નહિ. અને કબૂતર વિષે યે કહેવામાં વાંધો નથી, કારણ કે એના વિષેની વાત સાવ સાચી છે. નવો કે જૂનો, તાજો બાંધેલો કે ભાડિયો કૂવો—ગમે તે જુઓ, ત્યાં પારેવું પહોંચ્યું જ હોય અને પીછાં, ચરક તેમ જ માળાની સામગ્રીથી કૂવાને ભરી મૂક્યો હોય.

પણ પારેવાંનો એ કાંઈ બહુ મોટો અવગુણ નથી. એ સિવાય ઘણા અવગુણ કહી શકાય તેમ છે. એક તો આપણી ધાર્મિક માન્યતા અને બીજું પારેવાંનો આહાર.

આપણી ધાર્મિક માન્યતાને કારણે એને હંમેશાં જાર નાખવામાં આવે છે. મુંબઈની મુખ્ય ત્રણ પાંજરાપોળો તરફથી રોજ ૭૫–૧૦૦ રૂ. ની જાર નખાય છે. વાર્ષિક લગભગ ૩૦–૪૦ હજાર રૂપિયાની જાર થઈ. આ તો માત્ર ત્રણ જ પાંજરાપોળની વાત થઈ. એ સિવાય મુંબઈમાં કેટલી યે પાંજરાપોળો હશે; એ બધાંનો હિસાબ ગણીએ તો? એથી આગળ ચાલી ગામે ગામની પાંજરાપોળો તરફથી નાખવામાં આવતી જાર તથા અંગત રીતે ઘેર ઘેરથી નાખવામાં આવતી જારનો હિંદના એક છેડાના ગામથી માંડી બીજા છેડાના ગામ સુધીનો હિસાબ માંડીએ તો? કદાચ લાખો કરોડો સુધી સંખ્યાનો આંકડો પહોંચી જાય તો ના નહિ!

આજના જમાનામાં જ્યારે માણસો અન્ન વિના મરે છે ત્યારે આ આંકડો કોઈ અર્થશાસ્ત્રીને રાષ્ટ્રના ધનને વેડફી નાખતો લાગે તો આપણાથી ના પાડી શકાશે નહિ. બીજી બાજુ પારેવાંનો આપણા જીવનમાં દેખીતી રીતે કરો ઉપયોગ બહાર આવ્યો નથી. ચણ નાખીને એના જીવનમાં રસ લેવા પૂરતી પણ એની પાછળ દૃષ્ટિ નથી. ત્યારે આજના ઉપયોગિતાવાદના જમાનામાં આ ખર્ચને જડામૂળથી નકામું ગણવામાં આવે તો કેમ ના પાડી શકાય?

પણ આપણાથી તો એ વિચાર ન થઈ શકે એટલી એના વિષેની ધાર્મિક માન્યતા દૃઢ થઈ ગયેલી છે. આપણે ત્યાં તો જેને ઘેર પારેવાંને વધારે જાર નખાય એ સમૃદ્ધિનું સૂચક અંગ ગણાય છે. કવિઓએ કલ્પનાને બહેલાવીને કચ્છના લાખા ફુલાણીની સમૃદ્ધિ આલેખી છે કે:

"પારેવાં મોતી ચુગે લાખારે દરબાર"

પણ આ જારની વાત જવા દઈએ. પારેવાંનો સ્વભાવ મુખ્યત્વે કણભોજી છે અનાજ વિશેષ ખાય; બીજું નહિ જેવું. આખો દિવસ ખેતરોમાં ફર્યા કરે,

ઊભાં ખેતરોમાંથી દાણા વીણ્યા કરે અને ખાધા કરે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ એના આહારનો આંક કાઢવા માટે પારેવાનાં અંગ ચીર્યાં છે. એમાંથી માલૂમ પડયું છે કે એક પારેવાના પેટમાં અન્નના ૧૨૯૬ કણ મળી આવે છે. એક જ પારેવું દિવસમાં બે જ વખત ચારો કરે તો યે કેટલું અનાજ એના પેટમાં જાય? અને એક પારેવા પછી તો આપણે ત્યાં અસંખ્યની સંખ્યામાં વસતાં પારેવાંના સમગ્ર કણ–આહારનો આંકડો માંડીએ તો આપણા ખેડૂતોને એથી કેટલું નુકશાન થાય એ કલ્પના થિજાવી દે તેવી છે. એમાં યે બચ્ચાંના ઉછેર–સમયે એનાં બચ્ચાં માટે એ અનાજ ઉપાડી જાય તે વધારામાં.

ભગવાનનાં બ્રાહ્મણ જેવાં પારેવાં માથે આપણા ખેડૂત પાણો યે નથી ઉપાડતા. એની ખળાવાડ, ખેતર અને વાડીઓમાં છૂટથી પારેવું ફર્યા કરે છે, પણ ધાર્મિક વૃત્તિથી ભરપૂર આપણો ખેડૂત એના તરફ કાંકરી યે ફેંકતો નથી. એનું એક કારણ તો એ પણ સંભવે છે કે એને પારેવાં જે બગાડ કરે છે એનો સાચો ઉટાંક ન આવ્યો હોય. મોર કૂમળા છોડને ખાઈ જાય છે તેથી ધાર્મિક માન્યતા છતાં એને ખેડૂત ઉડાડે છે જ. પારેવાં વિષે ખ્યાલ નથી આવ્યો લાગતો.

પારેવાંને મારવાની વાત! આપણી ધાર્મિક માન્યતા કેમ સહન કરી શકે? એક વખત મુંબઇમાં કોઇ છોકરે પારેવું મારેલું, ધર્મપરાયણ વણિકો ત્યાં ભેગા થઇ ગયા અને પારેવાંને મીંદડું પીંખે એમ પેલા છોકરાને પીંખવા લાગ્યા. કોઇકે ખોટું બહાનું આપ્યું કે આ તો બીજે ઘા કરવા જતાં પારેવા પર લાગી ગયુ છે ત્યારે જ છોકરો છૂટી શકયો!

બીજી વખત એક બીજે છોકરે પારેવું મારેલું, લોકોએ એને પકડયો, ન્યાયાધીશ પાસે ખડો કર્યો; પારેવાં મારવામાં કાયદાની દૃષ્ટિએ કશો ગુનો નથી, છતાં પ્રજાના ટોળાને શાંત કરવા ન્યાયાધીશે નછૂટકે ધાર્મિક લાગણી ઉશ્કેરવાના બહાના નીચે રૂ. ૩) નો દંડ કર્યાનો દાખલો નોંધાયો છે. છાપાંઓએ આ દંડ સામે વાંધો ઉઠાવેલો. પણ ધાર્મિક લાગણી સામે એમનો વાંધો ઢોલમાં પિપૂડીના અવાજની જેમ સમાઇ ગયો!

પારેવાંની અનાજ પરની આ વિનાશ–પ્રવૃત્તિ તરફ પશ્ચિમના દેશોનું વિશેષ લક્ષ્ય ખેંચાયું છે; ખાસ કરીને ઇંગ્લેન્ડ જેવા ઠંડા પ્રદેશનું. કારણ કે ત્યાં અનાજ માંડ માંડ ઉગાડી શકાય છે. છેલ્લાં થોડાં વર્ષોથી અખતરા કરીને ત્યાં અનાજ ઉગાડવાનું શરૂ થયું છે. એમાં પારેવાં ઊતરી પડે એટલે તરત જ પરિણામ દેખાઇ આવે ને?

પારેવાં પહેલાં ઈંગ્લેન્ડમાં ઓછાં વસતાં. અનાજ વાવવું શરૂ થયા પછી ત્યાં પારેવાં ઘણાં જવા માંડયાં છે. શિયાળો ઊતરે અને મોલ પાકે ત્યારે હજારોની સંખ્યામાં બીજા દેશોમાંથી પારેવાં ત્યાં ઊતરી પડે. પણ ત્યાંના ખેડૂતો પારેવાંની આ વિનાશ-વૃત્તિ સહન કરી લે તેમ નથી. તેઓએ તો એની સામે જેહાદ ઉપાડી છે. દર વર્ષે શિયાળા પહેલાં તેઓ ઊગતા મોલનો નાશ કરતા કૂકડાઓનો સંહાર-યજ્ઞ કરે છે અને એ કામ પત્યે શિયાળો ઊતરતાં મોલ પાકતાં આવી પહોંચતાં પારેવાંનો સંહારયજ્ઞ શરૂ કરે છે.

૧૯૪૦માં અને ત્યાર બાદ એ સંહારયજ્ઞે વિશેષ કડકાઈ ધારણ કરી છે. કારણ કે આ વર્ષોમાં ત્યાં લડાઈ છે. લડાઈનાં વર્ષોમાં દારૂગોળા જેટલું જ એ દેશમાં મહત્ત્વ અનાજનું. એવે સમયે પારેવાં પાકનો સંહાર કરી જાય એ કેમ પોસાય ? આથી ત્યાંના ખેતીવાડી ખાતાના પ્રધાન તરફથી જ સૂચના નીકળી છે કે 'Shoot the pigeons and save the crop : પારેવાં મારો અને પાક બચાવો' : આ પ્રચારવાક્ય ઘેર ઘેર ઘૂમવા માંડયું, ખેડૂતોને ઊભા કરવા માંડ્યું અને પારેવાંનો નાશ કરવાનો સમૂહયજ્ઞ મંડાયો.

પણ પારેવાં શિકારીઓ કે ખેડૂતોની ઝપટમાં એકદમ આવે એવાં ભોળાં નથી. તેઓ ભારે ચાલાક ગણાય છે. શિકારીના હાથમાં બંદૂક હોય તો ભડાકો થતાં કેટલે દૂરથી કેટલા સમયમાં ગોળી આવી પહોંચશે એનું સ્વાભાવિકતાથી તારતમ્ય ખેંચી દસ વાર દૂરથી પણ, એ પ્રમાણે પાંખોમાં વેગ વધારીને તે ઊડી જાય છે. એથી યે આગળ જતાં, ગોળી વાગે તો તે પછી પણ માઈલોના માઈલો સુધી લોહીનીંગળતે શરીરે ઊડી જઈ શકે છે. પાળેલાં પારેવાંને પણ ગમે એટલું મારો ને, એને મારની ઝાઝી અસર ન થવાની.

આવાં પારેવાંનો સંહારયજ્ઞ અંગ્રેજોને ભારે થઈ પડે છે. એ માટે જાત-જાતના ઉપાયો શોધવા પડે છે. ખાસ કરીને બે ઉપાય તેઓ અજમાવે છે.

(૧) ઘેરઘેરથી સૌ ગામડિયા જેવી મળી તેવી, જૂની ભાંગીખોખરી બંદૂક લઈ નીકળી પડે. સાથે કૂતરાને પણ લઈ લે. સાંજે જે ઝાડો પર પારેવાં રાત રહેતાં હોય એની આસપાસ ઝાડે ઝાડે બંદૂકો સજ્જ કરીને ઊભા રહી જાય. પારેવાં બેસી જાય પછી એક સાથે મોટો ભડાકો કરે; પારેવાં ઊડે એટલે ટોળાં પર પણ એકધારા ભડાકાઓની તડી વરસે અને એમાં ઘણાં પારેવાંઓને ઝપટમાં લઈ લે. ઘવાયાં છતાં ઊડી ગયેલાં પારેવાં દૂર જઈ પડે એને કૂતરા પકડી આવે. પણ એકાદો ય ભડાકો આડોઅવળો ગયો, એટલે થઈ રહ્યું. એક વાર ધારી ગતિએ પારેવાં ચડી ગયાં, પછી બંદૂકોના ભડાકા નિષ્ફળ જવાના.

(૨) આ માટે તેઓએ એક બીજી પણ સાવચેતીભરી તરકીબ ગોઠવી છે. પારેવાં હંમેશાં ઊતરતાં હોય એ ઝાડ નીચે તેઓ ઝાડ, પાન, પાલો વગેરેનો ઉપયોગ કરી માંડવા બનાવે; ગુપ્ત સ્થાન રચી એમાં બંદૂકો ગોઠવે. ઘણા દિવસ આ ગુપ્ત સ્થાનો રાખી મૂકે એટલે પારેવાં તેનાથી હેવાયાં થઈ જાય. ત્યારબાદ નકલી પારેવાંને તેની આસપાસ ચરવા છોડી મૂકે. એ પારેવાંને જોઈને પારેવાં નીચે ઊતરે અને પછી તો એ સ્થાનોમાં છાની ગોઠવી રાખેલી બંદૂકો શરૂ કરી દે અને પારેવાંને સોથ વાળી દે.

આ રીતે ઇંગ્લાંડને ગામેગામ આ સંહારક્રિયા છેલ્લાં બે વર્ષથી ચાલે છે. સાંજ પડયે સૌએ કેટલાં પારેવાં માર્યાં એની ગણતરી થાય. પારેવાંનું માંસ ખાવામાં ઘણું સ્વાદુ ગણાય છે એટલે મારવામાં થતાં કાર્તુસોનું ખર્ચ એમાંથી નીકળી જાય છે. આ જાતના સમૂહયજ્ઞમાં એક વર્ષે એકલા યોર્કશાયરમાં ૨૦,૦૦૦ પારેવાં મરાયાં હતાં.

પણ જવા દઈએ આ સંહારક્રિયાની વાત. આપણા અન્નાહારી અને દયાવૃત્તિભર્યા હિંદી માનસને એ વધારે નહિ ગમે. પારેવાંના એક બીજા ઉપયોગની વાત કરીએ. એ ઉપયોગ તે યુદ્ધને સમયે પારેવાંને સંદેશવાહક તરીકે વાપરવાનો.

પારેવાં એટલે Pigeon અને હોલાં એટલે Dove: બન્ને છે એક જ વર્ગનાં. શરીરનો બાંધો, આહારવિહારમાં કશો ફેર નથી. આ કારણે તો જૂના સમયમાં બન્નેનાં નામ જુદાં જુદાં આપવા છતાં એક જ ગણવામાં આવતાં. ઇંગ્લાંડમાં તો એક બીજા માટે વપરાતાં આ નામ ભારે ગોટાળો કરે છે.

આપણે ત્યાંનાં જૂનાં શાસ્ત્રોમાં જેમ હોલાંપારેવાંનો ઉલ્લેખ છે તેમ પશ્ચિમના પુરાણા શાસ્ત્ર બાઇબલમાં પણ તેનો ઉલ્લેખ છે. બાઇબલના Old Testament ના Genesis–ઉત્પત્તિ-પ્રકરણમાં પૃથ્વીને ઉત્પન્ન કર્યા પછી એક વખત પ્રભુએ આખી પૃથ્વીને પાણીથી રેલી દીધી. પ્રભુપુત્ર નોઆહ એક વહાણમાં પોતાની પત્ની, બાળકો, પશુઓ, પક્ષીઓ અને છોડવા લઈને સમુદ્રમાં ચાલ્યા ગયા અને

Fifteen cubits upword did the waters prevail; and the mountains were covered.

પૃથ્વી પર ૧૫ ફુટ પાણી ચડી ગયાં અને ડુંગરા પણ ઢંકાઈ ગયા.

આખી પૃથ્વી જળબંબાકાર થઈ ગઈ. આ રીતે ૧૫૦ દિવસ પૃથ્વી પર પાણી રહ્યાં. પછી ધીમે ધીમે પાણી ઊતર્યાં, પવન વાયો અને પૂરાં પાણી

ઊતર્યાં છે કે નહિ તે જોવા પ્રભુપુત્રે કાગડો મોકલ્યો પણ એ પૃથ્વી પરથી પાછો ન આવી શક્યો. ત્યાર બાદ :

Also he sent forth a dove from him to see if the waters were abated : પાણી ઊતર્યાં છે કે નહિ તે જોવા પારેવાને મોકલ્યું. પણ પૃથ્વી પર પાણી હતાં અને પારેવાને પાછા ફરવું પડયું.

And again he sent forth the dove out of the ark; and the dove came in to him in the evening : and lo, in her mouth was an olive leaf pluck off.

એણે ફરીથી પોતાના વહાણ પરથી પારેવું મોકલ્યું. પારેવું પાછું આવ્યું, અને જુઓ એની ચાંચમાં ઓલીવ વૃક્ષની ડાળી હતી.

પૃથ્વી પરથી પાણી ઓસરી ગયાં છે એની સાબિતી રૂપે એ ડાળી લાગ્યું હતું.

પૃથ્વી પર ફરીથી વસવાટ થયો. મહા ઉત્પાતમાંથી શાંતિ સ્થપાઈ. ત્યારથી પારેવું અને એની ચાંચમાં ઓલીવની ડાળથી એ શાંતિના પ્રતિક તરીકે વપરાય છે. આથી જ લીગ ઓફ નેશન્સના મકાન પર પણ ચાંચમાં ઓલીવ–ડાળી પકડેલા પારેવાને બેસાડેલ છે. પણ શાંતિના પ્રતિકરૂપ આ પારેવાંનો આજે ઉપયોગ થઈ રહ્યો છે માનવસંહારભર્યાં યુદ્ધોમાં સંદેશવાહકો તરીકે.

પ્રભુપુત્ર નોઆહે એનો ઉપયોગ કર્યા પછી ઘણી પ્રજાઓએ એનો સંદેશવાહક તરીકે ઉપયોગ કર્યો છે. આફ્રિકામાં ઇજીપ્શિયન લોકોએ ઉપયોગ કર્યો, યુરોપમાં ગ્રીક અને રોમનોએ ઉપયોગ કર્યો છે. અરબસ્તાનમાં મુસલમાનોએ અને હિંદમાં રજપૂતોએ તથા મોગલોએ ઉપયોગ કર્યો છે. લગભગ બધાએ પારેવાંને લશ્કરમાં જ વાપર્યાં છે. રોમન સરદારો કદી સાથે પારેવાં લીધા વગર ચડાઇ ન કરતા કે બહાર ન નીકળતા. સામસામાં લશ્કરો ભટકાઇ પડે ત્યારે સંદેશો મોકલવાનું એક જ સાધન હતું અને તે પારેવાં.

જૂના સમયમાં તો સંદેશવાહક તરીકે એનો ઘણો ઉપયોગ થયો, પણ અદ્યતન યુગમાં પ્રથમ એ કામ આવ્યાં ૧૮૭૦–૭૧માં પારીસના ઘેરામાં. ખાસ કેળવેલાં નહિ, પણ છેલ્લી ઘડીએ તૈયાર કરેલાં પારેવાંએ તે યુદ્ધમાં ૧,૫૦,૦૦૦ સંદેશા પહોંચાડયા. અને દિવસે દિવસે યુદ્ધ તરફ ધપ્યે જતી પાશ્ચાત્ય પ્રજાઓનું એના તરફ લક્ષ્ય ખેંચાયુ; અને તેના પર અખતરા ગયા.

પારેવાંની ઊડવાની શકિત ઘણી. જે દિશામાંથી મોકલ્યાં હોય તે દિશાએ પાછાં વળવાની નૈસર્ગિક શક્તિ વિશેષ. વરસાદ પડે તો યે ભીંજાય નહિ અને

ખાસ અસર થાય નહિ એવો પાવડર એની પાંખોમાં વિશેષ હોઈ વરસાદ વખતે પણ ગમે ત્યાં જઈ શકે અને શરદી લાગે નહિ. શરીરની શક્તિ પણ વધારે એટલે ધવાયા છતાં ઊડી જઈ શકે એ સંદેશવાહન માટે અગત્યની વાત. આથી જ જ્યારે રેડીઓ, ટેલીફોન કે બીજાં કોઈ સાધન સંદેશો મોકલવામાં નિષ્ફળ નીવડયાં છે ત્યારે આ પારેવાં બરાબર સફળ થયાં છે.



સંદેશા સાથે પારેવાંને ઉડાડે છે

પારીસના એ ઘેરા પછી યુરોપનાં દરેક રાષ્ટ્રોમાં પારેવાંને સંદેશવાહક બનાવવા લોકો કેળવવા લાગ્યા. સરકારોએ પારેવાં ન મારવાના નિયમ કર્યા, પારેવાંના સંહાર કરનાર શકરા–બાજને મારી નાખવાનાં ઈનામ કાઢયાં અને કેળવનારને આર્થિક મદદો અપાઈ. સૌથી વિશેષ પારેવાં કેળવ્યાં બેલ્જીઅમનાં લોકોએ. સરકારો પોતે પણ લશ્કરમાં ઉપયોગ કરવા માટે પારેવાં ઉછેરવા ને કેળવવા લાગી.

પારેવાંને કેળવવા ખાસ Loft : કબૂતરખાનાં રચવામાં આવે છે. એમાં પારેવાંને બાળપણથી રીતસર કેળવવામાં આવે છે. કબુતરખાનાથી થોડે દૂર લઈ જઈ પાછાં છોડવામાં આવે છે. ૨૦–૩૦ માઈલથી માંડી ૧૦૦–૨૦૦–૩૦૦ માઈલ સુધી લઈ જઈ છોડી મૂકે છે અને પારેવાં પાછાં ચાલ્યાં આવે છે. અખતરા કરતાં આ માઈલવિસ્તાર ૧૦૦૦ સુધી પહોંચી જાય છે.

એને કેળવવા માટે રચાયેલ કબૂતરખાનાંની વ્યવસ્થા પણ ભારે શાસ્ત્રીય રીતે કરી હોય છે. ખાનામાં માળો હોય, માટી હોય, કરાંઠીઓ ગોઠવેલી હોય. ખાવાપીવાનાં સાધનો તો હોય જ. ઉપરાંત સરખી રીતે ઊડી શકે અને કસરત કરી શકે તેવી વિસ્તૃત જગ્યા પણ રાખી હોય. બહારથી પારેવાંને આવવા માટે ઓસરીમાં અમુક બાકોરાં રાખ્યાં હોય. સંદેશો લઈ પારેવું આવે અને બાકોરામાં બેસે કે ઇલેકટ્રીક ઘંટડી વાગે અને માલિકને એની આવ્યાની જાણ થાય.

પારેવાંની ઓળખાણ માટે એનાં પીંછાં પર માલિકનાં નામ, નંબર પણ ટાંકવામાં આવે.



પારેવાંને ખોરાક અપાય છે.

સંદેશો મોકલવાના બે રસ્તાઃ એનાં પીંછાં સાથે સંદેશાનો કાગળ વીંટી, સીલ કરી એનો દોરો એની પૂછડીના મજબૂત પીંછા સાથે બરાબર બાંધી દે.

બીજી રીત–એના પગ ફરતી એલ્યુમિનિયમની પાતળી પટ્ટીઓ બંધ કરી દે, ભાર લાગે નહિ ને પારેવાં સહેલાઈથી ઊડી શકે તેવી રીતે.

કબૂતરખાનાંએ પારેવાં પાછાં વળે તે માટે છોડતાં પહેલાં એમને ભૂખ્યાં રાખવામાં આવે છે. ઊડતી વખતે એમને અનાજ દેખાડી છોડી મૂકે છે એટલે સંદેશો દઈ તરત જ પાછાં ફરે છે. ખાસ સંદેશાઓ મોકલવા તથા હરિફાઈ વખતે પારેવાં એકદમ પાછાં આવે માટે એના પત્નીપ્રેમ તથા દાંપત્યપ્રેમનો પણ ઉપયોગ કરવો પાશ્ચાત્યો નથી ભૂલ્યા. ઉડાડતાં પહેલાં એની પત્ની સાથે બીજા કોઈ નર–પારેવાને બેસાડેલું દેખાડે એટલે નર–પારેવું ઝપાટે સંદેશો લઈ જાય અને ઈર્ષ્યાને જોરે ઘર તરફ ઝપાટે પાછું વળે.

એ જ રીતે પારેવીને દૂર કરી નરને જ ઈંડાં સેવવા બેસાડે અને પછી સંદેશો દેવા મોકલે. ઈંડાંને એકલાં છોડી ગયેલો નર, ઈંડાંની ચિંતામાં તરત જ પાછો ફરે. પક્ષીઓને કુદરતી સ્વભાવનો આવો ઉપયોગ કરી જાણ્યો એક માનવજાતે જ અને એ માટે એને શાબાશી મળે છે. છે ને વિધિની કેઈ વક્રતા !

પછી તો અખતરા આગળ વધ્યા છે. દિવસે જ સંદેશો લઈ જવામાં કામ આવતાં પારેવાં પર રાત્રે સંદેશો પહોંચાડી શકે તેવા પ્રયોગો થયા. એમાં યે સફળતા મળી. પછી પ્રયોગ–વિસ્તાર આગળ વધ્યો અને જમીન છોડીને દરિયા પર વહાણમાંથી સંદેશો લઈ આવે એવા અખતરા થયા. ધીમે ધીમે એમાં પણ સફળતા મળતી જાય છે. અલબત્ત, જમીન જેવી નહિ.

પારેવાંનો આ રીતે ટપાલીઓ તરીકે વ્યવસ્થિત ઉપયોગ થયો ગયા મહાયુદ્ધમાં. વિજ્ઞાનના આ જમાનામાં રેડીઓ, ટેલીફોન કે કોઇ પણ સાધનો સામે પ્રતિકાર રૂપે શત્રુઓએ સાધનો શોધી કાઢયાં હતાં; યુદ્ધને સમયે એ નિરુપયોગી બન્યાં હતાં. એવે સમયે પારેવાં કામ આવી ગયાં. ઊડીને પારેવાં પસાર થઇ જાય તે ખબર ન પડે. ખબર પડે ને ગોળી છોડે તો યે ભાગ્યે જ લાગે એટલે ઊંચે પારેવાં ઊડતાં હોય. આવાં પારેવાં સામે શત્રુઓએ શકરા ને બાજ કેળવ્યા. પારેવાં દેખાય કે બાજ છૂટા મૂકે. પણ કેળવેલ પારેવાં બાજની ઝપટમાં ઓછાં આવે. અને બાજને પોતાના કે પારકા પક્ષનાં પારેવાં છે એ સમજ તો શાની પડે? એ તો ગમે તે પારેવાં દેખે એનો સંહાર આદરી દે. એટલે શકરા–બાજ જોઇએ તેટલા આ કામમાં સફળ ન થયા.



પારેવાંનું ટબમાં સ્નાન

ઉપરાંત બાજ સામે એક ઉપાય શોધી કાઢવામાં આવ્યો : પારેવાંની પૂછડી પર હળવા વજનના વાંસના પાવા મૂકવામાં આવ્યા. ઊડતાં પારેવાં સામે પવન ભટકાય અને પાવા વાગવા માંડે. પાવાના અવાજથી ડરીને બાજ પાસે ય ન ઝબકે.

લખીને કાગળ બાંધવાથી ઓછા સંદેશા મોકલી શકાતા હતા એટલે પ્રયોગો આગળ ચાલ્યા અને રીતસર પાડેલા સૂક્ષ્મ ફોટોગ્રાફીની ફિલ્મોના રોલ વીંટાળી દેવા લાગ્યા. પારેવું ધારેલ સ્થળે પહોંચી જાય એટલે ફોટાઓને એન્લાર્જ કરીને દશ્યોનાં દશ્યો જોઇને તેમાંથી સંદેશા તારવી લેવામાં આવે.

પછી તો ૧૯૧૬માં ફ્રેંચ લોકોએ પારેવાંનો ઉપયોગ શત્રુપક્ષના ફોટા પાડવા માટે પણ સફળ રીતે કર્યો. તદ્દન હળવો એલ્યુમિનિયમનો એક એરીઅલ કેમેરા શોધવામાં આવ્યો, જે પારેવાંના પેટ પર બાંધવામાં આવે છે. એમાં ફોટા લેવાનાં બે કાણાં હોય છે; આગળના ભાગમાં અને નીચે. કેમેરાની અંદર રબરનો દડો મૂકવામાં આવે છે. પારેવાંને ઉડાડે ત્યારે દડામાં

હવા ભરીને ઝીણી તીની પાડી દે. દડામાંથી ધીમે ધીમે હવા નીકળી જાય, પારેવું શત્રુપક્ષના ઘેરા પર ફરતું જાય અને કૅમેરામાં ફોટા પડતા જાય. પાછું ફરે ત્યારે શત્રુપક્ષની અંદરની હિલચાલ અને વ્યવસ્થાની સળંગ ફિલ્મ હાથ આવી જાય અને પછી એ પ્રમાણે હલ્લા અને યોજનાઓ થાય.

યુદ્ધને સમયે આ રીતે સૌથી સફળ રીતે કામ કરનારાં પારેવાં ઇતિહાસમાં અમર બની ગયાં છે અને રાષ્ટ્રના વીર તરીકે પુજાયાં છે. ગયા મહાયુદ્ધમાં 'ધી મોકર' નામના એક પારેવાએ અમેરિકનોને સંદેશો પહોંચાડેલો, એથી પોતાના ઘેરાયેલા એક બટેલીઅનની તેમને ખબર પડી, રસ્તો જાણ્યો અને વહારે જઇ પહોંચતાં આખું બટેલીઅન બચી ગયું.

'શેર એમી' નામના પારેવાએ તો હદ કરેલી. સંદેશો લઇને એ ઊડ્યે જતું હતું. શત્રુપક્ષને ખબર પડી ગઇ; ઉપર ગોળીઓની પીટ વરસી. એની આંખ ગઈ, પગ કપાયો, પાંખ તૂટી ગઇ; છતાં એ સંદેશો પહોંચાડ્યે રહ્યું : એથી ૨૫૦ સૈનિકોના જાન બચી ગયા.

હિંદમાં પારેવાંને સંદેશવાહક તરીકે કેળવવાની જે શરૂઆત મોગલ બાદશાહોથી થયેલી તે પ્રથા હજી યે ઉત્તર હિન્દુસ્તાનમાં ટકી રહી દેખાય છે. ઉત્તર હિન્દુસ્તાનમાં પારેવાં પાળનારાં લોકોનાં ઘર પર પારેવાં માટે ઠેર ઠેર છત્રીઓ દેખાવાની. સવારના પહોરમાં તેઓ પારેવાંને આકાશમાં ઊંચે ચડાવવાની, ત્યાંથી ગિરિઓ (ઘુમરીઓ) ખાતાં નીચે ઉતારવાની અને દૂર જઇને પાછાં આવી પહોંચવાની તાલીમ આપી રહ્યા હોય છે. ગિરિ (ઘૂમરી) ખાતા એક પારેવાની જાતનું નામ જ 'ગિરેબાજ' હોય છે. અને સંદેશો લઇને પાછાં આવતાં પારેવાંની એક જાતને 'લોટણ' નામ મળેલ છે. હજી યે ત્યાં સારા પ્રમાણમાં પ્રચલિત છે. તેથી તો વર્તમાન યુદ્ધમાં તેનો પાંચમી કતારિયા ઉપયોગ ન કરી જાય માટે હિંદી સરકારે છેલ્લે ફરમાન બહાર પાડીને આ રીતે પારેવાં નહિ પાળવાનું અથવા પાળે તેને સરકારી દફતરે નોંધાવી દેવાનું જણાવ્યું છે.

સંદેશવાહક તરીકે પારેવાંનો ઉપયોગ કરવાનો રહ્યો તેથી તેની ઝડપ ખૂબ વધારવી જ જોઈએ. એ માટે યુરોપમાં એની વારંવાર હરિફાઇઓ ગોઠવાય છે અને તેને માટે મોટાં ઇનામ રખાય છે. આ જાતની હરિફાઇઓમાં એકી સાથે સૌથી વધારે અંતર એક પારેવે રોમથી ડરબન સુધી ૧૯૦૩ માઇલનું કાપેલું અને તેથી એને The Prince of Rome નું નામ અપાયેલું. ચાલુ યુદ્ધમાં એરોપ્લેનમાં લડાઈ લડતા સૈનિકો સાથે પારેવું આપવામાં આવે

છે. દરિયા પર લડાઇ લડતાં છેવટ એરોપ્લેન તૂટે અને સમુદ્રમાં કે જમીન પર પડીને મરી જવાની આત્યંતિક ઘડી આવી પહોંચે ત્યારે સૈનિક પોતાની પાસેનું પારેવું છોડીને છેલ્લો સંદેશો મોકલી આપે છે.

શાંતિનું પ્રતિક પારેવું ! એનો ઉપયોગ માનવ-સંહારલીલામાં ! એક લશ્કરને કે બટેલીઅનને બચાવે માટે એનાં સ્મારકો ખડાં કરવામાં આવે. પણ એ સંદેશાથી શત્રુપક્ષનાં કેટલાં માણસો મરી ગયાં હશે એનો કોણ હિસાબ કાઢશે ? હંમેશાં કાળભક્ષી યુદ્ધ તરફ ધસ્યે જતા આજના જનસમાજને આ વાત વિચિત્ર લાગશે. એમને આ સફળતાનો પૂર્વપક્ષ કે ઉત્તરપક્ષ વિચારવાનો સમય પણ નથી. એમની આસપાસ તો રાષ્ટ્રને નામે થતા સંહારની યોગ્યતા પુરવાર કરવામાં આવે છે. કમનસીબી છે બિચારાં આવાં નિર્દોષ પંખીઓની અને પશુઓની કે જેમનો આવી સંહારલીલામાં ઉપયોગ થાય છે અને એમની સફળતા માટે તેમને સુંદર વાઘા પહેરાવવામાં આવે છે. એની દ્વારા આવો સંહાર ચલાવતાં ચલાવતાં યે પારેવાંને તો સુલેહ અને શાંતિનાં પ્રતિક જ રાખે છે ! કેટલી આત્મ-વિડંબના ! માનવી જાણે પોતાની સાથે જ અહર્નિશ છળ ચલાવી રહ્યો છે અને એ છળને સદ્‌ગુણમાં ઘટાવવાનો પાંગળો પ્રયાસ ચૂકતો નથી,

પૃથ્વી વસવા લાયક છે એવો પ્રથમ સંદેશ લઇ આવનાર અને એ માટે શાંતિના પ્રતિક બનેલા પારેવાને પોતાનો અત્યારની માનવ-સંહાર લીલામાં શો ઉપયોગ થાય છે એ સમજાતું હોત તો ? તેઓને જ્ઞાન હોત કે પોતાનો આવી જાતનાં યુદ્ધોમાં ઉપયોગ થાય છે અને પોતાના સંદેશવાહનના સફળ કાર્યથી અસંખ્ય માનવીઓનો સંહાર થાય છે, તો કદાચ તેઓ મોતને ભોગે પણ પોતાનો આવો ઉપયોગ થવા દેત કે કેમ એ શંકાની વાત છે.

હરિ–ભગત

# હોલો



શિયાળાની કડકડતી ઠંડીમાં પટેલની વાડીએ બળદ બાંધવાના ભંડકમાં પરાળની બનાવેલ પથારીમાં હૂંફથી નીંદર આવી ગઇ છે. અધરાત ભાંગતાં ટાઢનો ચમકાર વધે છે ને અચાનક નીંદર ઊડી જાય છે ત્યાં કાને અવાજ પડે છે :

પરભુ......તું એક જ...તું.
હે શિવ...તું, એક જ...તું.

કાળી ઘોર રાત; આખો વગડો ઝમ...ઝમ...બોલી રહ્યો છે. કાળાં

અંધારાંને વધુ ઘેરાં બનાવતાં ઝાડનાં જૂથ પહેરેગીરની પેઠે મૂંગાંમંતર થઈને ઊભાં છે. અંધારાં ભેદતો અવાજ સંભળાય છે-'પરભૂ...તું, એક...જ તું.'

બળદને નીરણ કરવા ઊઠેલ પટેલને પૂછું છું: 'પટેલ, હોલો અત્યારે અરધી રાતે કાં બોલે?'

'ભાઇ, હોલો તો ભગવાનનો ભગત કહેવાય. ઈ હરિ-ભગત પંખીને રોજ પરભુનાં નામની માળા ફેરવવાનું નીમ. અધૂરી રહી ગયેલ માળા રાતે જાગીનેય પૂરી કરે એવાં એનાં વરત. હોલો કાંઇ અમથો હરિ-ભગત કહેવાય છે?'

વગડાને વીંધતો પાછો એનો એ ઘેરો અવાજ કાને ભટકાય છે:

'પરભૂ...તું, એક જ...તું.'

શિવભક્ત વળી એમાંથી આવા શબ્દો ઝીલે: 'હે શિવ, તું...એક જ તું.'

સમાજે માનેલા આવા હરિ-ભગત પંખી પર આફત આવી પડે એને પ્રભુ કેમ સાંખી લે? એવી એક આફતમાંથી એને બચાવવા માટે પ્રભુ કેવો ત્રિવિધ અકસ્માત-પ્રસંગ યોજે છે તે વિષે એક ભજનમાં ગવાય છે કે

**હોલો હોલી ઉપર બાજ,**
**(વળી) પારાધી ઊભો તીર તાણી;**
**સર્પ ડસ્યો પારાધીને પાયે,**
**(અને) બાજ થયો ત્યાં ધૂળધાણી—**

હરિ-ભગત હોલો પ્રભુનામ ભજતો હોલી સાથે મોભારે બેઠો હતો. એના પર એક બાજુથી બાજ ઝપટ મારવાની તૈયારીમાં હતો, બીજી બાજુથી શિકારી એનો શિકાર કરવા તીર તાણીને ઊભો હતો. પ્રભુએ હોલા-હોલીને બચાવવા ત્રિવિધ પેંતરો રચ્યો. અચાનક એક સર્પે પારાધીને પગે ડંખ દીધો. પારાધીના હાથમાંથી તીર આડું છટકતાં, ઉપર ઝપટ મારી રહેલ બાજને લાગ્યું ને હોલોહોલી બચી ગયાં! પ્રભુનો હરિ-ભગત પર કેટલો બધો ભાવ!

આ રીતે આપણા જન-વ્યવહારમાં ભગતનું સ્થાન પામેલો હોલો તો આપણાં શાસ્ત્રોમાં પણ અગ્નિનું સ્વરૂપ મનાયો છે. શિવને જ્યારે પાર્વતીજી સાથે લગ્ન કર્યાં સો સો વર્ષ વીતી ગયાં, ત્યારે સેનાપતિની માગણી કરવા માટે દેવો તરફથી અગ્નિ શિવ પાસે જાય છે. પણ શિવના ગણોની ચોકી વચ્ચેથી કૈલાસમાં પ્રવેશ કરવો અશક્ય જોઇ અગ્નિએ હોલાનું રૂપ લીધેલું, જેનું સુંદર વર્ણન 'કુમાર-સંભવ'માં કવિ કાલિદાસે આપેલ છે. હોલાને આ રીતે પ્રવેશતો જોઇને એ દિવસોમાં માનવીની પેઠે બોલી શકતા હાથી અને પોપટે મહાદેવને જાણ કરી દીધી, તેથી શિવે અગ્નિને શાપ દીધો; આથી

અગ્નિએ હાથી અને પોપટને શાપ દેતાં તેમની જીભ અવળી–એટલે આગળ જાડી, પાછળ પાતળી–થઇ ગઇ અને બન્ને મૂંગા થઇ ગયા.

ત્યારબાદ પ્રભુભક્ત શિબિરાજાની કથામાં, ભગવાન સીંચાણાનું રૂપ લઇને જેની પાછળ પડેલા તે પણ આ હોલો જ. હોલો શિબિરાજાના પડખામાં ભરાઇ ગયો, સીંચાણે હોલો પોતાનું ભક્ષ્ય છે કહીને સોંપી દેવાની શિબિરાજા પાસે માગણી કરી. શિબિરાજાએ શરણાગતને સોંપવાની ના પાડી, સીંચાણે તેના બદલામાં ભારોભાર જીવતું માંસ આપવા કહ્યું અને શિબિરાજાએ હોલાને ત્રાજવાના એક પલ્લામાં મૂકી, બીજા પલ્લામાં પોતાના દેહમાંથી માંસના લોચા મૂકવા માંડયા. પણ સીંચાણાને પ્રચ્છન્ન સ્વરૂપે આવેલ ભગવાન હોલામાં વિશેષ ને વિશેષ બોજ મૂકતા ગયા, એ તરફનું છાબડું નમતું જ રહ્યું અને શિબિરાજા જરા યે અથકાયા વગર પોતાના દેહમાંથી માંસ કાપીકાપીને મૂકતા જ રહ્યા છેવટ ભગવાન પ્રકટ થયા અને શિબિરાજાને પારખામાં પસાર થયા ગણીને મોક્ષ આપ્યો.

આપણાં શાસ્ત્રોની પેઠે ખ્રિસ્તી શાસ્ત્રોમાં પણ હોલો પવિત્ર મનાયો છે. ઇસુ ખ્રિસ્તના કાનમાં પ્રભુનો સંદેશ એણે જ પહોંચાડેલો.

આપણાં લોકમાં હરિ–ભગતનું રૂડું બિરદ પામેલો આ હોલો કોણે નથી જોયો ? સવારમાં કે બપોરે, રોંઢા ટાણે કે ઢળતી સાંજ વેળાએ, કયારેક તો વળી મધ્યરાતે ઝાડની ટોચે કે ઘરને મોભારે બેસીને એ પોતાની એકધારી વિવિધ વાણીમાં પ્રભુસ્મરણ કરતો હોય છે.

ભગતનું નામ પામેલ હોલાને શરીરે પણ ભાતભાતના રંગનો ઠઠારો નથી. આખા ડીલ પર એક જ રંગ: ભભૂતિયો: રાખોડી. આપણે ત્યાં ઉત્તર હિંદમાંથી આવતા ખાખી બાવાઓને જોયા છે? તાજું જ સ્નાન કરીને આખે ડીલે ખાખ ચોળી હોય તેવો જ હોલાના દેહનો વાન. ખાખી બાવો આખે ડીલે ભભૂત ચોળે પણ કાંડાં સુધી હાથપગ ધોઈ નાખે. એમ જ હોલાની પૂછડી અને પાંખોના છેડા ધોયેલ જેવા, આછા સફેદ. બાવાને ગળામાં રૂદ્રાક્ષ કે તુલસીની માળાનો ગંઠો હોય, તેમ હોલાને ય અર્ધી ડોકમાં કાળો કાંઠલો. એ પરથી જ એનું અંગ્રેજી નામ The Indian Ring Dove. એના કાંઠલા પડખે નાના સફેદ લીટા. ઊડતો હોય ત્યારે જાણે ભભૂતનો ગોળો દોટાવ્યો હોય તેવો જ લાગે. એકલા ખાખી રંગમાં યે સૌંદર્ય હોય છે એ જોવું હોય તો ઊડતા હોલાને જોજો.

હોલો છે પારેવાંનો જ ભાઇ; એની રહેણીકરણી, જીવનવ્યવહાર બધું પારેવાં જેવું જ. માત્ર રૂપરંગમાં ફેર એટલું જ. પારેવાં વસે છે આપણી

પાડોશમાં. હોલો યે આપણી પાડોશમાં વસે છે ખરો, પણ એને વધારે તો વગડો જ ગમે છે, ઝાડે ઝાડે ઊડતો જાય, પ્રભુરટણ કરતો જાય અને ખેતરમાં ચારો ચરતો જાય. મોટાં શહેરમાં હોલો ઓછો દેખાય છે.

રૂપેરંગે હોલો ભગત છે, તેમ એના જીવનવ્યવહારમાં પણ ભગત છે. ભગતને સાંસારિક માથાકૂટ ઝાઝી ન ગમે. આપણા હોલારાણાને પણ માળાની માથાકૂટ ન ગમે. બીજા પંખીના માળા મજબૂત હોય, સુરક્ષિત સ્થળે બાંધ્યા હોય; હોલાને એવું કાંઈ નહિ. થોડાંક સાંઠીકડાં મૂકી, ઈંડાં મૂકવા જેવું બને એટલે પત્યું. ભલે પછી ઈંડું પડે ને માળો ય પડે; ફરીથી બાંધવા લાગી જાય. કર્મમાં માનનારો, એના ફળમાં નહિ. એકી વખતે એ બેથી ત્રણ ધોળા રંગનાં ઈંડાં મૂકે.

ઈંડાં તો વરસના જુદા જુદા સમયે મૂકે, પણ ગ્રીષ્મઋતુ એનો ઈંડાં મૂકવાનો ખાસ કાળ. એ વખતે સંવનનકાળે એનામાં ઉન્માદ આવે છે. નરમાદા ઘર કે ઝાડ પર બેઠાં હોય; હોલો તરત ઊડવાનો. ઊડતાં એની પોતાની જ પાંખો સામસામી ભટકાય અને એમાંથી ફટ્...ફટ્...એવો અવાજ ઊભો થાય. હોલો ઊંચે ઊડી, પાંખો પહોળી કરી, તરતો તરતો નીચે ઊતરી, માદા પાસે બેસી જાય. ઊતરતો હોય ત્યારે બલૂન જ ઊતરતું હોય તેવો લાગે. ઊતરતી વેળા દેહ અને મોઢું એવાં ગંભીર રાખવાનો કે આપણે જોઈ જ રહીએ. આપણને થાય કે હોલો ભગત બીજાં પંખીને ઊંચે ચડયા પછી હેઠે ઊતરવાનું ગૌરવ તો નહિ શીખવતો હોય? કયારેક નાનું અંતર ઊડીને બેસવાનું હોય ત્યારે રૂઉ... રૂઉ... એવો અવાજ કરે છે. એમાં યે મીઠાશ ખરી.

આ હોલો ભગત તો બની ગયો છે શિકારીઓનું મીઠું ખાણું. એનું માંસ ખૂબ ગરમ ગણાય છે. કહેવાય છે કે સંધીવા જેવાં દરદોમાં એનું માંસ દવા તરીકે વપરાય છે. આથી ગામડાંના શિકારીઓ હોલાને દીઠો મૂકતા નથી.

ભગત મનાયેલો આ હોલો લડતી વખતે એની ભગતાઇ ભૂલી જાય છે. પારેવાં તો બિચારાં કયારેક બાઝતાં હશે, બાકી વગડામાં ચારો ચરતા હોલા પાસે બીજો હોલો જઇ બેઠો તો ફટાફટી જ બોલે. ફટ્...ફટ્....પાંખોના ફડાકા એક બીજા વચ્ચે ઊડે, સબળો નબળાને દૂર તગડીને મૂકી આવે ત્યારે જ જંપ કરે. આથી જ તો બાળકોને એની ભગતાઈ કરતાં બીજું જોડકણું જોડવું ગમ્યું છે કે—

'ઘુઘુ...ઘુ...વાગડ જાઉં', પીલું ખાઉં', ખોખાં ખાઉં',
જાડો થાઉં, ઘુ...ઘુ...ઘુ.'

કોઇ બાળક વળી એમાંથી આ રીતે શબ્દો તારવે. 'ઘૂઘી ફૂ...ઇ...' ધોઇ ગઇ, બૂઢી...મૂ...ઇ. ઘુ...ઘુ...ઘુ.'

એકલી અટૂલી રહેતી તેજુ ફૂઇ નામની વિધવા ચોમાસાને ટાણે ફળિયામાં વાવેલ મકાઇના ડોડા બાળકોને આપીને આનંદ લેતી, પણ આખા ગામનાં છોકરાં ભેગાં થતાં તેમને ન દઇ શકી એટલે બાળકોએ હોલાંની બોલીમાંથી તેજુ ફૂઇને ખીજવવાનાં જોડકણાં કર્યાં કે,

**તેજુ ફુઈ...ડોડો...દે, શેકી ખાઉં, મોટો થાઉં.ઘુ.....ઘુ......ઘુ**

ગુજરાતીઓ વળી એમાંથી પ્રેમતત્ત્વ ઊભું કરે છે કે–

**'કોઈ કોઈ ને, કોઇ'**

મતલબ કે કોઇને કોઇ સાથે પ્રીત બંધાઈ જ હોય છે.

બાળકો તો એને ઘરને મોભારે ઘૂઘવતો સાંભળીને, રમત સર્જે છે કે–

**'મારે માથે કોણ બેઠું?' 'હોલો રાણો!'**
**'ઊતર હોલા હું બેસું!'**

પણ ગમે તે કારણે, હોલો આપણા સ્ત્રી–વર્ગનું એક ભારે આકર્ષણનું ધામ બની ગયેલ છે. બાળક મોટું થાય એટલે સ્ત્રી એને ખભે ચડાવીને ઘર વચ્ચે રમત આદરે–

**મા–મારા ઓરડા ઉપર કોણ?— બાળક–હોલો રાણો.**
**મા–હોલાના પગ કેવા?— બાળક–રાતા.**
**મા–ઊતર મારા પીટયા પાતા!**

એમ કહીને બાળકને ખભેથી નીચે ઉતારે અને એના પર વહાલ ઢોળે.

પણ હોલાને લડાવ્યો છે તો એક લોકગીતમાં કોઇ મસ્ત આમનારીએ જ. હોલાનો આબેહૂબ જીવન–વ્યવહાર જોઇને એના પર મોહિત થઇને એ ગાય છે કે–

**બાવળની ડાળે બેઠો સટરપટર બોલે,**
**હોલડાની બોલી મને બહુ પિયારી લાગે—**

બાવળની કાંટયોમાં વિશેષ વસતો હોલો આમનારીનું રોજેરોજનું નિરીક્ષણ હોઇને સૌથી પ્રથમ તેણે તેની જ રજુઆત કરી. અને 'સટરપટર' શબ્દમાં રાતડિયા હોલાના 'કુટુર' 'કુટુર' શબ્દનો આભાસ થાય છે. એનો બીજો વ્યવહાર રજુ કરતાં સ્ત્રી ગાય છે:

**ડોક ડોલાવે ને પટ પટ બોલે,**
**હોલડાની બોલી મને બહુ પિયારી લાગે—**

હોલો બોલતો હોય છે ડોક ડોલાવતો ડોલાવતો જ. પણ પટ પટ શબ્દો તો એની પાંખના ફટાકાના જ; એને કદાચ હોલાની મુખ-વાણી સમજી લેવાની ગ્રામનારીએ ભૂલ કરી દીસે છે. પણ નીચેની કડીમાં એ જરા યે ભૂલ નથી કરતી કે–

**ઘુ ઘુ કરે ને વળી ઘેરું ઘેરું બોલે,**
**હોલડાની બોલી મને બહુ પિયારી લાગે—**

ઘેરો ઘેરો 'ઘૂ...ઘૂ' રવ તો હોલાના બોલની આબેહૂબ રજુઆત. પણ એના આવા વ્યવહારથી આંતરિક પ્રેમ વ્યક્ત કરવા કે ઇર્ષા થતાં એ હોલાને ઉડાડે છે; પણ—

**આ શેઢેથી કાઢું તો ઓલે શેઢે બોલે,**
**હોલડાની બોલી મને બહુ પિયારી લાગે—**

ખેતરમાં ચણવા આવેલો હોલો અહીંથી કાઢીએ તો ત્યાં જઇ બેસે અને ત્યાંથી કાઢીએ તો અહીં આવી બેસે, એ તો ગ્રામ-નારીની રોજના અનુભવની વાત હોય છે. પણ હોલાના બોલ, નૃત્ય અને ઉડ્ડયન પર મોહિત થયેલી ગ્રામનારી તો એના પર લટ્ટુ થઇ જાય છે અને ગાય છે કે—

**સગાઇ કરો તો મને હોલડાને દેજો—હોલડાની.**

એની સાથે પરણાવવાની ઇચ્છા પણ વ્યક્ત કરી દીધી! અને ઇચ્છા થઇ એ તો પાર પડે જ ને!

**સગાઇ કરીને મને હોલડાને દીધી—હોલડાની.**

હોલડાની સાથે સગાઇ પણ થઇ ગઇ. હદ થઇ ગઇ! ગ્રામનારી તો ભારે, ધાર્યું કરવાના સ્વતંત્ર મિજાજની. અને—

**રાતે લગન લીધાં પરોઢિયે પરણાવી—હોલડાની.**

રાતોરાત લગન લઇને પરોઢિયે તો પરણાવી પણ દીધી! હોલા પર મોહી જનાર આ ગ્રામનારીની મસ્તી કદાચ લોકસાહિત્યમાં જવલ્લે જ મળશે. પરંતુ આટલે પહોંચ્યા પછી એને વિચાર કરવા જેવું લાગ્યું હશે એટલે એણે ગીતને પલટાવી નાખ્યું અને હોલડાને પોતાના માનવ-દેહધારી પતિમાં જ ફેરવી નાખ્યો, સાચા પતિનું જ આરોપણ કર્યું અને જાણે એ પતિથી કંટાળી હોય તેમ હાસ્યરસિક અને કટાક્ષગીત રચી નાખે છે કે—

**પાલી જેવડા પગ પીટ્યો પટ પાટુ મારે,—હોલડાની.**
**ડુંગળી જેવડા ડોળા પીટ્યો ડમડમ કાઢે,—હોલડાની.**

નાનું એવું નાક પાટચો સઇડ શેડા તાણે,—હોલડાની.
ફળિયા જેવડી ફાંદ પીટચો ફદ ફદ ફેરવે—હોલડાની.

આટલું આટલું થતાં છતાંયે—કોઇ સ્ત્રીએ હોલા સાથે પોતાનાં લગ્ન કરવાની વાતે કરી, તો તેની કોઇ બહેનપણી આવી પહોંચી હશે અને તેણે પોતાની ગોઠયણ જેને પરણવા તૈયાર થઈ એ હોલાની જાનનું લગનગીત પણ જોડી કાઢયું હશે અને ગાયું હશે કે—

હાલો હોલાને માંડવે રે,

ઊંડાણમાં રિડયું થાય છે રે, સસલો લૂંટે જાન રે—હાલો
તેતરે તે તરવાર બાંધિયું રે, બગલે બાંધી બંધુક રે—હાલો
ઘૂડે ઘરચોળાં પેરિયાં રે, પોપટ પીરસે પકવાન રે—હાલો
ચકલી તે બેઠી ચકચકે રે, તેને ઘા થોડેરું થાય રે—હાલો

## ૨ : હોલડી



કુકુ......કુ......કુ......કુકુ
ડોશીની.....કર... ગઠડી !

એવા શબ્દો મોભારા માથે સંભળાય કે તરત જ 'ઊભી રે'જે...રાંડ' કહેતાં ઘરમાં બેઠેલાં ડોશીમા પાણો લઇને ઊઠવાનાં અને કેડ વાંકી વળી ગઈ હોય

તો યે આવો અવાજ કરતા પંખીને મોભારે પાણુનો ધા કરીને ઉડાડી મકવાનાં. શેરીનાં છોકરાં દેખી જાય તો તરત જ બૂમ પાડીને ડોશીને ખીજવવાનાં કે 'ડોશીની...કર...ગઠડી...' (મતલબ કે ડોશીની ગાંઠડી–નનામી બાંધો !) પંખીને ઉડાડી મૂકીને ડોશી એમની પાછળ બૂમ મારતાં પાછળ પડવાનાં: 'ભાં રે'જો મારાં રોયાં !'

આપણી શેરીમાં કેટલી યે વાર દેખા દેતા આ સંગ્રામનું મૂળ તો આપણા હોલાની બીજી જાત, જે આપણા ફળિયામાં રોજ ફરતી હોય છે તે, હોલડી. હોલડી ઘર માથે બોલે તો નાનાં છોકરાં માંદાં પડે અને ડોશી ઘરમાં હોય તો છ મહિનામાં મરી જાય એ ડોશીશાસ્ત્રનું જોર સાઠ વર્ષનાં ડોશીને ય હાથમાં પત્થર ઉપાડવાની તાકાત આપી દે છે.

હોલાની પિતરાઈ બહેન બિચારી આ હોલડી ! નથી એને આપણા કોઇ રોગ કે રોગના કારણ સાથે સંબંધ, છતાં એની બોલી આટલી બધી અપશુકનિયાળ મનાઇ ગઇ છે.

આખો દિવસ આંગણામાં પારેવાં, ચકલાં કે કાગડા સાથે એ ફર્યા કરે, અનાજ કે જીવડાં વીણ્યા કરે અને અંદર અંદર બાઝીને હોલાભગત જેવો કયારેક સ્વભાવ રજુ કરે ખરી. પણ આપણા જનસમાજમાં તો 'કોઇ ગભરુ સ્રીને જેમ 'પારેવી'ની ઉપમા અપાય છે તેમ 'છે બિચારી હોલડી જેવી !' એમ પણ ઉપમા અપાય છે. અને એ રીતે તો હોલડીનું જીવન પણ તદ્દન શાંત અને નિરુપદ્રવી છે. એથી એની બોલીને કારણે શાપ પામવા છતાં યે હોલી તરફ આપણો આ સમાજ કરુણા જ દાખવતો હોય છે. અને તેથી જ એકલમલ સ્વરૂપી હોયલે ઓઢાના પ્રથમ મીલન પછી વિખૂટા પડતાં દુહામાં ગાયું હશે કે–

**જો વિસારું વલહા, ફદિયામાંથી રૂપ,**
**તો લગે ઓતરજી લૂક, થર બાખીડી થઇ ફરાં.**

હે વહાલા ! હવે જો હૈયામાંથી તારું રૂપ વિસારું તો તો થરપારકરના બળબળતા રસકસહીન રણમાં બાખીડી: હોલી થઇને ફરું અને એ વખતે ઉત્તર દિશાના ગરમ વાયરા વાઈને મને બાળી નાખે. (રસધાર ભાગ : ૪)

આ હોલડીનું સ્વરૂપ કેવું છે ? એના આખા ડીલનો વાન આછો લાલ. કદ ભભૂતિયા હોવાથી નાનું; ડોક આસપાસ કાળાં ધોળાં ટપકાં. બોલતી વખતે ગરદન ફુલાવે ત્યારે એ કાણાંની જાળી જોવા જેવી બની જાય છે. પોણા ગળા સુધી જાળી સમાવતો એનો આ ભાગ આછા લાલ રંગમાં. એ લાલ

રંગનો ડોક આસપાસ ફરતો ગોળાકાર રચાઈ જાય છે. આ ગોળાકાર મૂક્યા બાદ આછો સફેદ રંગ આવે, જે આખા પેટને પોતાનામાં રંગીને ઠેઠ પૂછડી સુધી ચાલ્યો જાય છે. પાંખ મેલી લાલ ખરી, પણ એને છેડે આછા રાખોડી રંગના લીટા હોય છે. દેહમાં હોલા કરતાં નાની. આ કારણે જ જનસમાજમાં એને હોલી એવું નામ અપાયું છે અને લોકો તેને હોલાની માદા જ ગણે છે. પણ એ હોલાની માદા નથી, પણ હોલાનો એક સ્વતંત્ર પ્રકાર છે એના નાના કદને કારણે એનું અંગ્રેજી નામ The Little Brown dove. એની આંખો લાલ રંગની. પગ આછા લાલ રંગના,

લાંબું ઉડ્ડયન એ કરે જ નહિ. કોક ઉડાડે ત્યારે એકદમ પટ્ પટ પટ્ એવા ફાટકા મારતી ઊડે અને થોડેક દૂર જઈને જ બેસી જાય. પણ ઊડે ત્યારે એની પૂછડીનાં છેવાડાનાં પીછાં સુંદર સફેદ પહોળી કિનારનો પટ્ટો બતાવે. એનો સંવનનકાળ પણ હોલા જેવો જ. નર-હોલડી ઊંચે ઊડીને માદા બેઠી હોય ત્યાં પહોળી પાંખ કરીને તરતી તરતી આવે અને પડખે બેસી જાય; વળી ઊતરે અને બેસે. આમ સંવનન ચાલ્યા જ કરે.

એ પણ માળો તો ઘરની બખોલોમાં થોડાંક સાંઠીકડાં ભેગાં મૂકીને આડોઅવળો બાંધી નાખે છે અને તેમાં ૨–૩ સફેદ ઈંડાં મૂકે છે. પણ એના માળા ડીંડલિયા થોરની ટોચે સમૂહગત રીતે વધારે પ્રમાણમાં જોવામાં આવે છે, જ્યાં કોઈને પણ પહોંચવું મુશ્કેલ પડે તેવું હોય છે. થોર પર બાંધેલા માળામાં રૂ. સૂતળી, ચીંથરાં, ખડ, સાંઠીકાં વગેરેનો તે ઉપયોગ કરે છે અને અન્ય માળા કરતાં અહીંનો માળો વધારે ચોક્કસાઈથી બાંધેલો હોય છે.

વિશેષે તો આપણી પાસે જ વસતું હોવા છતાં, વગડામાં પણ એનો વાસ ખરો. ઘાડાં જંગલ એને જરા યે પ્રિય નહિ. કયારેક સાંજને વખતે કોઈ સુક્કા ઝાડની ડાળીઓ પર ચારે બાજુ બેસી ગયેલ હોલડીનું ટોળું, ગામમાં વેચવા આવતાં વેડવાં વાઘરીના હાથમાં શોભતી ફરફરિયાંથી ભરપૂર છડીનો જ દેખાવ ઊભો કરે.

## ૩ : રાતડિયો

એક ત્રીજી જાતનો લાલ હોલો આપણે ત્યાં થાય છે. આપણી નજરે ઓછો ચડે છે, કારણકે એ આપણા હોલાની સરખામણીમાં ઓછી સંખ્યામાં તથા વિશેષે વગડામાં જ વસનારો છે. શરીરનો એનો વાન એકદમ નજરે

ચોટી જાય તેવો લાલ. આવા લાલ રંગથી રંગાયેલી એની પાંખો એના સુગઠિત દેહ–ઘાટ પર ભારે સુંદર લાગે છે. એના આ રંગને કારણે જ આપણે ત્યાં જનસમાજમાં એ 'રાતડિયો' કહેવાય છે અને તે જ રીતે એનું અંગ્રેજી નામ The Red Turtle Dove અથવા The Ruddy Ring Dove પડી ગયું છે. એના રંગની ઝીણવટમાં ઊતરીએ તો–એનું માથું રાખોડી, ઠેઠ ગળાના કાળા કાંઠલા સુધી. કાંઠલો આપણા હોલા જેવો જ કાળો. ઉપરનો બધો ભાગ ઈંટિયો લાલ.



રાતડિયો

પૂછડીનું મૂળ અને પાંખનાં છેવાડાનાં પીછાં આછાં કાળાં. પૂછડી નીચેને ભાગે સફેદ ગળું પણ સફેદ.

પણ હોલાની બધી જાતોમાં આ રાતડિયાની એક વિશિષ્ટતા. એની માદા એનાથી જુદા જ રંગની; નરથી જુદી એકદમ તરી આવે તેવી. એની પૂછડીના રૂપરંગ નર જેવા ખરા, પણ એના આખા દેહ પર રાતા રંગનો અભાવ. એ સ્થળે સુંદર રાખોડી રંગ શોભે. ગળે કાળો કાંઠલો ખરો. પણ આ રંગ તો આપણા હોલાભગત જેવો જ થયો. પંખીઓ પારખવા માટે ન ટેવાયેલ આંખને તો કશો જ ભેદ ન લાગે. પણ ઝીણવટથી જોતાં આટલો ભેદ તરત દેખાઈ આવે–હોલાભગત કરતાં રાતડિયાની માદાનો ઘાટ નાનો, વિશેષ સુગઠિત અને એના દેહનો રાખોડી રંગ ઊજળો. નર સાથે માદા બેઠી હોય ત્યારે તો એકદમ જુદાં તારવી શકાય. પણ આ રાતડિયાની એક વિચિત્ર ટેવ છે. ટોળાં બંધાય ત્યારે વિશેષે તેમાં નર જ એક સાથે ફરતા હોય છે. માદા તો સંવનનકાળે, ઈંડાં–ઉછેર સમયે કે નર એકલો હોય ત્યારે જ તેની સાથે દેખાય.

પણ એની જાતિવિષયક વિશિષ્ટતા તો એના રંગભેદની. નરમાદાના રંગ

વચ્ચે બીજા હોલામાં નહિ ને આ હોલામાં શા માટે ભેદ ઊભો થઈ ગયો હશે? નરમાદાના રંગભેદ પરથી પંખી–અભ્યાસીઓએ એક વિધાન તારવ્યું છે કે માદાને ઈંડાં સેવવાનાં હોઇને, તે સમયે શિકારી પંખીઓ જોઇને તેનો શિકાર ન કરી જાય તે માટે ઊજળા રંગના નરપંખીઓની માદાઓ મુખ્યત્વે આછા રંગની જ હોય છે. એથી ઊલટું જો નર ઈંડાં સેવતા હોય છે તો તેમાં માદા કરતાં નરના રંગ આછા હોય છે. એ રીતે જોતાં અન્ય હોલાના રંગ આછા હોય છે, પણ રાતડિયા નરનો રંગ તેજસ્વી છે, એ કારણે તેની માદા રાતા રંગવિહોણી અને આવા ભૂખરા રંગવાળી થઇ હશે?

આ હોલો અમુક વિસ્તારોમાં ખાસ દેખાય છે અને અમુક વિસ્તારમાં દેખાતો જ નથી. મોટે ભાગે ખેડવાણ પ્રદેશ અને ઝાડની ઘટા તે પસંદ કરે છે.

ખોરાક તો ખેતરોમાંથી જ મેળવી લે છે. પણ એની ઊડ પણ બીજા હોલાથી થોડીક જુદી. બીજા હોલાને ઉડાડીએ તો 'પટ્ પટ્ પટ્' એવા પાંખોના ફટાકાના અવાજ સાથે ઊડીને પાસેના જ ઝાડ પર બેસી જાય. પણ આ હોલો તો સીધેસીધો લાંબુ ઉડ્ડયન આદરી દે છે અને દૂર દૂર ઊડી જાય છે. એની ઊડ પણ જોરદાર હોય છે અને તેમાં મદદગાર થાય તેવું તેની પાંખનું પહેલું પીછું લાંબું હોય છે.

અમારા ગામથી થોડે દૂર બાવળની કાંટયમાં ભભૂતિયા હોલાની સાથે વસતો આ હોલો સંખ્યામાં પણ એની સાથે હરિફાઇ કરતો દેખાય છે. 'કુર્રર્...કુર્રર્...કુર્રર્...એવા શબ્દો સમાવતી એના ગાનની આલાપસરણી એકધારી હોય છે; પણ એમાં મીઠાશ સાથે કરુણતા ભરી હોય છે.

આ કરુણ હોલાની બોલી ઉપરથી મહારાષ્ટ્રમાં એક લોકકથા કહેવાય છે: ત્યાંનાં લોકો હોલાને કવડો (કપોત) કહે છે કહેવાય છે. કે કવડો આગલે અવતાર માણસ હતો. તેની પત્ની અને બહેન સીતા સાથે રહેતો હતો. એક દિવસ એને પૌંઆ ખાવાનું મન થતાં એણે બજારમાંથી અકેક શેર ડાંગર લાવીને પત્નીને તથા બહેનને સાફ કરવા આપી. આળસુ પત્નીએ અર્ધીપર્ધી ડાંગર ખાંડીને પતિ પાસે મૂકી દીધી. પણ ભાવુક બહેને તો સોઇઝાટકીને કુશકા નોખા કરી, સાફ પૌંઆ ભાઈ માટે રાખી મૂકયા. પણ કુશકા નીકળી જતાં થોડાક જ થઇ ગયેલા પૌંઆ જોઇને પત્નીની ભંભેરણીથી ભાઇને શંકા આવી કે બહેન પૌંઆ ખાઇ ગઇ. આથી ખીજે બળીને એણે બહેનને માથામાં સાંબેલું માર્યું. બહેન તત્કાલ મરણ પામી. બહેનના મોત બાદ કવડો પત્નીએ સાફ કરેલ પૌંઆ ખાવા બેઠો. પણ મોઢામાં નાખતાં તો કુશકા દેખાયા. એ થૂંકીને

બહેનના પૌંઆ ચાખ્યા. કેવા મીઠા પૌંઆ ! ભાઇને બહેનનું હેત સમજાયું. પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ થતાં એણે માથું પટકીને પ્રાણ છોડયા. મરીને એ કવડો (હોલો) થયો. હવે એ કવડો વગડે વગડે ભટકયા કરે છે અને બહેનને સંભારીસંભારીને બોલ્યા કરે છે કે:

'ઊઠ સીતે! કવડા પોર પોર ! પોહે ગોડ ગોડ ! કવડા પોર પોર ! પોહે ગોડ ગોડ ! (હે બહેન સીતા, ઊઠ. કવડાએ તો છોકરમત કરી. તારા પૌંઆ તો ઘણા મીઠા, ઘણા મીઠા.)

## ૪ : હોલાં

એક ચોથી જાતનો હોલો આપણે ત્યાં થાય છે. વિશેષે એ વગડામાં જ વસે છે. આપણા ભભૂતિયા હોલા જેવડો, પણ રંગે આછા લાલ રંગે. ગળાની બંને બાજુ ધોળાં ટપકાંની જાળી. પાંખો પર જારના દાણા જેવડાં લાલ ટપકાં. આથી જ એનું અંગ્રેજી નામ The Spotted Dove : ચિત્રગ્રીવ કપોત. ખેડૂતો એમને 'હોલાં'ને નામે ઓળખે છે. એની આંખ આસપાસની ચામડી લાલ રંગની એ એની વિશિષ્ટતા.

આ પંખી વારેઘડીએ ભારે તરસ્યું થયા કરે. એ કારણે તે પાણી મળી શકે તેવા વગડામાં જ રહે. જનવ્યવહારમાં ડોકાઇ જાય, પણ તે ઓછું.

મોટે ભાગે નર–માદા સાથે જ ફર્યા કરે, ચારો મેળવ્યા કરે, ઊડયા કરે અને જીવ્યા કરે. આ પરથી તે આખી જિંદગી સુધી એકનિષ્ઠ દંપતી–જીવન ગાળતાં મનાય છે.

કોઇ એને ઉડાડે તો સીધાં ઊંચે આકાશમાં ઊડે; પાંખોના ફાટકા ગાજી ઊઠે; પૂછડી પહોળી કરી નાખે અને થોડે દૂર જઇને બેસી જાય. વગડામાં વસતો હોઇને આ હોલો જનસમાજની નજરે ઓછો ચડે છે. એનો અન્ય જીવન–વ્યવહાર આપણાં હોલા–હોલી જેવો જ.

# પંખીઓમાં સૌંદર્યમણિ

# મોર



[ સર્વાંગ શુભ્ર દેહધારી સફેદ મોર ]

**મોર તું તો આવડલાં રૂપ ક્યાંથી લાવ્યો રે,**
**મોરલો મરત–લોકમાં આવ્યો.**

**ગળતી** રાતે ભજનિકો મોરપિચ્છથી ઝળૂંબતા રામસાગરના ઘેરા રણકારામાં મોરનાં અનોખાં રૂપનાં વખાણુ કરી એને આત્મા સાથે સરખાવે છે.

**કોટે મોર ટહુંકિયા, વાદળ ઝબકી વીજ,**
**રૂદાને રાણો સંભર્યો, આવી અષાઢી બીજ.**

મોરના ટહુકારે પોતાના પ્રિયતમથી દૂર પડેલી કુંવરના રૂદામાં રાણાનુ રૂપ ખડું કર્યું અને એના હૈયામાં ઘલવલાટ મૂકયો.

મોર તો આપણે ત્યાંનો સ્થાયી અધિવાસી છતાં વિવાહના હરખમાં સ્ત્રીઓએ એને સંદેશવાહક બનાવ્યો અને હલકભેર રાગે ગાયું કે—

**મોર જાજે ઉગમણે દરબાર, મોર જાજે આથમણે દરબાર,**
**વળતો જાજે રે વેવાયુંને માંડવે હો રાજ.**

રાતને સમયે સ્ત્રીઓએ રાસડા લેતાં

**ઝીણા મોર બોલે આ લીલી નાધેરમાં...**

અને

**પાળે ઘુમે પારેવડાં પારેવાં હ્યો,**
**મઢીએ ઘુમે મોર, માના જન્મ્યા. પારેવાં હ્યો !**

એમ ગાતાં ગાતાં મોરને વનમાં બોલતો ને મઢીમાં ઘૂમતો કલ્પ્યો.

**મારો છે મોર, મારો છે મોર, મોતી ચણંતો મારો છે મોર.**
**મારી છે ઢેલ, મારી છે ઢેલ, મોતી ચણંતી મારી છે ઢેલ.**

એમ ગાતાં શેરીમાં રખડતાં બાળકોએ એને પોતાનો બનાવી દીધો.

આમ સૌને માનીતો, સૌનો મનોહારી અને સૌને અનેક રીતે મનગમતા આ મોરને સૌ પોતાનો કરવા ઇચ્છે છે; એને જોઇ ગાન રેલાવે છે અને હૈયાના ભાવ ઠાલવે છે. શા માટે ? એનું અજબ સૌંદર્ય અને સૌંદર્યની સુકુમારતા જોઇને. એનું સૌંદર્ય રચીને જાણે વિધાતાએ હાથ વીંછળી નાખ્યા છે.

આંખ અને ચાંચ આસપાસ ધોળાં ચગદાં અને કાળા પટ્ટાની લીટીઓ તાણી વિધાતાએ પહેલાં કલગી લીધી હશે. નાની નાની સળીઓ પર ઠેરવેલી પંખા જેવી નાની કલગી. જાણે સળીએ સળીએ મોતી ઊગ્યાં છે. સળીઓ શરૂઆતમાં ભૂખરી કરી, મોતી પાસે તો લીલી થઇને મોતીમાં લીલછા-વાદળી રંગના ઝબકારા ભરી દીધા.



ડોક માથે તો ચળકતો વાદળી રંગ છલકી રહ્યો છે; ડોક ઉપરના ભાગે ચળકારા મારે, નીચલા ભાગે ઘેરી જાંબલી થઇ ગઇ. ડોકના ઉપરનીચા ભાગના રંગ ડોકના મૂળમાં ભેગા થતાં ઘેરો આસમાની થઇ એક રૂપ પામી ગયો: જાણે ગંગાજીમાં જમનાજી મળ્યાં. ડોક પૂરી થઇને નીચેને ભાગે પગ પાસે એ રંગ ઘેરા લીલા સ્વરૂપે આખા નીચલા પેટને રંગી નાખે અને પગને વચ્ચે વીંટી દે.

વિધાતાએ પછી લીધી હશે પીઠ. પીઠ ઉપર લીલવા રંગની સુકુમાર ઓકળીઓ, આડા આડા પટ્ટા રચીને ઠેઠ પૂછડી પર ચાલી જાય. પરંતુ એના પર

પાંખ ઢંકાઇ જતાં કયારેક પીઠની શરૂઆત ત્રિકોણાકારે દેખાય અને કયારેક એ ત્રિકોણાકારમાંથી સીધી સળંગ લીટી ઠેઠ કળા સુધી પહોંચી જાય.

પીઠને બન્ને બાજુથી ઢાંકી દેતી પાંખ કેવી ? એના પર વાંકાં વાંકાં ટપકાં અને કાળા પટ્ટા. જાણે કોઇ ઇરાની કલાકારે પોતાની બધી કળા ઠાલવીને નાની કનાત બિછાવી દીધી છે. કનાત બંધ થાય એટલે પાંખોનાં છેવાડાનાં પીંછાં લાલ ઘોડા જેવા રંગનાં.

પાંખો નીચે છુપાયેલ પૂછડી પર પડેલી લાંબી લાંબી કળા એ તો મોરના સૌંદર્યનો આત્મા. એ કળામાં રંગ ભરતાં વિધાતાએ પાછું વળી નથી જોયું. પીછે પીછે રંગ ભર્યા, રંગે રંગે ભાત પાડી, ભાતે ભાતે વિવિધતા રચી. લાંબાં પીછાં—બે, ચાર, કે કોઇક તો છ ફીટ પણ લાંબાં કર્યાં. લાંબી સળીઓ, બન્ને બાજુ વાળ જેવાં આછી કિનારીવાળાં એક સરખાં રૂંછાં મૂકયાં. છેલ્લે જતાં એમાંથી નિપજાવી પીછાંની આંખ. વચમાં તાંબાવરણું ચગદું, આસપાસ એક જાંબલી કિનાર, બીજી વાદળી કિનાર, ત્રીજી કિનારે તો રૂંછડાં મૂકીને આંખની જાણે પાંપણો રચી દીધી. આંખો તો જાણે હમણાં હસીને સામે જોશે.

આંખો મીંચીને વિધાતાએ કળાની આંખ સુધી રંગ ભર્યા. રંગ ખૂટી ગયા એનું ભાન પણ ન રહ્યું. મોરની પૂછડી અને પગ રંગવાના બાકી હતા એ ખ્યાલ પણ ન રહ્યો. છેવટ રંગનાં કૂંડાં ધોઇને બાકી વધેલા ભૂખરા રંગમાંથી પૂછડી રંગી નાખી અને પગ માટે તો રહ્યો ભૂંડોભૂખ છોડિયા જેવો રંગ. આવા સુંદર દેહ નીચે આવા ભુંડા પગ જોઇ કોઇ ચાલાક કવિ કહ્યા વગર ન રહી શકયો કે :

**'રૂપે વડો મોર, મોરને પાંવ ન દિયો.'**

મોરનું આવું રૂપ જોઈને જનસમાજ એના પર ઓવારી ગયો. કોઈ રૂપાળી ચીજની ઉપમા પણ મોરને નામે આપવામાં આવી. અમારી પાડોશી બાઈની નાની વાછડી—બદૂડી મરી ગઈ; બાઇ બીજે દિવસે આંસુ ઢાળતાં મારી બાને કહેતાં હતાં—'શું પણ મોરલા જેવી બદુડી હતી બાઇ ! મારી તો આંખ સામે તરવર્યા કરે છે.' અને નાનપણમાં સાંભળેલા આ શબ્દો હજી યે મારા કાનમાં ભણકારા માર્યા કરે છેઃ 'વાછડી; કેવી વાછડી ? મોરલા જેવી વાછડી !'

એના સૌંદર્યને લીધે એનું નામ પણ સમાજમાં વહેતું થયું છે. ઘણા પુરુષોનાં નામ 'મોર' હોય છે. ઓછાં પંખીઓનાં નામ જનતામાં પ્રચલિત થયાં છે તેમાં મોરે સ્થાન પ્રાપ્ત કરી લીધું છે. અને સ્ત્રીઓએ તો ઉપમા આપતાં ગાયું કે—

**'તમે તે વનના મોરલા રે, અમે ઢળકતી ઢેલ્ય મેવાડા–**

એનાં રૂપ જોઇ કવિઓએ કાવ્યો કર્યાં. સ્ત્રીઓએ એને રાસડામાં ઉતાર્યો. પાણી ભરવા જતી વખતે ઇંઢોણીમાં ભરી લીધો અને ઘેર ટોડલે ટોડલે અને બારસાખે બારસાખે તોરણમાં લટકાવી દીધો. ગોળા પર બુઝારાના ટોપકા રૂપે મૂકી દીધો. ઘર ચણનારાઓએ ઘર માથે સૌથી ઊંચે સ્થાને એને બેસાર્યો. જૂના ચિત્રકારોએ એને ચિત્રની કિનારો પર ચીતર્યો. અત્યારે ય મોરને ઘણા ચિત્રકારો ચીતરે છે, પણ એના આબેહૂબ રંગ આલેખતો મોર કોઇએ ચીતર્યો હોય એવું ખ્યાલમાં નથી. શ્રી. અબ્દુર રહેમાન ચુઘતાઈએ સફેદ મોર આલેખ્યો છે, પણ એ આપણો મોર નહિ. શ્રી. શારદાચરણ ઊકીલે ચીતર્યો છે, પણ આપણા મોરનો આબેહૂબ નમૂનો નહિ. શ્રી. અવનીંદ્રનાથ ટાગોરે આપણો મોર ચીતર્યો છે, પણ એ તો આગળનો જ ભાગ. એના ખરા સૌંદર્યરૂપ કળાને તો ઝાડના થડ પાછળ સંતાડી દીધી છે અને એથી તો મોરનું સાચું રૂપ ઢંકાઈ ગયું છે.

મોર એટલે સૌંદર્યમાં શિરોમણી, અગ્રણી. એવી જ ભાવનાથી કદાચ 'મોર છબવો' એવી પ્રથા આપણા કણબીઓમાં આવી હશે. જ્યારે એ કોમમાં કેટલીય ને સંખ્યાબંધ એક સાથે લગ્નો થાય ત્યારે ગામને પાદર અનેક જાનો આવીને ઊભી રહે. તેમાંથી સૌથી મોખરે કોણ રહે? જે ગામચોરાને સૌથી વિશેષ પૈસા ભરે તે. સૌથી વિશેષ આંકડો નોંધાવનાર જાનનું ગાડું આગળ રહે, અને ગામ–ઝાંપામાં પ્રવેશ કરતાં ઉપર તોરણમાં બાંધેલા મોરને છબતું જાય–અડકતું જાય.

આજના કવિઓ મોરને બહુ કાવ્યમાં ઉતારતા જાણ્યા નથી, કોઇ કોઇ વાર–

> **"પુરનો મોરલો હો રાજ,**
> **રસભર થનગન નાચે, પુરનો મોરલો હો રાજ."**

અથવા

> **'મોરલા હો,**
> **મુને થોડી ઘડી તારો આપ અષાઢીલો કંઠ,**
> **ખોવાયેલી વાદળીને હું, છેલ્લી વાર સાદ પાડી લઉં.**

આવાં કોઇક ગીતો મળી આવે છે. એથી વધુ નહિ.

પણ જે મોરનું સૌંદર્ય જોઇને સૌ એનાં આવાં નિરવધિ વખાણ કરે છે એ મોરનું રૂપ ચીતરતાં વિધાતાએ બિચારી ઢેલને અન્યાય કર્યો છે. પંખીસૃષ્ટિમાં

જેના રૂપની કોઇ બરાબરી ન કરી શકે એવું પંખી મોર. પણ એની જ ઘરવાળી ઢેલ જુઓ તો? જાણે કૂવડ. મોરને રંગતાં અડખેપડખે ઢોળાયેલ રંગની ધૂળમાંથી જાણે એના રંગ ઊભા કર્યા છે. એને કલગી ખરી, પણ ઝાંખી. મોરની કલગીના જેવો ઠસ્સો પણ નહિ. ડોક જોઇ હોય તો ઝાંખી ઝાંખી, જરાક પીળચટો ને વાદળી રંગ ખરો, પણ એ યે વરતાય નહિ એવો. આખા ડિલનો રંગ ધુમાડિયો, ખાસ કોઇ રંગનું નામ પણ ન આપી શકાય તેવો. પૂછડીનાં પીછાં પણ ભૂખરાં. મોર પાસે ઊભી હોય તો નજર નાખવી પણ ન ગમે. સારું થયું કે વિધાતાએ એને કળા ન આપી; નહિ તો ઊલટાની વધુ વિરૂપ લાગત.

આવી વિરૂપ છતાંયે બાળકોએ એને 'મોતી ચણંતી' ચીતરી, સ્ત્રીઓએ પોતાને 'ઢળકતી ઢેલ્ય' સાથે સરખાવી અને કોઇ સ્ત્રીને પુરુષ મારી નાખે ત્યારે ગાયું કે–

**'મૂરખે મારીને વિચાર્યું કે જાણે ઢેલ્ય ઢળી રે લોલ–**

અને પારણું હીંચોળતાં બાળકને હાલરડું ગાયું કે—

**હાલ્ય વાલ્ય ને ઢેલ્ય, વગડે વસતીરે ઢેલ્ય,**
**ઢેલ્યનાં પગલાં છે રાતાં, ભાઈના કાકા મામા છે માતા !**

પણ ઢેલનાં પગલાં રાતાં, એ કયા ગામની વાત? એમ કંઈ કલ્પના કર્યે ઢેલ વિરૂપ બની સુરૂપ થોડી જ થઈ જાય ?

આવી કૂવડ જેવી પત્નીને કારણે તો, મોર અનેકપત્નીત્વ પાળતો નહિ હોય? પણ એના અનેકપત્નીત્વ માટે તો આપણે ત્યાં એક લોક–કથાનક છે. મૂળ કથાનક તો પૌરાણિક છે, પણ આપણા લોકમાનસની કલ્પના એની સાથે સંકળાઇ ગઇ છે. કથાનક આમ છે :

ઈંદ્રને ગૌતમનાં પત્ની અહલ્યા સાથે આડો વ્યવહાર હતો. ગૌતમ મુનિને દૂર ધકેલવા અને અહલ્યાને ભોગવવા માટે ઈંદ્રે વહેલી સવારે ચંદ્રને પોતાનું અજવાળું ઝાંખું કરવા કહી, કૂકડાનું રૂપ લઇ, કૂકડો બોલાવ્યો. ગૌતમ મુનિ સવાર પડી સમજી ગંગાજીએ નહાવા ગયા. પાછળથી ઈંદ્ર ઘરમાં પેસી ગયો. ગૌતમ મુનિ ગંગાજીએ ગયા, પણ હજી નવસ્ત્રાં સૂતેલાં ગંગાજીએ ગૌતમમુનિને ટાણું નથી એમ કહી, ઘરમાં કોઇ વેરી ઘૂસી ગયો છે એમ જણાવ્યું. ગૌતમ મુનિ ક્રોધાયમાન થઇ પાછા ફર્યા; ઈંદ્ર મીંદડો થઈ બહાર નીકળી ગયો. પણ ગૌતમ મુનિ જાણી ગયા અને તેમણે અહલ્યાને શલ્યા થવા શાપ દીધો; ચંદ્રને

હંમેશનું સંપૂર્ણ તેજ છોડી કળા કરતો કરી દીધો અને ઇંદ્રને પૃથ્વી માથે જઈને મોર રૂપે અવતરવાનો શાપ દેતાં કહ્યું કે: 'જા, તારે અનેક પત્નીઓ હશે, પણ તું એકેયને ભોગવી શકીશ નહિ. તું યે ઝૂરજે અને તારી પત્નીઓ પણ ઝૂરશે.'

એથી આ લોકકહેવત પ્રમાણે મોર ઢેલને ભોગવી શકતો નથી, પણ જ્યારે એ કળા કરે છે ત્યારે ઢેલ એનાં આંસુ ઝીલી લે છે અને એમાંથી એને ગર્ભ રહે છે. પણ વૈજ્ઞાનિક રીતે આ વાત તદ્દન કલ્પના જ છે. મોર અન્ય પંખીઓની જેમ જ સંભોગ કરતો હોય છે.

પરંતુ આ કથાનકમાં લોકોએ વ્યભિચાર અને અનેકપત્નીત્વ સામે પોતાનો વિરોધ સરળ રીતે મૂકી દીધો છે. આવી કલ્પનાનું એના પર આરોપણ કરવા છતાં મોર તો લોકોને મન સૌંદર્યનો સાગર રહ્યો છે. શું હિંદુ કે શું મુસલમાન, સૌ એના રૂપલાવણ્ય પાછળ મુગ્ધ બન્યા અને સૌએ એને દૈવી રૂપ આપી, ન મારવાની વાડો રચી. હિંદુઓ એને સરસ્વતી અને ભગવાન કાર્તિકેયનું વાહન ગણે છે, મુસલમાનો એને પીરનો દુલદુલ કહે છે.

જોગીદાસ ખુમાણ પાછળ મોકલેલ ભાવનગરની વારના એક પગારદાર સંધીએ ફિફાદ ગામને પાદર ધનંતરશા પીરની દરગાહના મુજાવર મુરાદશાના મોતિયા મોરલાનો શિકાર કર્યો. સાંઇ પાસેથી મોર આંચકી જતાં સાંઇએ પીર પાસે હાથ પછાડયા, નખ નીકળી પડયા અને સાંઇએ શાપ દીધો કે 'એ મોરલો એમના પેટમાં હોય ત્યાં જ જો ખુમાણોનાં ભાલાં એ માંસ ખાનારના પેટમાં પરોવાઇ ન જાય તો હું ફકીર નહિ, તું પીર નહિ ને આસમાનમાં અલ્લા નહિ.' એ શાપ પ્રમાણે જ જાણે બીજે દિવસે સંધીઓને જોગીદાસ ખુમાણનું દળ ભેટી ગયું, સંધીઓ બૂટના કૂવામાં ઊતરી ગયા અને ભાલાં, બરછી તથા તરવારોથી બધા સંધીઓનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. એ પચાસ લાશોમાંથી એક સંધી અણિશુદ્ધ બચી ગયેલો, જેણે મોરનું માંસ ખાધેલું નહિ.

(સોરઠી બહારવટીઆ ભા. ૨)

લોકકલ્પનામાં મોરને મારવો એ મોટું દુષ્કૃત્ય ગણાયું છે. પોતાના પાપનો એકરાર કરતી વખતે જેસલે પણ ખુલ્લે દિલે ગાયું હતું કે:

**વનના તે મોરલા મારિયા, તોળાંદે રે...એમ જેસલ કે'છે જી.**

આવી આપણી લોકમાન્યતાને કારણે શિકારીઓ મોરલાનો શિકાર નથી કરતા. છતાં યે સંધી, મકરાણી, આરબ, આડોડિયાં, ડફેર અને મિયાણા જેવી કોમો એનો શિકાર કરે છે; પણ એ છાનોમાનો, છડેચોક તો નહિ જ.

હવે તો મોર મારવાની કાયદેસર બંધી છે. કડક ગણાઇ ગયેલો વાઇસરોય લોર્ડ કર્ઝન કળા અને સૌંદર્યનો પ્રેમી હતો. એણે મોરનું રૂપ જોયું, મુગ્ધ બન્યો, આવા પંખીનો શિકાર એ ન સહી શકયો અને મોરના શિકાર પર હિંદી સરકાર તરફથી પ્રતિબંધ મૂકતો કાયદો પસાર કરાવ્યો.

ધાર્મિક વૃત્તિ અને કાયદાપ્રતિબંધને કારણે મોરને મારી શકાતો નથી એટલે મોર આપણી વચ્ચે નિર્ભય થઇને વિચરે છે. મૂળ તો એ બહુ ભડકણ પંખી છે અને જંગલ–ઝાડીઓનો વતની છે. પણ એને આપણા પર વિશ્વાસ બેસી જતાં એ જંગલઝાડીઓ છોડી ગામ–પાધરની વાડીઓએ ઊતરી આવ્યો અને ત્યાંથી આપણી શેરીઓમાં થઇ ફળિયામાં પારેવાં–ચકલાં સાથે ચણવા આવે છે. લોકો એને પાળે છે અને હળી ગયેલો મોર હાથમાંથી પણ દાણા ચરી જાય છે એ તો ઘણાના અનુભવની વાત હશે.

પણ આપણે આંગણેથી એ દાણા ચણી જાય છે એટલો જ ખોરાક નથી. એ તો કાકીડા, અળશિયાં, ઝીણાં જીવડાં, ઇયળો અને કયારેક દેડકાં પણ ઉડાવે ખરો. સાપ વિષે તો કહેવાય છે કે 'મોરને અને મીંદડીને એરુ આભડે જ નહિ.' એનું એક સંસ્કૃત નામ પણ ભુજંગભુક્ છે. એને સૌથી વધારે ભાવે વાડીના લીલાછમ કૂણા કૂણા કોંટા. એટલા બધા ખાય કે વાડીના પાકને નુકસાન કરે. કોઇ પણ વાડીએ જજો, હાથમાં ગોફણ લઇને એકાદ રખોલિયો ઊભો ઊભો, ગોફણના પાણા ફેંકતો રાડો નાખતો હશે: 'મોયલો...મોયલો...હો !'

વાડીના એ એટલા બધા હેવાયા થઇ ગયા હોય છે કે પાસે જઇને ઊભા રહો તો યે ખસે નહિ. મારવા હાથ ઉગામો તો ચાલતા થાય; ઊડે તો નહિ જ. બહુ પાછળ પડો તો દોટ મારે. આગળ ડોક સીધી કરી દડવડ દોડયો જાય. દોટ મારવામાં એના જરઠ પગ બહુ કામ આવે છે. માણસોને દોડમાં ન પહોંચવા દે, એટલી ઝડપથી એ દોડી શકે છે. છૂટકો જ નથી એમ લાગે ત્યારે એ ઊડે; પણ ઊડે ત્યારે પછી એકધારો ઘણે સુધી ઊડી જાય. એ વખતે એનાં નીચલાં લાલ લાલ પીછાં બહાર દેખાઇ આવે.

લોકોએ તો મોરલાના રૂપ–સૌંદર્યને આત્મસાત કરી લીધું છે, તદ્દન તાદાત્મ્ય સાધી લીધું છે. હિંદુઓના દેવસ્થાનમાં તો મોરનાં પીછાંના ઠાકોરજીના વીંઝણા, સાવરણીઓ (ડંડાસણ) અને રામસાગરને માથે મોરપિચ્છનાં ઝૂંડ. પીરની દરગાહોમાં પણ મોરના પીછાંની જ સાવરણીઓ.

પીછાં પણ કેવાં સુંદર. એવાં પીછાંનાં વીંઝણા અને સાવરણીઓ દેવનાં

રૂપને યે રૂડાં કરી દેખાડે. પીછાં પણ કેટલી જાતનાં ? આંખવાળાં પીછાં વિના બીજાં પણ બે ત્રણ જાતનાં પીછાં મોરને હોય છે. એક તો આંખવાળાં પીછાં કરતાં યે લાંબાં, કળાના છેડા ઉપર હોય છે તે ત્રિકોણાકારનાં—બેલાખિયા આકારનાં પીછાં. બીજાં હોય આંખ વિનાનાં, બરાબર તરવાર જેવાં વાંકાં વળેલાં. છોકરાં એને 'તરવાર' જ કહે છે. આવું પીછું હાથ આવે તો છોકરાં ન છોડે. પીછાંનાં મૂળ કચકડા જેવાં હોય છે. એ તોડવાથી અંદરથી નાનું સરખું વાંકુંચૂંકું કણું નીકળે છે. એ બાળવાથી તડતડતડ તડતડિયા પેઠે બોલે છે, એટલે છોકરાં તે ભેગાં કરીને ગમત ઉડાવતાં હોય છે. પતંગના રસિયા મોરનાં પીછાંની ઝાલર રચીને પતંગ નીચે વળગાડે છે. કહેવાય છે કે એ પીછાં સામે પવન ભટકાવાથી એમાંથી સૂ...સૂ...એવો અવાજ નીકળે છે. એનાં પીછાંમાં વધારે ચુંબક શક્તિ હોવાને કારણે મોરનાં રાતાં પીછાં છોકરાં માથાના વાળ સાથે ઘસીને ખડનાં તરણાં સામે ધરે તો ચડપ... ચડપ...તરણાં પીંછાને એક બે ફૂટ દૂરથી ઊડીને ચોંટી જાય છે, એ તો બાળપણમાં ઘણા યે અનુભવ્યું હશે.

મોરનાં પીછાં વીંઝણા–સાવરણીઓ વગેરેમાં કામ આવે છે તેથી કોળી વાઘરીઓ તે ભેગાં કરીને વેચે છે. એ પીછાંની આંખો બાળીને એમાંથી કોઇ રોગ પરની અકસીર ભસ્મ બનાવવામાં આવે છે તેમ પણ કહેવાય છે અને લોકવાયકા તો એટલે સુધી છે કે એને બાળવાથી અંદરથી સોનું ઝરે છે. એ વાત જવા દઈ એ તો પણ દેશી વૈદકમાં મોરનાં ઘણાં અંગ કામ આવે છે. એનો પગ તેલમાં કકડાવીને એ તેલ દુઃખતા કાનમાં ટીપાં તરીકે નખાય છે. એનાં પીછાંનાં કડલાં કરીને પગે વા હોય છે તેઓ પહેરે છે. સર્પ કરડ્યો હોય તેને મોરનાં પીછાં વાટીને પિવરાવે છે, જેથી તરત ઊલટી થાય અને ઝેર નીકળી જાય.

મોરનાં આ સૌંદર્યવંત પીંછાંઓનો ઉપયોગ તો કરી જાણ્યો શ્રી કૃષ્ણે. એ રસભોક્તા કૃષ્ણદેવની નજરમાંથી આ પીંછાં કેમ છટકી શકે ? એણે એના મોરમુકુટ બનાવ્યા, મોરપિચ્છ કર્યાં, માથે પહેર્યાં અને હજી યે પોતાની મૂર્તિ માથે મોરમુકુટ ધરાય એવી ભક્તજનો માથે ફરજ નાખતા ગયા.

ઠેઠ કૃષ્ણના વખતમાં નોંધાયેલો આ મોર બહુ જૂના કાળનું પ્રાણી લેખાય છે. મૂળ એશિયાનો વતની, ખાસ કરીને હિંદ, બર્મા અને હિંદીચીનનું રહેવાસી એ પંખી છે.

બર્માની રસભોક્તા અને સૌંદર્ય–શોખીન બર્મીઝ પ્રજાએ મોરનું અનુપમ

સૌંદર્ય જોઇને તેનું યોગ્ય મૂલ્યાંકન કર્યું છે. એ પ્રજાએ પોતાના બધા શણુ-ગારમાં, ધાર્મિક વિધિઓમાં મોરને આગળ પડતું સ્થાન આપેલ છે અને બ્રિટિશ સરકારે દીધેલા બર્મા સરકારના ધ્વજમાં પણ મોરને બેસાડવામાં આવ્યો છે.

યુરોપમાં મોરને પહેલી વાર દાખલ કર્યો મહાન સિંકદરે. હિંદ પર એ ચડી આવ્યો ત્યારે એ સૌંદર્યભોક્તા રાજવીએ મોરનો રૂપરાશિ જોયો, મુગ્ધ થયો અને યુરોપમાં લઇ ગયો. ત્યાર પછી મોરની જાત યુરોપમાં વિસ્તરી.

પશ્ચિમમાં મોરને મારીને ખાવામાં ઘણું માહાત્મ્ય ગણાતું. એ માહાત્મ્ય તેના માંસ કરતાં સૌંદર્યને કારણે વિશેષ હતું. કોઇ પણ મોટા ખાણામાં મોરને રાંધીને એની માંસભરેલી ડીશની આસપાસ તેનું માથું અને પીછાં સુંદર રીતે ગોઠવીને ખાણાને શોભાયમાન બનાવવામાં આવતું.

પોતાના રૂપરાશિથી આપણે ત્યાં અગ્રિમ સ્થાન પામ્યો અને પરદેશ પણ જેની નિકાસ થઇ એવા આ મોરનાં સૌંદર્ય રૂપ પીછાંને ઉતારી પાડતી એક લોકકથા મિસરમાં કહેવાય છે. ત્યાંનો ઓસીરીસ નામનો એક રાજા હિંદની સફરે નીકળેલો. જતાં જતાં એ પોતાની રાણી ઇસીસ અને પ્રધાન આર્ગસને રાજ્ય સોંપતો ગયો. રાજાના ગયા બાદ પ્રધાને રાણીને પલટાવીને પોતાની કરી લીધી, રાજ્યમાં ઠેર ઠેર બાતમીદારો મૂકી દીધા અને તેમની મારફત પ્રજાની તલેતલ વાત જાણીને, વિરોધીઓને દબાવીને એકચક્રે રાજ્ય હાથ કરી લીધું ઓસીરીસ રાજાને પાછાં આવતાં બધી ખબર પડી. ભગવાન જ્યુનોની પ્રાર્થના કરતાં મર્ક્યુરીની સરદારી નીચે એક સૈન્ય તેની મદદે આવ્યું. આર્ગસને હરાવી રાજ્ય પાછું લીધું અને વિશ્વાસઘાતી આર્ગસને, છૂપી આંખો-બાતમીદારો (Spies) વડે તેણે આ કૃત્ય કરેલું તેથી ભગવાન જ્યુનોએ મોર બનાવી દીધો અને તેના બાતમીદારની આંખોને એને પીછે પીછે ચોડી દીધી. આ કથા પરથી મિસરમાં મોર ધૃણાજનક પંખી ગણાય છે.

* * *

'કે...હુ...ક કે...હુ...ક...' એવા ગગનવિદારણ નાદથી વનરાઇ અને પહાડીઓને વીંધતો મોર પોતાની સાંકળના ત્રણ ત્રણ કટકા કરીને મેઘરાજાને આવકાર આપે છે. આષાઢ મહિનો આવે, દાવળાંચોવળાં વાદળાં ઘઘૂંબી રહ્યાં હોય, આભને માથે ભગવાન જાણે ગેડીદડે રમતા હોય એમ ગડુડાટી ગાજવા માંડે ત્યારે મેઘરાજાનો છડીદાર મોર પોતાનું અંતર નિચોવીનિચોવીને, પોતાના કેકારવથી વનરાઇને ઘેઘૂર બનાવી દે છે. મોરના ટહુકાર વિના મેહ આવે તો યે ભુંડો લાગે. એથી જ સ્ત્રીઓએ પોતાના રાસડામાં ગાયું કે—

**આષાઢે ધમઘોરિયા ને વાદળ ગાજે ઘોર,**
**બાપૈયા પિયુપિયુ કરે ને મધરા બોલે મોર—કે આણાં મોકલને મોરાર–**



**કળાયલ મોર**

મોરનો આવો કેકારવ, ટહુકાર, વનરાઇનું સૌંદર્ય અને પહાડનો પડછંદો મનાયો છે. મોરલાની આશક આમજનતાએ એમાં મીઠપ દેખી છે, કારુણ્ય નિહાળ્યું છે. લોકોએ એના અવાજને મેહના આગમનની છડી જ પોકારાતી માની છે અને મોરના કેકારવમાં આવા શબ્દો કલ્પી લીધા છે કે: "મે...આવ...મે...આવ." અને એ શબ્દો બેસારવા માટે ખોટી કલ્પના પણ દોડાવવી પડે તેમ નથી. લગભગ એ શબ્દોની જ આસપાસ મોરના ગાનની સુરાવલિ ફરે છે. મોર શબ્દ જેમાંથી આવ્યો દેખાય છે તે સંસ્કૃત નામ મયૂર પણ આ શબ્દાવલિમાંથી જ ઝિલાયો લાગે છે. (એનું લેટીન નામ Pavo Cristatus છે, તેમાં Pavo શબ્દનો અર્થ ઘોર અવાજ થાય છે, જે મૂળ પર્શિયન ભાષામાંથી આવ્યો મનાય છે.)

આકાશમાં વાદળાં પથરાવા માંડે, ગડેડાટી થાય ત્યારે મોરનો ઉન્માદ વધી જાય છે. તે ઉન્માદ જીરવી શકતો નથી. પંખીસ્વભાવજન્ય એ પોતાનો સંવનન–

ઉન્માદ કળા કરવામાં ઠાલવે છે. વાડીની વાડનો ઓથ શોધી, આજુબાજુ ઊભેલ ઢેલોનાં ટોળાં વચ્ચે મોર પોતાનાં પિચ્છ ઊંચાં કરે છેઃ પીછાંનું આડું છત્ર રચાઈ જાય છે. બરાબર ગોળ, જાણે ચીનાઈ પંખો ઉઘાડયો હોય એવો જ આકાર ઊભો થાય છે. એવી ઉપમા આપવી પણ જાણે એની કળાને અપમાન કર્યા જેવું થાય. મોરને માથે જાણે અસંખ્ય પિચ્છ—નયનોનું આભા–મંડળ રચાઈ જાય છે. એના એકેક પીછાનાં અણુએ અણુમાં સૌંદર્ય ભરચક ભર્યું હોય છે. આવાં અસંખ્ય પીછાંનું સૌંદર્ય સમગ્રરૂપે ઠલવાય પછી એમાં શી કમીના રહે ? આવી અપરૂપ સૌંદર્યમયી કળા કરીને એ થનગન થનગન નાચવા માંડે છે; પાંખો હલાવતો એ ફૂદડીઓ ફરવા માંડે છે. બન્ને બાજુની લાલ પાંખો નીચે નમાવી, મશીનની પેઠે એકધારી હલાવતો એ ફર્યા કરે છે. પીછે પીછે જાણે વિદ્યુતને લીધે ઝણઝણાટી ઊભી થાય છે. એમાંથી સૂ...સૂ... અવાજ નીકળે છે; દૂર ઊભા હોઈએ તો પણ સંભળાય એવો. આ અવાજને લોકો 'ઝણ્ય' કહે છે. ઢેલો આસપાસ ઊભી ઊભી એનો નાચ નીરખી રહે છે. મોરનું આ નૃત્ય જોઈને જનસમાજ હેરત પામી ગયો છે. એ નૃત્ય જોતાં જનસમાજ કદી થાકયો નથી; એનું વર્ણન કરતાં કદી થાકવાનો પણ નહિ. આખા પંખી-સમાજમાં ફરી વળો, ઘણાં પંખી સંવનન–કાળે નૃત્ય કરે છે, પણ મોરને કોઈ છબી નહિ શકે એ નૃત્ય જોઈને નૃત્યકારોએ એનાં અનુકરણ કર્યાં છે અને એના પરથી જ એનાં કળાયલ, કલાપી, કલાધાર એવાં અનેક નામ પડયાં છે.

મોરના આ અપ્રતિમ નૃત્યસૌંદર્યને મૂલવી જાણ્યું સૌંદર્યપ્રેમી બાદશાહ શાહજહાને. એણે મોરના આ રૂપ–સૌંદર્યમાંથી દુનિયામાં અજોડ એવું સોનાનું તખ્તેતાઉસ–મયૂરાસન બનાવ્યું, જે વર્ષો સુધી દિલ્હીના મોગલ દરબારને શોભાવતું રહ્યું ને છેવટે તેને નાદીરશાહ લૂંટી ગયેલ.

લોકોમાં માન્યતા પ્રવર્તે છે કે મોરને આ નૃત્ય કરતાં બહુ પરિશ્રમ પડે છે અને તેથી એની આંખમાંથી આંસુ ટપકે છે. આ આંસુ ઘણા વલોવાટને અંતે ટપકતાં હોઈ સાવ આછાં હોય છે; ઢેલ ઝીલે એ પહેલાં તો વરાળ રૂપે ઊડી જાય તેવાં. આથી તો સાવ પાતળી છાશ માટે આપણે ત્યાં કહેવાય છે કે 'મોરનાં આંસુ જેવી છાશ.'

મોરને અને મેહને શો સંબંધ હશે ? શા માટે એ વખતે તે આવું અનુપમ નૃત્ય કરતો હશે અને આટલો બધો ટૌકતો હશે ? એનો પ્રકૃતિજન્ય એ ઉન્માદ જ હશે કે મેહની ગડગડાટીને કારણે એના હૈયામાં કોઈ ફડકો જાગતો હશે ? મેહની ગડગડાટીથી ટૌકી ઊઠતો મોર અત્યારના જમાનામાં

ગામડાંને પાદર મોટરના ભૂંગળાના અવાજથી પણ એટલો જ ટૌકી ઊઠે છે. પણ એ ટૌકારામાં બીકનો ફફડાટ હોય છે; ચોમાસાના ટૌકારની તીવ્રતા સાથેની મીઠાશ એમાં નથી હોતી.

આનંદમાં 'કે...હૂ...ક' 'કે...હૂ...ક' ટૌકાર કરતો મોર ભય વખતે 'ક્રિયો...ક્રિયો' એવી તીણી ચીસ પાડે છે. બાકી ટોળામાં રખડતાં અને આહાર વીણતાં વીણતાં એ ટાંક...ટાંક...ટાંક કે ઢેંકુક...ઢેંકુક એવા શબ્દો બોલે છે.

હિંદના પંખીસમાજમાં ધરતી પર વસનારાં પંખીઓમાં સૌથી મોટો મોર. પાણીકાંઠે વસનારાંમાં સૌથી મોટાં સારસ. જમીન પર વસનારાં પંખીમાં સૌથી તીવ્ર અને લાંબો અવાજ મોરનો. પાણીકાંઠે વસનારાં પંખીમાં સૌથી તીવ્ર અને લાંબો અવાજ સારસનો. જેમ સારસનો અવાજ નદીના કાંઠાની આરપાર થતો ને હવાના પડદા વીંઝતો ચાલ્યો જાય છે તેમ મોરનો અવાજ વનરાઈ ગજવતો, પહાડોમાં પડછંદા પાડતો હવા વીંઝતો સૂસવતો જાય છે.

મેહના આગમને નાદ અને નૃત્યથી મસ્ત બનતો મોર મેહની મિત્રાચારી બરાબર જાળવે છે. અષાઢ પૂરો થઈ શ્રાવણ વીતે અને ભાદરવો આવે ત્યાં તો મોર મિત્રનો વિયોગ સહન નથી કરી શકતો. એનું નૃત્ય થંભી જાય છે, ગાન અટકી જાય છે અને શોકના પરિધાન રૂપે મોર પોતાની કળાનાં પીછાં ખેરી નાખે છે. દિવાળી આસપાસ તો મોર સાવ બાંડો થઈ જાય. કળાથી શોભતો મોર કળા વિનાનો જોવો યે ન ગમે. મોઢા પરથી જાણે નૂર હરી લીધું હોય એવો જ લાગે. લગભગ આખો શિયાળો એ બાંડો ફર્યા કરે. ઉન્માદથી કળા કરી નાચતો ચોમાસાનો મોર કયાં અને બાંડો થઈ ગયેલો શિયાળાનો મોર કયાં ? પણ શિયાળો ઊતરતાં તો એ પીછાં મેળવવા માંડે છે. વાદળાંના થર બંધાય એ પહેલાં તો મેહને વધાવવા નવો રૂપસિંગાર ધારણ કરીને મોર તૈયાર થઈ જાય છે.

મેહ-ટાણે નવાં પીછાં ધરતા આ મોરને વરસાદ સાથે કાંઈક સંબંધ હોવો જોઈએ એવી લોકમાન્યતા છે; પણ ખરી રીતે તેવું કશું નથી. દરેક પંખી બચ્ચાં ઉછેરી લીધા બાદ દર વર્ષે એક કે બે વાર પોતાનાં પીછાં ખેરી નાખે છે. એ જ રીતે ચોમાસું ઊતરતાં, સંવનન બાદ ઈંડાં મુકાઈને, તેમાંથી બચ્ચાં નીકળે છે તે સમયે મોર પણ પોતાનાં પીછાં ખેરી નાખે છે. અન્ય પંખીઓનાં પીછાં થોડાં થોડાં ખરતાં જાય છે અને નવાં પુરાતાં જાય છે. તેમનાં પીછાં નાનાં હોય છે તેથી આ ફેરફાર નજરે નથી ચડતો. પણ મોરની કળાનાં આ સ્વતંત્ર મોટાં પીછાં એક સાથે ખરી જતાં તરત જ ધ્યાન ખેંચી લે છે.

મોરના આ ચોમાસુ ટહુકારે અનેક પ્રિયજનોના અંતરમાં સ્મરણોર્મિઓ જગાડી હશે. ચોમાસું આવે, ઝરમર ઝરમર કે ત્રમઝટ મેહ વરસે અને વિખૂટાં પડેલાં સજણાં સામે ખડાં જાય. અને એ ભાવ ગીતરૂપે સરી પડે કે :

**મોર બોલે મધુરી વાણુ રે, નીંદરા ના'વે રે–**

અને અષાઢ ધધૂંબીને ગડેડતો હોય ત્યારે શી સ્થિતિ થાય ?

**અષાઢ વરસે એલીએ, ગાજવીજ ઘમઘોર,**
**તેજી બાંધ્યા તરવરે, ને મધરા બોલે મોર;**
**મધરા બોલે મોર તે મીઠા,**
**ઘણુમૂલાં સાજણુ સપનામાં દીઠાં,**
**કે' તમાચી સુમરો, કિસાણી ઢેલ ને મનાવે મોર,**
**અષાઢ વરસે એલીએ, ને ગાજવીજ ઘમઘોર.**

અને જેનાં હૈયાં પ્રીતે પલળી ગયાં છે એને મોરના ટૌકારા કેવા દુઃખકારી લાગે ? કોણ જાણે કેટલાં યે વિજોગીઓને એ ટૌકારે રડાવ્યા હશે ?

આપણા મુલકની કોઇ પણ પ્રેમભરી કથામાં વિયોગકાળે મોરલે હાજરી નોંધાવી જ છે. નાંદીવેલામાં રખડતી કુંવરને મોરના ટહુકારે જ રાણાની યાદ આપી હતી:

**કોટે મોર ક્ણુકિયા., વાદળ ઝબકી વીજ,**
**રૂદાને રાણો સંભર્યો, આઇ અષાઢી બીજ.**

હલામણને કાકા શિયાએ દેશવટો આપ્યો અને મોરના ટૌકારે વિયોગણુ સોનને દુઃખી કરી મૂકતાં એણે પોતાની બાનડીને કહ્યું:

**હાલો બાની વનરા ઢૂંઢીએ, મળી ઉડાડિયેં મોર,**
**ટૌકે હલામણુ સાંભરે, કટકા કાળજ કોર;**
**કટકા-કાળજ કોર તે કિયો,**
**ડોલરિયા હલામણુને દેશવટો દિયો,**
**સોઢી કે' શિયા ! તેં ખંડી અમારી જોડ,**
**હાલો બાની વનરા ઢૂંઢીએ, મળી ઉડાડિયેં મોર.**

ઢોલાથી દૂર બેઠેલી મારૂએ પણ મોરલાને ઠપકો આપ્યો હતો કે:

**મત તું બોલે મોરલા, ઊડી મ બેસ ખજૂર,**
**તારે જલધર ટહુકડે, મારે સાજન દૂર.**

તારે તો મેહ ટહુકાર જેટલો પાસે છે, પણ મારો સ્વજન તો દૂર બેઠો છે.

[સોરઠી ગીતકથાઓ]

અને ઓઢા-હોથલના જીવનમાં ? ઓઢો હોથલ સાથે કનરામાં વસે છે. દસ દસ વરસ વીતી ગયાં છે. ઓઢો એક શીલા માથે બેઠો છે ત્યાં તો:

**ઉત્તર શેઠ્યું કહ્યું, ડુંગર ડમ્મરિયા,**
**હૈડો તડકે મચ્છ જી, સજણ સંભરિયા.**

ઓઢાને કચ્છ સાંભર્યું. ઉદાસ થઇ ગયો. હોથલ આવી. ઉદાસ ચહેરો જોયો. મોરલાનો ટહૂકાર થયો અને બોલીઃ

**મત લવ્ય મત લવ્ય મોરલા, લવતો આઘો જા !**
**એક તો ઓઢો અણોહરો, ઉપર તોંજી ધા.**

**મારીશ તોંકે મોર, સિંગણજાં ચડાવે કરે,**
**ઐયે ચિતજા ચોર, ઓઢાકેં ઉદાસ કિયો,**

તું ઊડી જા, નીકર તીર ચડાવીને તને મારીશ; તેં ઓઢાને ઉદાસ કરી મૂકયો. મોરલો જાણે જવાબ આપે છેઃ

**અસીં ગિરવરજા મોરલા, કાંકર પેટ ભરાં,**
**રત આવે ન બોલિયા, (તો) હૈડો ફાટ મરાં.**

અમે ડુંગરના મોર, કાંકરા ચણી પેટ ભરીએ. ( કાંકરા ચણવાની લોકકલ્પના વાસ્તવિક રીતે ખોટી છે. ) અમારી ઋતુ આવ્યે ન ટૌકીએ તો હૈયાં જ ફાટી જાય. એમ કહેતો મોરલો કેહૂક કેહૂક ટૌકવા લાગ્યો. હોથલે તીર ચડાવ્યું. ઓઢે હાથ ઝીલી લીધો : હાં ! હાં ! હાં ! હોથલ !

**ગેલી મ થા ગેલડી, લાંબા મ બોલ્ય બોલ,**
**ગાળે ગાળે ગળકશે, તું કેતાક ઉડાડીશ મોર ?**

ડુંગરની ખીણે ખીણમાં ટૌકતા કેટલાક મોરને તું મારી શકીશ ?

**કરાયલકે ન મારીએ, જેજાં રત્તાં નેણ,**
**તડ બેઠાં ટૌકા કરે, નિત સંભારે સેણ.**

ઝાડ પર બેસી ટૌકતા અને વહાલાંને યાદ કરતા મોરને મરાય ?

**રેલમછેલા ડુંગરા, ચાવો લગે ચકોર,**
**વીસર્યાં સંભારી ડીએ, સે ન મારીજે મોર**

વીસર્યાં વહાલાંને યાદ કરાવી આપતા મોરલાને ન મરાય.

( સૌરાષ્ટ્રની રસધાર : ભાગ ૪ )

આવા મોર માટે સ્ત્રીઓએ રાસડામાં પ્રતિબંધ મુકયો કે :

**મોરલાને નવ મારીએ રે, ડુંગરાનો રખવાળ, મારા વાલા !**

સજણાંને સંભારી દેતો મોરલો લોકોની કરુણ કલ્પનાઓનું જાણે વાહન બની ગયો છે. 'મોરલાની માયા' નામનાં લોકગીતમાં એ આબેહૂબ ઊતર્યો છે કે :

[ રઢિયાળી રાત ભાગ ૧ : ગીત ૨૪]

એક રાજાની રાણીને પાણી ભરવા જતી વખતે મોરનાં રૂપ જોઇને મોર પર અનહદ પ્રેમ પ્રગટયો. રોજ મોર નીરખવા એ નદીએ રોકાવા લાગી નણંદે રાજા પાસે ચાડી ખાધી. રાણીનું મોરલા પરનું આ હેત રાજા ન જોઇ શકયો; ઇર્ષ્યા થઇ. મોરને મારવા એ નિશાન તાકીને ગોખે બેઠો. રાણી મોરને ચેતવવા પાણી ભરવાને મિષે તળાવે ચાલી, પણ મોર તો હંમેશની પેઠે ગેલ કરીને પાણી ડોળવા માંડયોઃ

**ઘડો ભરે ને મોર ડોળી ડોળી નાખે જો,**
**રાજાનો કુંવરડો ગોખે જોઇ રિયો.**

રાણી સમજાવે છે કે :

**ઊડયે મોરલિયા ઝાંખે ઝાડવે બેસ્યે જો,**
**રાજાનો કુંવરડો હમણે મારશે.**

મસ્ત મોર ન માન્યો, અને

**પહેલે ભડાકે મોરલિયો ઉડાડયો જો,**
**બીજે ને ભડાકે મોરને મારિયો**

રાજાએ મોર મંગાવ્યો, રાણી પાસે જ એનું શાક કરાવ્યું;

**શાક સુધારે ને આંસુડાની ધારૂં જો,**
**છમકારે ને મોરલિયો વઘારિયો.**

રાજાએ રાણીને પણ એ શાક ખાવા આગ્રહ કર્યો. રાણીએ ચોકખી ના સંભળાવી. રાજાને હવે રાણીના મોર પરના સાચા પ્રેમનો ખ્યાલ આવ્યો તેણે રોડલા, બેડાં ને સાળુ પર મોર ચીતરી આપવા કહ્યું, પણ એ મોરલા કાંઇ બોલે? રાણી એ મોરલા સાથે જ બળી મરી.

કડીએ કડીએ આ ગીત કરુણરસમાં જ આગળ વધતું જાય છે. રાસડા ગવરાવતાં ઘણી વાર ગવરાવનારીઓ અને કુંડાળા વચ્ચે રાસડા સાંભળવા બેઠેલ છોકરાં આ ગીત સાંભળતાં રડી પડે છે.

પણ એથી યે વધારે કરુણ સ્થાન તો મોરને આપણાં છાજિયામાં અપાયું છે

**હાય વોય રે! કુવામાં ઢેલ વિયાણી,**
**હાય વોય રે! એનાં નાનાં બચલાં,**
**હાય વોય રે! એને કોણ ખવરાવશે,**
**હાય વોય રે! એને કોણ પિવરાવશે.**

ઢેલ મરી જાય, પછી એનાં બચ્ચાંની શી દશા? બચ્ચાં હરતાંફરતાં થ જાય ત્યાં સુધી ઢેલ માળો છોડતી નથી. મોરનો મોટો આધાર પગ ઉપર

બચ્ચાંના પગ સાબૂત ન થાય ત્યાં સુધી ઢેલથી માળો કેમ છોડાય ? એ સ્થિતિમાં ઢેલ મરી જાય તો બચ્ચાંની શી સ્થિતિ ? સ્ત્રીઓ જ એ કલ્પનાને સમજી શકે અને તેથી જ તો તેમણે એ સ્થિતિને છાજિયામાં સ્થાન આપી દીધું. અને છોકરીઓ પણ દેદો કૂટતાં આ જ ગીત ગાતી હોય છે.

મોર ઇંડાં સેવવા માટે માળો સામાન્ય રીતે વાડ વચ્ચે કરે છે. નાની લાકડીઓ, કરાંઠી, ખડ, પાંદડાં અને કૂચાનો એ માળો બનાવે છે. કયારેક જૂના ખંડિયેરના કોક ખૂણામાં કે ઝાડની બખોલમાં પણ ઇંડાં મૂકે છે. કયારેક ગીધે બાંધેલા માળાનો એ ઉપયોગ કરવો ચૂકતો નથી.

ઇંડાં પાંચથી સાત મૂકે. અમારે ત્યાં બગીચામાં ગયે વર્ષે એક ઢેલે ૧૧ ઇંડાં મૂકેલાં, જે એને માટે અતિ અસામાન્ય કહી શકાય. ઇંડાં નાળિયેરના ગોટાથી નાનાં હોય. લંબગોળ, એક બાજુ થોડાંક અણીદાર. રંગ ભૂખરો સફેદ હોય છે. જોતાં જરા યે આકર્ષણ ઊભો ન કરે તેવો એ રંગ હોય છે. જાણે મોરના દેહનું સૌંદર્ય ઊભું કરવા એના અસ્તર રૂપ ઇંડાંમાં યે સારો રંગ વાપરવા બાકી રહ્યો નહિ હોય. કેટલાક પક્ષી–વિશારદોએ તો વિધાન તારવ્યું છે કે અતિ સુંદર પંખીઓનાં ઇંડાં રંગવિહીન હોય છે અને રંગવિહીન પંખીઓનાં ઇંડાં સુંદર હોય છે. આ વિધાનમાં અપવાદ પણ હોય છે. પરંતુ મોરની બાબતમાં તો એ વિધાન સાચું દેખાય છે.

ઇંડાંનો આવો રંગ હોઇ લોકસમાજમાં કહેવત પ્રચલિત છે કે 'મોરનાં ઇંડાં કાંઇ ચીતરવાં પડે ?' મોરને સૌંદર્યવંતો બનાવવા ઇંડાંને ચીતરવાની જરૂર નહિ. મતલબ કે ખાનદાન ઓલાદને આવા બાહ્ય રૂપરંગની જરૂર ન પડે.

મોર સમૂહચારી પંખી છે. આખો દિવસ ચારો કરી રાત્રે ભેગા થઇ કોઇ એક ઝાડ માથે રહે છે. રાતે પણ તેઓ કાં તો ગીધને માળો જ પચાવી પાડે છે. આળસુ શિકારીઓ રાત્રે ઝાડ પર ચડી એને પકડે છે, પણ રાત વખતનો મોરનો કળેળાટ કોઇના પણ હૃદયમાં ચીરા પાડી નાખે તેવો હોય છે.

મોર માટે મારા મનમાં બે દશ્યો આબેહૂબ આલેખાઇ ગયાં છે :

એક પાળિયાદનો ધરતીકંપ : ભૂકંપના આંચકા વખતે આખી ધરતી ધણેણતી હતી. ધરતીના પેટાળમાં થતા ગડેડાટ સાંભળીને આજુબાજુ ચાર પાંચ ગાઉમાં વસતા મોર કળેળી ઊઠતા. એક તો મોરનો પ્રચંડ આક્રોશ અને એમાં ય એક સાથે ચાર પાંચ ગાઉના પરીઘમાં બેઠેલા બધા મોર એકી સાથે કળેળી ઊઠે; જાણે આકાશના પડદા તોડી નાખતા હોય એવા ભયાનક પડછંદા ઊભા થતા. સવાર, બપોર, સાંજ અને અધરાત, એ પડછંદા પડયા જ કરતા. ધર-

તીના પેટાળની ધીમી ગડેડાટી પણ એ પંખી સાંભળી શકતું. એવી ધીમી ગડેડાટી લોકો સાંભળી કે અનુભવી પણ ન શકતા એ વખતે મોરનો અવાજ ગડેડાટી–સૂચક એક જીવતુંજાગતું યંત્ર બની ગયો હતો.

બીજું દૃશ્ય માણેકવાડાનું પાદર : ગામને ચારે બાજુથી ઢાંકી દેતા અને ઘેરી વળતા આંબલીઓના ઘેરા ઝૂંડમાં અસંખ્ય મોર રહે છે. ગિરનારને પ્રવાસે જતાં રસ્તામાં એ ગામ આવેલું. અમે ત્યાંથી પસાર થયા ત્યારે મોરને જોઇને અમારામાંના એક ટીખળી વિદ્યાર્થીએ બ્યુગલ ફૂંકયું અને સાથોસાથ કોઇ શિકારીએ મોર પર બંદૂકનો ભડાકો કર્યો. એ અવાજથી એબાકળા થઇ ઊઠેલા અસંખ્ય મોરલા એક સાથે કળેળી ઊઠયા અને વાતા-વરણ ચીરતો અવાજ એક કાનમાંથી બીજા કાનમાં ચાલ્યો ગયો. હજી યે એ પ્રસંગ યાદ આવતાં નજર સામે આંબલીઓનાં ઝૂંડ, અસંખ્ય મોરલા અને કાન ચીરતો અવાજ જાણે વાતાવરણમાં પડઘા પાડતો પસાર થઇ જાય છે.

## ૨ : સફેદ મોર

**આ**પણા મોર જેવડા જ દેહે, દેહસૌષ્ઠવે અને ઘડતરે સરખો જ, પણ રંગે તદ્દન શ્વેત એક બીજી જાતનો મોર બ્રહ્મદેશ તરફ થાય છે. મોટાં શહેરોનાં ચીડિયાખાનામાં આવા મોર હોય છે. નખથી શીખ સુધી એકસરખો સફેદ. એ મોરનું યે કોઈ અજબ રૂપ હોય છે. રંગવિવિધતાથી ભરપૂર આપણો મોર અંધકારઘેરી તારાજડિત રાતના સૌંદર્યનો ખ્યાલ રજૂ કરે; આ સફેદ મોર જાણે રૂપેરી રસથી રસેલી ચાંદની રાતનો આભાસ ખડો કરે. એનું પીછેપીછું અને રૂંવાડેરૂંવાડું શ્વેત. કયાં યે ડાઘ નહિ, લાંછન નહિ; સાધુપુરુષના હૃદય જેવો જ નિર્મળ જાણે. જોતાં જોતાં આપણી આંખોમાં યે અમૃતનીતર્યો શ્વેત રંગ પાથરી દે. એકલા સફેદ રંગમાં યે અનુપમ લાવણ્ય હોય છે એ સફેદ મોર પોતાની દેહલતા અને શુભ્ર ધવલતાથી સાબિત કરે છે.

રૂપના ભેદ સિવાય અન્ય વહેવારમાં આ મોર આપણા મોર જેવો જ છે. એનું ગોત્ર પણ એક જ મનાય છે.

અનુપમ બેલડી સ્વરૂપ

# સારસ

આપણા જનસમાજે એકનિષ્ઠ દાંપત્યજીવનનું દૃષ્ટાંત મેળવવા માટે પંખીજગત તરફ દૃષ્ટિ ફેરવીને એમાંથી હંસ અને હંસણીને તારવ્યાં, ગરુડ-પંખ અને ગરુડ-પંખણીને એક જ વડલા માથે જુગજુગ ગાળતાં કલ્પ્યાં; ચકવા-ચકવીને આખી રાત પ્રેમ-વિયોગે ઝૂરતાં અને કલ્પાંત કરતાં માન્યાં અને પારેવા-પારેવીને આખી જિંદગી સાથે ગાળતાં કલ્પીને દુહા પણ જોડ્યા કે 'પગ ટૂંકાં પારેવડાં, બેસંતાં બેલાડય, એવું જોડાળું જડે, જો લખિયું હોય લેલાડ.' પણ એ બધાને યે વટાવી જાય તેવી કલ્પના જો ઉદ્‌ભવી હોય તો તે સારસ-દંપતી માટે. સારસ દંપતીને જનસમાજ 'સારસ-બેલડી'ના જ નામથી ઓળખે છે. એ બેલડીની અખંડિતતા કલ્પવામાં જનસમાજે જરા યે દિલચોરી કરી નથી કે લોભ રાખ્યો નથી.



સારસ અને તેનું બચ્ચું

કેવી એ બેલડી? જો એની બેલડીમાંથી એક મરી જાય તો બીજું એની પાછળ ચાંચ ને માથાં પછાડીપછાડીને મરી જાય એવા અસીમ પ્રેમ-સંબંધે સંકળાયેલી બેલડી! નર મરી જાય તો માદા પ્રાણ છોડે અને માદા મરી જાય તો નર પ્રાણ છોડે. માનવજાતમાં સ્ત્રીઓ તો પતિ પાછળ સતી થઈ છે, પણ

એ તો એકપક્ષી પ્રેમ થયો. સ્ત્રી પાછળ સતા થનાર પુરુષ કોઈક જ હશે. પણ માનવ–સમાજના એ એકપક્ષી વર્તાવને અને ત્રુટિને પૂરી દેવા જાણે તેમણે સારસ–બેલડીના જીવનમાં એ કલ્પનાને બહેલાવી લીધી છે. અને એવી ભાવુક કલ્પનાનાં માન પણ કેવાં? સારસને મોર જેવું કાંઈ પ્રભુમાનિત પંખી ગણ્યું નથી છતાં યે તે ખેતરમાં ગમે તેટલી રંજાડ કરે તો યે એને મારવાની હિંમત આપણા ખેડૂતો કરતા નથી. હાકલાપડકારા કરે, હાથ ઉગામે, પણ પાણો ફેંકે નહિ. રખે ને પાણો વાગી જાય અને એની જોડી ખંડિત થાય તો? જોડી ખંડિત થતાં પોતાને જ આંગણે અન્ય સારસ માથાં અને ચાંચ પછાડીને મરી જાય એના નિસાસા લાગતાં પોતાની જ જોડી તૂટી જાય એવો ભય જનસમાજ ધરાવે છે.

સામાન્ય જનસમાજને મૂકી દઈ તો, ગોળીઓના ચંભા વરસાવીને અસંખ્યાત પંખીઓને વિના થથરાટે મારી નાખનાર ભલભલા શિકારીઓ પણ સારસ માથે નિશાન તાકતાં એની બેલડી તૂટવાના ડરે જ કાંપતા હોય છે. અને કદાચે ય જો એનો શિકાર કરે તો એક જ પંખીને મારતા નથી; બન્ને પંખીનો સાથે જ શિકાર કરે; જેથી વિયોગવેદનાથી થતા બીજા પંખીના પ્રાણત્યાગના શાપમાંથી બચી શકાય.

નિર્દય શિકારીને પણ ગોળી ફોડતા પહેલાં જેની બેલડીનો આટલો ખ્યાલ રહે છે તે સારસ બેલડીનો આબેહૂબ ચિતાર તો, મિતિયાળા ગામને પાદર ધીંગાણામાં સૌની મોખરે મરી જનાર જોગડા ઢેઢને આગલી રાતે કાલવાલા કરતી તેની વહાલસોઈ પત્નીએ આપ્યો છે કે:

> **સારસ સાજી રાત, વલખે વાલમ જયું,**
> **રહો ને આજુ રાત, (અમારી) જોડી વછોડો મા જોગડા.**
>
> (સૌરાષ્ટ્રની રસધાર ભા. ૨)

જોડી વછોડવાની ના પાડતાં સારસનો આખી રાતનો વલખાટ–ઘલવલાટ મૂકયો તે શા પરથી? એના અભ્રભેદી વિશાળ નિનાદ પરથી. સવાર કે સાંજને સમયે નદી કે તળાવને કાંઠેથી તે 'ક્રૂઉઉ...' એવા શબ્દો શમાવતો ઘોષ કરે છે ત્યારે એના અવાજના પડછંદા નદીના બે ય કાંઠાની વચ્ચે વહ્યા આવતા પૂરના ધસમસાટની જેમ કયાં ય સુધી વાતાવરણ ચીરતા આગળ વધતા ચાલ્યા જાય છે, નદી–કાંઠાને જીવંત કરી મૂકે છે અને નદી–વિસ્તારને અદ્ધર તોળી લે છે. તળાવ પર પડતા એના ઘોષના પ્રતિઘોષ જાણે તળાવનાં જળ પર કુંડાળાં રચીને ગભારા ચડાવે છે અને તળાવ–નગારા માથે દાંડી ઝીકાતાં

સામા વિશેષ પ્રતિઘોષ ઉઠાવે છે. દિવસને સમયે કોઇ વાડી કે ખેતરમાંથી એનો અવાજ છૂટે છે અને વાડી–ખેતરની વૃક્ષરાજીને હલમલાવતા એના પડછંદા સીમાને અભાવે આકાશ સામે અફળાઇને અનહદમાં વિસ્તરી જાય છે.

પણ આ બધા તો દિવસના નિનાદ. એ સમયે તો જન–વ્યવહારનો ભરચક કલરવ એના ઘોષ–પ્રતિઘોષને ઝાંખો પાડવા પ્રયાસ કરે. પણ રાતને સમયે કોઈ નદી કે તળાવડાને કાંઠે એના નિનાદ શરૂ થાય છે ત્યારે એનાં આંદોલનોને આડા હાથ દેવા માટે કોઇ આવરણ નથી હોતાં; હોય છે માત્ર એને આવકારતાં અંધારાં. અંધારી રાતના કાળા ઓળાને વીંધતો એનો 'ક્રૂઉ...' સ્વર સડસડાટ કરતો, વાયુને વિદારતો અને રાતની નીરવતાને ભેદતો દૂર ને દૂર ચાલ્યો જતો હોય છે. નરપંખી નિનાદ કરે અને માદા એને ઝીલીને જવાબ આપે; માદા ઘોષ કરે અને નરપંખી એના જવાબમાં પ્રતિઘોષ પાડે. આમ રાતને સમયે આંતરે આંતરે સામસામા પ્રતિઘોષ પાડતાં જાય અને એકલ અંધારી રાતને પોતાના સ્વર–શણગારથી મઢી દે.

પણ રાતને આવે સમયે એનો નિનાદ માત્ર અવની અને આકાશના જ વાતાવરણને વિદારીને અટકયો નથી. પ્રિયવિયોગે જેનાં નેન ન મળતાં હોય અને નિંદરવિણ રાત પસાર કરતી હોય તેવી પ્રિયાના હૈયામાં એ જ અવાજે પ્રિયજનનાં સંભારણાં મૂકીને તાર હલાવી મૂકયા અને કોઈને મુખે ગવરાવ્યું કે–

> रात सखी, इण तालमें, कांइ ज कुरलि पंखी,
> वा सर, हुं घर आपणे, बेहु न मिली अंखी.

હે સખી, રાતને સમયે તળાવ પર સારસ પંખીએ કલશોર કર્યો. એ બેઠી હતી સરવર પર અને હું હતી ઘરમાં; (પ્રિયવિયોગે) બેમાંથી એકેયની આંખ ન મળી.

અહાહાહા ! પ્રિયજન–વિયોગની કેવી સ્થિતિ ?

> रात ज सारस कुरलिया; गुंजी रहे सब ताल,
> ज्यांरी जोडी बीछडी, ज्यांरा कवण हवाल.

રાતને સમયે સારસ પંખીના (પ્રિયજન–વિયોગના) કલરવથી તળાવે તળાવ ગુંજી ઊઠે છે. હે સખી, જેની જોડી વિછડી–તૂટી એના કેવા હાલ થાય છે ?–કેવા હવાલ થાય છે એ તો નીચેનો દૂહો બોલે છે :

> भूली सारस–सद्दडे, जाणे करहो थाय,
> धाइ धाइ थल चढी, पग्गे दाधी माय.

સારસના સાદથી જાણે કરહો-ઊંટ બોલતો હોય તેમ રાજસ્થાનવાસી પ્રિય-વિયોગી પત્નીને લાગે છે. પરદેશ ગયેલો પિયુ ઊંટે બેસીને પાછો આવી રહ્યો છે ને તેનો જ ઊંટ ગાંગરી રહ્યો છે એમ ધારીને તે ઘર છોડીને અવાજ તરફ દોડે છે. રેતીના ટેકરા પછી ટેકરા વટાવતી જાય છે, પણ નિરર્થક. ગરમ રેતીથી એના પગ તેમાં બળીને તેમાં ફરફોલા ઊઠે છે.

કોઈ રાજસ્થાની વિરહિણીને સારસના સાદમાં ઊંટના અવાજનો ભ્રમ થયો એમાં એનો માત્ર નિરર્થક વિભ્રમ જ નથી, પણ કાંઇક સત્યાંશ પણ છે. માઇલો દૂરથી સંભળાઇ શકતો સારસ-પંખીનો સાદ ઊંટના અવાજની સાથે થોડું ઘણું સામ્ય ધરાવે છે. પણ એની દૂબળીપાતળી ડોકમાંથી સાંઢિયા-સમો પ્રચંડ અવાજ કેમ નીકળી શકતો હશે એ સહેજે પ્રશ્ન થાય તેવું છે. પંખી-વૈજ્ઞાનિકો સમક્ષ પણ એ જ સવાલ આવતાં તેમણે એનું વિશ્લેષણ કરતાં કારણ શોધી કાઢ્યું છે કે: સારસ-પંખીની ડોકને નીચલે છેડેથી શ્વાસનળી: (Trachea) પાછળને ભાગે વળી જાય છે અને ત્યાંથી તે છાતીના વચલા હાડકામાં (Sternum) જઇ પહોંચે છે. અહીં તે ત્રણ વળાંક લે છે અને ફેફસામાં ઉપર-નીચે આંટા લે છે. આથી આટલે આટલે સ્થળે ઘૂમરાતો એનો અવાજ ભારે પ્રતિઘોષ જગાવવાની તાકાત ઊભી કરી લે છે અને મુખ બહાર નીકળતાં તો, વાંકીચૂંકી રણભેરીમાંથી કે રણશિંગીમાંથી ઘૂમરાઇને નીકળતા અવાજની જેમ દૂર દૂર સુધી પડછંદા પાડી શકે છે.

પણ એના આવા પ્રચંડ અવાજને કારણે જ સારસ-બેલડી વિયોગી સ્ત્રીઓનું કે પ્રેમી માનવીઓનું પ્રિય પંખી નથી બની ગયું. એમાં તો એના દેહ-સૌંદર્યે પણ સારો ફાળો પુરાવ્યો છે.

ભારતવર્ષમાં હજારો પંખીઓ વસી રહ્યાં છે, પણ તેમાં કદને કારણે સૌથી પ્રથમ જેનો એકડો માંડી શકાય તેવું તો આ સારસપંખી જ. પૂરો માનવીના માથાપૂર ઊંચો દેહ, લગભગ પાંચ-સાડા પાંચ ફીટ જેટલો. પરંતુ ઊંચો તો ઊંટિયો પણ હોય છે. એની ઊંચાઇ તો અઢારે વાંકાં અંગને કારણે ઊલટી વિરૂપ લાગે છે. ત્યારે સારસ-પંખીની ઊંચાઇ તો એનો શણગાર બની રહે છે. શણગાર ખરો, પણ ભભકાભર્યો શણગાર નહિ; સૌમ્ય મૃદુ શણગાર. મોર પણ વિશાળકાય પંખી છે, પણ એને પોતાનું સૌંદર્ય ઊભું કરવા માટે પીંછે પીંછે અને અંગે અંગમાં રંગ-વૈવિધ્ય ભરચક ભરવું પડ્યું છે. પણ એનાથી યે મોટા સારસ પંખીએ તો એક માત્ર આછા આસમાની રંગથી જ શણગાર ઊભો કરી લીધો છે. ભસ્મ-છાયા કોઇ મહા અવધૂતમાં

રાજરાણી જેવા ઠઠારા નથી હોતા, પણ એના કંડારેલ દેહમાં જે સૌમ્ય સૌંદર્ય દીપી ઊઠે છે તેવું જ સૌંદર્ય સારસ–પંખીએ પોતાના દેહ પર ધાર્યું છે. એના પેટ, પાંખ અને પડખાં આછાં આસમાની રંગનાં. એના ઘાટીલા દેહ પર હળવે હાથે પ્રકૃતિ-દેવીએ આછો આસમાની લેપ મારી દીધો છે; શરદની રાતમાં વાદળાં ન હોવા છતાં યે જે આછો આસમાની લેપ આખા ગગનને છાઇ દેતો હોય છે તેવો જ લેપ સારસના દેહ પર હોય છે. એમાં વિવિધતા બે જ સ્થળે–દોઢ હાથ જેવડા દેહ પર હાથ જેટલું કદ ધરાવતી લાંબી ડોક પર અને પૂછડીનાં પીછાં પર. બન્ને સ્થળે આસમાની રંગ ધોવાઇને દૂધિયો રંગ બની જાય. પણ દૂધિયો અને આસમાની રંગ એક બીજા સામે વિભેદ ઊભા ન કરે. રાત્રિમાંથી જેમ અવ્યક્ત રીતે પ્રભાત ફૂટે અને સંધ્યાટાણામાંથી જેમ હળવે પગલે રાતરાણી આવી પહોંચે તેવી જ આસાનીથી ડોક વચ્ચે અને પૂછડી વચ્ચે બન્ને રંગ એકબીજા સાથે ભળી જાય. રંગનો આછો લેપ દેતાં વધતા રંગની ઘેરાશ છેવાડે આવે તેમ પાંખના છેડા વિશેષ ઘેરા. પણ પાંખ અંદરના ભાગે ડોક અને પૂછડી જેવા દૂધિયા રંગે. આવા આછા રંગોએ શોભતા સુઘાટીલા દેહને ધારવા માટે ચળકતા લાલ રંગના હાથ–દોઢ હાથ જેટલા લાંબા પગ. આ બધાને યે વટાવી જાય તેવો એનો શિશ–શણગાર. એનું માથું અને ત્રણ–ચાર ઇંચ જેટલી ડોક ચળકતા લાલ રંગે. જાણે લાલરંગી કલગી ધારણ કરી હોય તેવો એ વિભાગ લાંબી ડોક પર રત્ન સમો દીપી ઊઠે છે. એવા લાલ શણ-ગારની વચ્ચે નારંગી રંગની આંખ ઝબકારા માર્યા કરે અને શીશ–શણગારને વિશેષ શોભાન્વિત બનાવે. એવા લાલ શણગારની જ સામે લાંબી આછી લીલી ચાંચ, જેનો છેડો વળી શાહીમાં કલમ બોળી હોય તેવા આસમાની રંગનો.

આસમાની, સફેદ અને લાલ–આવા ત્રણ જ રંગમાંથી મૃદુ સૌંદર્ય ઊભું કરી લેવામાં આ મહાકાય પંખીએ જાણે એના આસપાસના વાતાવરણ સાથે આછી મિલાવટ કરી લેવાનું કૌશલ્ય દાખવ્યું છે. નીલવર્ણાં જલભર્યાં નદી–વિસ્તાર કે તળાવ–તટ સાથે આબેહૂબ સામ્ય એના દેહરંગોએ મેળવી લીધું છે; અને તેથી જ એ વિસ્તારોને તે વિશેષ શોભાકારી બનાવી દે છે.

આપણાં નદી–નાળાં અને તળાવ–સરોવર પર પંખીઓ તો અસંખ્ય વસે છે, પણ પોતાના આછા દેહ–સૌંદર્યે એ વિશાળ વિસ્તારોને પોતાની વિશાળ કાયાથી જો વિશેષ મનોહારી કરી શકતાં હોય તો તે સારસ–પંખી જ.

ગુજરાતનાં નદી–નાળાં તો આ પંખીને કારણે વિશેષ શોભી ઊઠયાં છે. હિંદના અન્ય વિભાગોમાં તો માત્ર બબ્બેને જોડકે જ ફરતાં અને એ નિરીક્ષણ પરથી



નદીકાંઠે સારસ-જીવન

પાશ્ચાત્ય પંખીશોખીનોને મત માત્ર જોડીમાં જ રહેતા મનાયેલ આ પંખીએ ગુજરાતમાં તો ૨૦–૨૫થી માંડીને ૭૫–૧૦૦ સુધીની બહોળી સંખ્યામાં એક સાથે વસવાની કૃપા દર્શાવી છે અને ગુજરાતને અહોભાગી બનાવ્યું છે.

એના કંડારેલા ઘાટમાં અને ગંભીર ગર્જના સમા નિનાદમાં વિશેષ શોભા અર્પી છે એની ગજગતિ સમી ગૌરવવંતી ચાલે અને નિરાંતવા વેગના એકધારા ઉડ્ડયને. આસપાસના પ્રદેશ પર દૃષ્ટિ નાખતાં નાખતાં ધીમે પગલે ગૌરવવંતાં તેઓ ડગ માંડતાં જાય અને આગળ વધતાં જાય; જાણે કશી ઉતાવળ નથી, દોડધામ નથી, હેઠા હૈયાનું નિરાંતવું નિશ્ચિંત જીવન જીવવાનું છે, એટલે એના જીવનવ્યવહારમાં આરામનું એક અનોખું ગૌરવ ઊભું થઇ ગયું છે.

ઊડે ત્યારે પણ ધીમેધીમે પાંખ વીંઝીને દેહને અદ્ધર તોળી લે અને આગળ ડોક લંબાવીને તથા પગ પાછળ પૂછડી સાથે મિલાવીને, એકધારા દ્રુત–વિલંબિત પાંખ–ફફડાટથી, ધીમેધીમે અંતર કાપ્યે જાય. નહિ ઊંચે, નહિ નીચે એ રીતે આકાશમાં એના વિરાટકાય દેહને તોળીને એક પછી એક ઊડયે જતાં સારસપંખીઓની હાર નીરખતાં આપણા જીવનની પણ દોડધામ બે ઘડી થંભી જાય અને મન નિશ્ચિંતતાનો દમ ખેંચીને બે ઘડી હેઠે શ્વાસે બેસી જાય.

ગૌરવવંતી ચાલ અને ઉડ્ડયન, દેહ–સૌંદર્ય અને નિનાદ–શોભાથી દીપતા આ પંખીનો જીવન–વ્યવસાય કેવો નિરાંતવો છે? આખી રાત આંતરે આંતરે ગગન–વિદારણ ગંભીર ગર્જના કરતાં નદી–તળાવને કાંઠે પસાર કરીને સવા-

રને પહેલે પહોર પણ પાણીકાંઠે હળવી ચાલે ફર્યા કરે, પીણી પીધા કરે અને પાણીમાંથી ઝીણી જીવાતનો આહાર મેળવી લે. ધીમે ધીમે પાણીકાંઠે માનવીનો અવરજવર વધતાં એના વિરોધરૂપ ગૌરવ ગતિએ આઘાંપાછાં થતાં સામસામા પ્રતિઘોષ જગાવીને થોડીવારે એક પછી એક ઊડી જાય અને પાસેનાં વાડી–ખેતરમાં પહોંચી જાય. ત્યાંના નિત્ય–પરિચિત ખેડૂત–સમાજની સાન્નિધ્યમાં ખેતરે ખેતરે ફર્યા કરે અને ઝીણાં જીવડાં, કૂણી વનસ્પતિ, જમીનમાંથી ચણા પોપટા વગેરે ખાધા કરે અને આ છેડેથી પેલે છેડે આંટા માર્યા કરે. ખેડૂત પાસે આવે તો યે કાંઈ નહિ; પણ કોઈ અપરિચિત વ્યક્તિ આવતાં' 'કૂઉ...' એવો વિરોધ–સ્વર જગાવીને પોતાની જોડીને જાણ કરે. એના આ સ્વભાવને કારણે તો કયાંક કયાંક એને પાળવામાં આવે છે અને કૂતરાને બદલે ઘર–ચોકિયાતનું સ્થાન આપવામાં આવે છે. ફળિયામાં ફરતું ફરતું એ પાલિત પંખી કોઈ અપરિચિત વ્યક્તિને દેખતાં તરત જ ગર્જના કરીને ઘરનાંને જાણ કરે છે અને આગંતુકને રોકી રાખે છે.

આખો દિવસ વાડીખેતરમાં ગાળીને સાંજ સમયે અવની પર આછાં અંધારાં ઊતરવા માંડે એટલે વળી પાછો એના દેહને વિશાળ પાંખો પર તોળી લે અને ફટાકા મારતાં મારતાં પોતાના નિત્ય–રહેઠાણના પાણીકાંઠા તરફ પાછાં વળે. ઊડતાં ઊડતાં 'આવીએ છીએ, આવીએ છીએ...' એવા જાણે પોતાના નિવાસ–સ્થાનને આગમન–બોલ સંભળાવતાં હોય તેમ 'કૂઉ.......' કૂઉ......' એવા એક પછી એક અવાજ કરતાં જાય અને કાળા ઘેરા અંધકારને વીંધતા એના આગમન–બોલ દૂર દૂર સુધી પડછંદા પાડતા જાય.

આ રીતે ઊભું વરસ ગાળનાર પંખી જુલાઈ–ઑગસ્ટ–સપ્ટેમ્બરના દિવસોમાં સંવનન આદરે છે. એ દિવસોમાં વિશેષ ઉન્માદી બને છે અને વધારે ને વધારે ગર્જના કર્યા કરે છે. ચોમાસાના ઘેરા મેઘ–વરસતા વાતાવરણ વીંધતા એના રાત્રિના ગર્જના–બોલ પ્રિયજનોને વિશેષ પીડાકારી બને છે અને પ્રિયજનોનાં સ્મરણાં જગાવે છે. ગર્જના કરતાં કરતાં ઊંચીનીચી ડોક નમાવીને થોડું પાંખ–પસાર જેવું નૃત્ય પણ કરી નાખે છે અને એનો શીશ–શણગાર વિશેષ લાલ રંગ પકડીને વધારે શોભાકારી બની જાય છે. સંવનન પૂરું થતાં એનો ગર્ભાધાનકાળ આવી પહોંચે છે.

એ સમયે તે એના ચાલુ નિવાસ–સ્થાનને છોડીને નદીના બેટડામાં કે તળાવના પાણી–વીંટયા વચલા પ્રદેશમાં જઈ પહોંચે છે અને આગલા વર્ષના માળાને મઠારવા માંડે છે. એનો માળો હોય છે ચાર–છ ફીટ લાંબો. પાંદડાં,

વેલા, કરાંઠીઓ વગેરેને કાદવથી ભરી દઈને એ દૂરદૂરથી પણ જોઈ શકાય એવો નાના ઢગલા જેવડો માળો બનાવે; એના પર બેથી ત્રણ ઈંડાં મૂકે. આછાં સફેદ-વરણાં, થોડાં થોડાં છૂંદણાં ધરાવતાં, એક બાજુ થોડાંક અણીદાર અને લંબગોળ ઈંડાં નાળિયેરના ગોટાથી સહેજ નાનાં હોય. દૂરથી પણ એને જોઈ શકાય. એના પર સારસ-પંખી પગ દબાવીને સેવવા બેસી જાય.

એના આવડા વિશાળ દેહ અને લાંબા પગને કારણે આગળના વખતમાં લોકો માનતાં કે તે ઊંચો ઊંચો માળો બનાવીને તેના પર માનવી ઘોડા પલાણે તે રીતે બેસીને ઈંડાં સેવે છે. એવી જ માન્યતા કચ્છના હંજપંખી-ફ્લેમીંગો વિષે પણ હતી. પરંતુ નિરીક્ષણ બાદ એ માન્યતા નિર્મૂલ ઠરી છે.

સારસ-પંખી પોતાની જોડી પ્રત્યે પ્રેમી ગણાય છે તેવું જ એનાં બચ્ચાં પ્રત્યે પણ અસીમ પ્રેમ બતાવતું હોય છે. જમીન પર જ માળા બાંધીને ઈંડાં મૂકવાને કારણે એનાં બચ્ચાં ઈંડાંમાંથી બહાર નીકળતાં વેંત એનાં માબાપ જોડે આહાર મેળવવા નીકળી પડે છે. પરંતુ ઈંડાં સેવતી વખતે કે બચ્ચાં નાનાં હોય તે વખતે જો કોઈ એના માળા પાસે જઈ પહોંચે તો જોઈ લો એની દશા. નર અને માદા-બન્ને ત્યાંથી ખસે જ નહિ અને કયારેક તો આગંતુકને ચાંચ મારીને ઘાયલ પણ કરે.

આવા સુંદર પંખીને ઇંગ્લાંડમાં વસાવવા માટે ઘણા સમયથી પ્રયાસ થતો હતો. છેવટ ૧૯૩૨ માં એણે Whipsnade Zoological Parkમાં પહેલી જ વખત ઈંડાં મૂકયાં. તેમાંથી બચ્ચાં ઊછરતાં, તેને જોવા આવનારાં આશ્ચર્યચકિત લોકો સારસ-પંખીઓને જે કાંઈ ખાવાનું આપતાં તે નર-માદા દોડીદોડીને પોતાનાં બચ્ચાંને ખવરાવી આવતાં; આવો એમનો બાળપ્રેમ. આવા બાળપ્રેમથી તળાવ કે નદી વચ્ચે બચ્ચાંને ઉછેરીને મોટાં થયે તરત જ પાછાં પોતાને મૂળ નિવાસ-સ્થાને આવી જાય અને બચ્ચું મોટું થઈ ને પોતાની જોડી મેળવી ન લે ત્યાં સુધી માબાપ સાથે જીવ્યા કરે.

મૂળ સંસ્કૃતમાં પણ સારસ નામ ધરાવતા આ સારસપંખીને આપણો જન-સમાજ 'સારસડાં' કે 'સાળેસડાં' એવે નામે પણ ઓળખે છે અને એના મોટા દેહને કારણે કયાંક 'ડાઘાં' નામ પણ અપાયું છે. પણ અંગ્રેજીમાં તો એને આપણા દેશના નામ પરથી જ નામ આપવામાં આવ્યું છે : The Sarus crane : ધી સારસ ક્રેન. આપણે ત્યાં દર વર્ષે દૂરદૂર દેશાવરથી આવી પહોંચતાં કુંજડાં અને કુલંગ પંખી સારસનાં સગોત્રી ગણાય છે. વિદેશી કુંજ અને કુલંગ પણ જેમ એમના જીવન-વ્યવહારે આપણા જનસમાજમાં

અનોખું સ્થાન પામ્યાં છે. તેમ જ અહીં સ્થાયી વસવાટ કરતા સારસ-પંખીએ પણ વિશિષ્ટ સ્થાન મેળવી લધું છે.

આછા વૈજ્ઞાનિક વર્ગીકરણમાં એને The Non-perching wader પંખી ગણવામાં આવ્યું છે. નદીકાંઠે ફરનારાં પંખીઓમાં બે વિભાગ: (૧) પાણીની અંદર તરનારાં (Natatores) અને (૨) લાંબા પગે પાણીની અંદર ઘૂમીને જીવાત મેળવનારાં (Waders). બીજા વિભાગમાં સારસ આવે.

પાણીમાં ઘૂમનારાંમાં પણ બે વિભાગ: (૧) ઝાડ પર બેસી શકે તેવાં. તેમનાં આંગળાં ઝાડ પર બેસવા માટે પૂરાં સશક્ત; એમાં બગલાં વગેરે આવે. એમનો વિભાગ The Perching Waders. (૨) પાણીને કાંઠે કાંઠે ફરીને આહાર મેળવનારાં. આ પંખીઓનું પાછલું ચોથું આંગળું ડાળ પકડીને બેસી શકે તેવું ન હોઇને ઝાડ પર ન બેસી શકે; તેથી એ વિભાગનું નામ The Nonperching Waders. આ વિભાગમાં સારસ, કુંજ અને કુલંગ આવે.

નદીકાંઠે વસવા છતાં ઊંડા પાણીમાં જઈ શકે નહિ તેથી વાડી-ખેતરોમાંથી જ તેમને આહાર મેળવવાનો રહ્યો. અને ઝાડ પર બેસી શકે નહિ તેથી નદીને કાંઠે કે તળાવને તીરે જમીન પર જ જીવન ગાળવાનું રહ્યું. આવા પરિમિત જીવન-વ્યવહારમાં પણ તેમણે ગજગતિ અને ગૌરવવંતું ઉડ્ડયન, ગંભીર નિનાદ અને આછા સૌંદર્યે જન-સમાજમાં અનોખું સ્થાન પેદા કરી લીધું અને એકનિષ્ઠ દાંપત્યજીવનનો દાખલો મૂકીને માન પણ પ્રાપ્ત કરી લીધું.

## થોડા માસનાં મહેમાન

# કુંજ

**કુંજડી !... કુંજડી !... મારા મામાને રામરામ કહેજે...**

**ગા**મડાંને પાધર સવારને પહોર ધણ આઢવા આવેલાં નાનાં છોકરાં આભને ઓવારે 'કરરરરાં...કરરરરાં'ના અવાજ કરતી કુંજડીઓનું ટોળું આવતું દેખે છે ને ગાંડાતૂર બની ઠેકતાં ઠેકતાં કુંજડી તરફ લાંબા હાથ કરીને, મામાને રામરામ કહેવરાવે છે અને મોસાળ જઈ આવ્યાનો મનમાં સંતોષ પામી રમવા લાગી જાય છે.



કુંજડીને સંદેશો આપવાના આ સંસ્કાર ગામડાંનાં છોકરાંને માના ધાવણમાંથી જ મળે છે. કારણ કે એમની માતાઓએ રાસડાની રમઝટમાં પોતાના પતિને આ કુંજડીઓ સાથે જ સંદેશા મોકલ્યા હોય છે કે :

**કુંજલડી રે**
**સંદેશો અમારો,**
**જઇ વાલ્યમને**
**કે'જો જી રે-**

આપણા લોકસાહિત્યે અનેક પંખીઓને સંદેશવાહક બનાવ્યાં છે : મોર અને પોપટ, કાગડો અને કોયલ. પણ આ પંખીઓ આપણો દેશ છોડી ક્યાં

વિદેશ જાય છે, કે એના સંદેશવહનમાં કશી ભલીવાર હોય ? સાચાં સંદેશ-વાહક તો કુંજડાં, જે દરિયો વળોટીને આપણે દેશ ઊતરે છે : પેલી ગ્રામ-વનિતાના જવાબમાં કુંજડાં પણ ગાય છે કે :

**સામા કાંઠાનાં અમે પંખીડાં, ઊડી ઊડી આ કાંઠે આવ્યાં જી રે–**

અને આ કાંઇ કોઈ કવિ કે ગ્રામનારીની ભાવુક મનોકલ્પના જ નથી; તદ્દન સત્ય હકીકત છે. દક્ષિણ યુરોપ અને ઉત્તર તથા મધ્ય એશિયાનાં એ મૂળ વતની કુંજડાં આપણે ત્યાં તો થોડા માસનાં મહેમાન તરીકે આવે છે. ચોમાસું ઊતરતાં ધનધાન્યે લચી પડતાં ખેતરો લણાવા માંડે અને કુંજનાં ટોળાં આપણે ત્યાં ઊતરી, લણતાં લણતાં ભગવાનના ભાગ તરીકે દડી ગયેલા અનાજના કણ ખેતરે ખેતરે ફરીને ચૂગવા માંડે.

ફરી પાછા કોસ જોડાય અને શિયાળુ પાક વવાવા માંડે. કુંજડાં પણ વાડીએ વાડીએ ફરીને ઘઉંના કાંટા અને ડૂંડીઓ, શાકભાજીની કુંપળો અને કંદમૂળ ખાવા લાગે. લીલા મગની શીંગો તો દીઠી પણ મૂકે નહિ. ક્યારેક નાની જીવાત અને જીવડાં પણ ખાતાં જાય. દૂર દેશાવરથી અનાજને અભાવે ઘર–આંગણે મહેમાન જેવાં આવેલાં કુંજડાંને મારીને ઉડાડવામાં ખેડુતો પાપ લેખે છે; તેથી કુંજડાં લહેરથી સવારને પહોર વાડીઓમાં રંજાડ કરી જાય છે.

મહા મહિનામાં ઘઉં લણાઈ ગયા બાદ ખેતરોમાં પડયા દાણા વીણી લઇને, હોળીની ઝાળથી પાંખની ટાઢ ઉડાડી, સ્વભોમ તરફ કુંજડાં રવાના થાય. કાઠિયાવાડને કાંઠેથી અરબ્બી સમુદ્રના હૈયા પરથી એમને ઊડી જતાં જોઇને જ ગ્રામનારીએ ગાયું હશે કે :

**કુંજલડીને વા'લો મોંઘો મે'રામણ, મોરને વા'લું ચોમાસું રે–**

તો બીજી કોઇ ગ્રામનારીએ લગ્નગીતમાં ગાયું કે:

**લાંબી ડોકે કુંજડ રાણી,**
**અને તારાં મધદરિયે મનડાં મોહ્યાં રે, કુંજડ રાણી–**

ને ઉદરનિર્વાહ માટે આપણે ત્યાં ઊતરેલી કુંજડીને પાછી જતી જોઇને એની સાથે, ઉદરનિર્વાહ અર્થે પરદેશ વેઠવા ગયેલ પોતાના પતિને ગ્રામનારી સંદેશો પાઠવે છે; પણ કુંજડી જવાબ આપે છે :

**માણસ હોય તો મુખોમુખ બોલે, લખો અમારી પંખડિયાં રે–**

પણ કાઠિયાવાડી ગ્રામનારીનો પિયાવિજોગ રાજપૂતાનાની રજપુતાણી જેવો તલખતો નથી. એ કુંજડી સાથે સંદેશો નથી કહાવતી; એ તો કહે છે :

कुरजां थोने पांखडी, थाको विनो बहेस,
सायर लंघी पिव मिलूं, पिव मिलि पाछी देस.

હે કુંજડી ! તારી પાંખો મને આપ. પાંખોનો વેશ સજી, સાયર ઓળંગી, પ્રિયતમને મળ્યા બાદ પાંખો પાછી આપી દઈશ.

પણ કુંજડી કહે છે :

म्हें कुरजां सरवर तणी, पांखां किणही न देस,
भरिया सर देखी रहां, ऊड आघेरी बहेस.

ના, ના, હું તો સરોવરની કુંજડી. કોઈને પાંખ ન આપું; આપું તો તો ભર્યાં સાયર–સરોવર જોઈને બેસી જ રહેવું પડે ને ?

રજપૂત રમણી સમજી જાય છે અને કહે છેઃ

उत्तर दिसि उपराठियां, दख्खन सामु हियांह,
कुरझां एक संदेसडो, ढोलाने कहियांह.

હે કુંજડી ! ઉત્તર દિશા તરફ પીઠ ફેરવી, દક્ષિણ તરફ જા અને મારા પિયતમને સંદેશો આપી આવ. પણ કુંજડી સંદેશો કઈ રીતે આપે ? આપણા ગુજરાતી લોકગીતની જેમ જ રાજસ્થાની દૂહામાં કુંજડી કહે છેઃ

माणस हवां, त मुख चवां, म्हे छां कुंझडियांह,
पिउ संदेशो पाठवीस, लिख दे पांखडियांह.

માણસ હોય તો મુખોમુખ સંદેશો આપે. હું તો કુંજડી છું. પિયુને સંદેશો પાઠવવો હોય તો પાંખ પર લખી દે.

પણ રમણી જવાબ આપે છેઃ એમ તો સંદેશો કેમ અપાય ?

पांखे पानी थाहरे, जल काली गहिल्याह,
सजणा तणा संदेसडा, मुख बचने कहियाह.

પાંખને તો પાણી અડે અને શાહી ઓગળી જાય; આથી જ પિયજનનો સંદેશો મોઢેથી આપું છું.

આ રજપૂત રમણીને કુંજડી સાથે સંદેશો કહાવવાનું મન ક્યાંથી થયું ? પિયાવિજોગમાં રજપૂતાણીને ઊંઘ તો આવતી ન હતી. એ સમયે—

कुंझडियां करलव कियो, घर पाछले बनांह,
सूती साजन सांभर्या, द्रह भरिया नेणांह.

રાતને સમયે, ઘર પાછળનાં ખેતરમાંથી કુંજડીએ કરલવ કર્યો, સજણાં સાંભર્યાં અને આંખો આંસુથી ભરાઇ ગઇ.

રાતને સમયે કુંજડીને ક્યાંથી સાંભળી ? દિવસે કુંજનાં ટોળાં કરૂરરાં કરૂરરાંના અવાજ કરતાં આપણે માથેથી નીકળે છે તે તરફ આપણું લક્ષ્ય નથી ખેંચાતું. પણ એ કરૂરરાં અવાજ સુમસામ રાતને સમયે એકલ દશામાં જીવનારને ધીમી સારડીની પેઠે હૈયાને ચીરતો લાગે છે. કુંજડીઓ રાતને સમયે ટોળાં વળીને કોઇ નદી–સરોવર–કિનારે કે ખેતરોમાં પથરાઇ જાય છે. નિરાંતે ઊંઘતાં ઊંઘતાં ગળામાંથી ધીમો ધીમો કરરર કરરર અવાજ કાઢે છે. ત્રણ ચાર પંખીનો અવાજ મોટેથી સંભળાય છે. આ પરથી આપણે ત્યાં કહેવાય છે કે નિદ્રિત ટોળાંની ચોકી કરવા ચાર પંખી વારાફરતાં જાગતાં હોય છે અને પહેરગીરની પેઠે કરૂરરાં અવાજે સામસામી આલબેલ દેતાં હોય છે. આ પંખી એટલાં સજાગ હોય છે કે જરાકે ય સળવળાટ થતાં ચેતી જાય છે.

મોટે ભાગે નદીના બે પ્રવાહની વચ્ચે કુંજનાં ટોળાં બેસે છે. કોઇ શિકારી માણુસ કે જનાવર એના પર હલ્લો કરવા આવે તો એને પાણીમાંથી પસાર થવું પડે, તેથી પાણીનાં છબછબિયાં બોલતાં કુંજડાં ચેતી જાય.

પણ આ કુંજડી સાથે એક રમણી સંદેશો પાઠવી શકેલી; એણે કહેલું :

तूं छै ये कुर्जां भायली, तूं छै धरमकी भैण,
एक संदेशो ये बाइ म्हारो, ले ऊडो जी म्हांका राज,
कुर्जां मारा पीव मीला दे ये–

હે કુંજડી ! મારી ધરમની બેન ! મારા પતિને સંદેશો પહોંચાડી, મારા પતિ સાથે મારો મેળાપ કરાવી આપ.

ऊठी कुर्जां ढलती मांझल रात,
दिनडो उगायो मारूजीरा देशमें, जी म्हांका राज–

ઢળતી રાત્રે કુંજડી ઊડી અને દિવસ તો મારૂજીના દેશમાં ઉગાડયો.

કુંજડીના આ સંદેશ–ઉડ્ડયનમાં થોડીક વૈજ્ઞાનિકતા રહેલી છે. પરદેશથી આપણે ત્યાં આવતાં કુંજનો એ નિત્યક્રમ છે. વહેલી રાત્રે ઊડવા માંડે, સવાર સુધી પંથ કાપ્યા કરે. સવારે સારાં ખેતર જોઇ પથરાઇ જાય. સાંજે પાણી-કાંઠે તરસ છિપાવી, થાક ઉતારી, વળી રાત ભાંગતાં ઊડવા માંડે.

પણ શું કુંજડી આ રીતે સંદેશા પાઠવે છે તેથી જ આપણા લોક–સાહિત્યમાં તે પ્રતિષ્ઠિત થઈ છે ? ના, ના. એ પ્રતિષ્ઠાપનમાં તો એના દેહસૌષ્ઠવે, ચાલમાધુર્યે, જીવનવ્યવસાયે અને ઉડ્ડયનસૌંદર્યે પૂરો ભાગ ભજવ્યો છે.

એનો દેહ હોય છે ૩ થી ૩ા ફૂટ ઊંચો; બગલા જેવડો. પણ બગલાની જેમ એના દેહને એકલા સફેદ રંગે સાધુવેશ નથી પહેરાવ્યો. એનો દેહ તો શોભે છે આછા આસમાની રંગે. આકાશી વાદળને મેહુલિયો ધોઈ નાખીને શરદઋતુમાં જે સોહામણું સ્વરૂપ આપે છે એ રંગ છે કુંજનો. એ રંગ એના સુગઠિત, પાતળા દેહને મૃદુતાથી ભરી દે છે. હાથ મૂકતાં યે લપસી પડવાનો એવો દૂરથી ભ્રમ થાય એવું એ રંગ-સામંજસ્ય ઊભું કરે છે. એવા શરીર પર શોભતી લાંબી ડોક નીચે કાળાં પીછાંની છડીઓ લટકતી હોય છે; ઠેઠ માથાથી તે પેટ સુધી. એવી ગંગા-જમની ડોક ઉપર માથાની ટોપી અને ગરદન આછા કાળા રંગે વિરાજતાં હોય છે. એવા કાળા રંગ વચ્ચે ચમકતાં હોય છે લાલ લાલ રંગે, પારેવાં જેવાં મદભર નેનાં. પણ એ મદભર નયનાંને યે વિશેષ શોભાકારી બનાવનાર હોય છે એ આંખ પાસેથી નીકળતી સફેદ પીછાંની કલગીઓ. રાજા-બાદશાહોના મુકુટની કલગીઓ કરતાં આ કલગીઓ વિશેષ નયન-મનોહર હોય છે.

એ નયન-મનોહરિતામાં વધારો કરે છે લીલી ચાંચ અને તેની લાલ અણી; કાળા પગ અને એના પર ઝૂકી રહેલ એની પાંખનાં પીછાંનાં છોગાં. આવાં નયનમનોહર પંખીને પોતાનાં પ્રિયજનનાં દૂત બનાવવાં કોને ન રુચે ?

એની નમણી દેહલતા સાથે સમસ્વરૂપ સાધતી એક વિરહિણીના જ ઉદ્‌ગારો જોઈએ:

दिस चाहंदी सज्जणा, नेहाळंदी मग्ग,
साधण कुंझ-बच्चांह ज्युं, लांबा हुआ पग्ग.

પ્રિયતમના આવવાનો માર્ગ નિહાળી નિહાળી, ફરીફરીને વિરહિણીના પગ કુંજનાં બચ્ચાંની પેઠે લાંબા થઇ ગયા. એટલું જ નહિ, પણ

दिस चाहंदी सज्जणा, नेहाळंदी मुंध,
साधण कुंझ-बच्चांह ज्युं, लांबी हुइ त कंध.

પ્રિયતમનો માર્ગ ઊંચી થઈને નિહાળતાં મુગ્ધા-વિરહિણીની કુંજનાં બચ્ચાંની જેમ ડોક પણ લાંબી થઇ ગઈ.

આવા મૃદુ સૌંદર્યવંત કુંજની ઉપમા તો આપી કાઠિયાવાડી દુહાગીરે--ગિરના પ્રેમી રાણાની પ્રિયતમા કુંવરને :

**સાણે વીજું સાટકે, નાંદીવેલે નેસ,**
**કુંવર બચ્ચું કુંજનું, બેઠી બાળે વેશ.**

એની મૃદુતાના સૂચન માટે આપણે ત્યાં મૃદુ સ્ત્રી માટે કહેવાય છે કે 'છે કોઇ કુંજનાં બચ્ચાં જેવી.' આવી કુંજનો શિકાર થતો આપણે જનસમાજ શે જોઇ શકે? આડોડિયાં કે વાઘરી, મિયાણા કે સંધી જો કુંજડાંનો શિકાર કરે તો ગામલોકો અને મહાજનો એમનો બહિષ્કાર કરે છે.

છતાં યે ખાવામાં મિષ્ટ ગણાયેલું કુંજડાંનું માંસ આડોડિયાં છોડી શકતાં નથી. એમના ટાયડા જેવા ઘોડા પર ચડી, દેશી બંદૂકોના ભડાકાથી તેઓ કુંજડાંને વીંધી નાખે છે. ચકોર કુંજનો શિકાર કરવો ભારે હોશિયારી માગી લે છે. પરંતુ આડોડિયાંની તો સ્ત્રીઓ પણ ઘોડે ચડી કુંજડાંનો શિકાર ખેલે છે. એકાદ કુંજડી મરતાં આખું ટોળું કર્ રરાંની કરુણ ચીસોથી વાતાવરણ ભરી દે છે, મરેલ કુંજડી ઉપર ચકરાવા માર્યા કરે છે અને પોતે જ બંદૂકના ભડાકાનો ભોગ થઈ નીચે પડે છે. મરેલ કુંજડીની મુલાયમ ડોક અસહાય થઇને લાંબી લાંબી લથડતી હોય છે, એ કોમળહૃદયી માણસને જોવી હૃદયવિદારક નીવડે છે. આવા કોમળ દેખાતા પંખીને મરતું આપણાં લોક શે જોઈ શકે?

પણ આ પંખી આમજનતામાં મનાય છે એટલું કોમળ નથી. કદાચ એના દેહલાવણ્યને કારણે જ એને કોમળ માની લેવાયું હશે. ખરી રીતે તો એ પંખી ખુન્નસવાળું છે. શિકારીઓ એનો શિકાર કરવા આવે ત્યારે એનાં ટોળાં શિકારી પર ઊડવા માંડે છે તે એના ખુન્નસભર્યા ખિજવાટને જ કારણે. નદીમાં બેઠેલ કુંજડાં પર કોઈ શિકારી જાનવર હલ્લો કરે છે ત્યારે એકી સાથે બધાં કુંજડા દેકારો મારી એના પર ઝપટો મારે છે. પરિણામે જાનવરને નાસી જવું પડે છે. આ રીતે શિકાર કરવા ગયેલ એક જંગલી બિલાડાને ગળચીએથી પકડીને, અદ્ધર ઉપાડી જઇ, નીચે પછાડયાનો દાખલો અમારા એક મિત્રે ગામડાંમાંથી મોકલ્યો હતો. અને તેવો જ એક બીજો દાખલો તેમણે જાતમાહિતીનો મોકલેલ કે બંદૂક લઇને શિકાર કરવા ગયેલ એક માણસ પર ઝપટો બોલાવીને કુંજડીઓએ તગડયે છૂટકો કરેલ. આ પંખીના ઊંચા સ્વર 'કર્ રરાં' પરથી હિંદીમાં એને करांकुल કે करकरा બોલાય છે. રાજસ્થાનીમાં कुंफ, कुंफ, कुरज કહેવાય છે અને આપણે ત્યાં કુંજ કે કુંજડી બોલાય છે.

આવા સૌંદર્યવંત પંખીને અંગ્રેજોએ નામ આપ્યું છેઃ The Demoiselle Crane : 'રૂપસુંદરી.' આ રૂપસુંદર કુંજ આપણાં નદીતીરનાં કાયમી અધિવાસી સારસનું પિતરાઇ ગણાય છે ને પક્ષીશાસ્ત્રના સામાન્ય વિભાગીકરણમાં The Non-perching waders: ઝાડ પર ન બેસી શકે અને પાણી ખૂંદી શકે એવાં પક્ષીઓના વિભાગમાં આવે છે. આંગળાંઓની અધૂરી

રચનાને કારણે એ ઝાડ પર બેસી ન શકે; માળા જમીન પર જ બાંધે અને બચ્ચાં ઈંડાં ફોડી બહાર નીકળતાં જ ચાલી શકે.

પણ આ પંખીએ પોતાના દેહમાં જે શાંત સૌંદર્ય રજૂ કર્યું છે, એથી યે વિશેષ સૌંદર્ય એના ઉડ્ડયનમાં રેડી દીધું છે. કોઇ પંખીના ગાનમાં સૌંદર્ય હોય છે, કોઇની ચાલમાં સૌંદર્ય હોય હોય છે તો કોઈના ઉડ્ડયનમાં સૌંદર્ય હોય છે. પક્ષીસમાજમાં ગરુડ અને ગરજાડાંના વ્યોમવિહારી ચક્રાકારોએ ઉડ્ડયનની રાજશાહી મોહકતા ઊભી કરી છે. પરંતુ એ ઉડ્ડયન તો એકાકી વર્તુળો આમાં. પણ કુંજનાં સહસ્રાવધિ પંખીગણોએ આકાશ–મહેરામણ પર ઉડ્ડયનનાં જે મોજાં રેલાવ્યાં છે એનું સૌંદર્ય તો અનોખું છે.

કુંજનાં ટોળાં ૫૦–૧૦૦ થી માંડી હજાર હજાર સુધી પહોંચી જાય છે. દરેક ટોળાના ઉડ્ડયન–સૌંદર્યનું પણ નિરાળું વ્યક્તિત્વ હોય છે. જમીન લગોલગ ઊડતાં ૫૦–૧૦૦ પંખીઓ લાંબી ડોક, આગળ સીધી ચાંચ રાખીને, પાછળ પગ લંબાવીને, એક સાથે છૂટેલાં તીરનો આભાસ ઊભો કરે છે. એ તીરોને પહોળી થયેલી પાંખોમાંથી દેખાઇ આવતો શરીર કરતાં વિશેષ શ્વેત રંગ આડા પટાથી શોભાવતો હોય છે. એ શોભામાં વૃદ્ધિ કરે છે એક પછી એક બોલાતો આવતો કર્‌ર્‌રાંનો વેધક અવાજ. આગળ ચાલતા મોવડીની આજુબાજુ પહોળો Λ આકાર રચતું ટોળું દૂર દૂર ચાલ્યું જતાં આકાશ–દેવને ચડાવેલા તોરણનો આકાર ધારણ કરે છે. એ પંખી–તોરણને જાણે પવન નમાવતો ને હિલોળતો હોય તેવો દેખાવ કુંજડાંની લચકાતી ઊડ આપતી જાય છે.

લણણી–ટાણે સવારના પહોરમાં જ્યારે એનાં ટોળાં એક પછી એક ઊડવા માંડે છે ત્યારે જાણે આકાશી ઘુમ્મટને હાર પહેરાવવાની હરિફાઇ ચાલે છે. અને કયારેક તો એની સળંગ સાંકળ થઇને એક ક્ષિતિજથી બીજી ક્ષિતિજને જાણે બાંધવા માટે કોઈ ઊડતો સેતુ બંધાઈ જાય છે. કલાકો સુધી એક એક પંખી આવતું જાય અને રામના સેતુમાં વાનરોએ પથ્થર પૂરેલા તેમ આ ઊડતા સેતુની સાંકળ સાંધ્યે જાય. આવી હારમાળામાંથી કદાચ કોઇ કુંજડી વિખૂટી પડી જાય તો એ સાંકળનું ભંગાણ ગામડાંનાં બાળકો કેમ સહન કરી શકે ? તેઓ તરત જ એ એકલવાઈ કુંજડી સામે હાથ લાંબા કરીને બોલવા માંડે–

'પાછલી કુંજડી, દીપડે દાઢી.'

અને આ બોલના ફિટકારથી જાણે શરમાતી હોય તેમ કુંજડી પોતાની સાંકળમાં જોડાઇ જાય અને એકધારિતાનું સૌંદર્ય અબાધિત રાખે.

પણ એના કરતાં યે એનાં સહસ્રાવધિ પંખીગણ દૂર દૂર ગગનના ગોખમાં ઊંચાનીચાં થતાં અને લચક લેતાં Λ આકારની મર્યાદા–રેખાનાં બંધનો તોડીને જે સમૂહ–સૌંદર્ય ઊભું કરે છે તે અદ્‌ભુત હોય છે. શ્યામ ટપકામય એ ટોળું એક ઝોક લઈને રાસમંડળ રચશે; બીજે ઝોકે તો એમાંથી દુનિયાના એકાદ ખંડનો આકાર ધારણ કરશે. ત્રીજા ઝોકે કોઈ અબધૂત સમી આછી પ્રતિમા ઊઠાવશે, તો ચોથા ઝોકે વેરાઈ જતા ભરચક ધાન્યરાશિમાંથી રચાતો નાનો શો કણ–ઘોષ રજૂ કરશે. એવાં અવનવાં રૂપ આકાશ–પટ માથે કંડારતી એ પંખી-વાદળી થોડા સમયમાં તો અલોપ થઈ જશે, શરદની ભૂલી પડેલી કોઈ એકાકી વાદળી મીઠા મહેરામણમાં નીર ભરવા ચાલી જાય તેમ.

એનાં ટોળાં ઊડયાં જતાં હોય ત્યારે પ્રથમ ઊડતી કુંજડીના 'ક્રાં ક્રાં'ના અવાજને પાછળની કુંજો જવાબ દેતી જાય ને શિસ્તબદ્ધ સૈન્યની જેમ ઊડયે જાય.

આમ અનેક રીતે આપણી પાસે સૌંદર્ય–સ્વરૂપો રજુ કરી જતાં આ પંખીઓ ચાર–છ માસ રહી બાકીના સમયમાં અલોપ થાય. એના માળા કે બચ્ચાં જોવા ન મળે એથી લોકો વિમાસણમાં પડી જાય ને! પણ વિશેષે આફ્રિકા અને જાવા તરફના જ પ્રવાસથી ટેવાયેલા આપણા લોકો એને માત્ર મહેરામણ પરથી આવતી અને મહેરામણ તરફ ઊડી જતી જોઈને, એના માળા કોઈ મહેરામણમાં જ રચાતા હશે એવી કલ્પના તરફ સહેજે વળી ગયા અને કોઈએ ભજનમાં ગાઈ નાખ્યું કે—

> **મે'રામણ માયાળુ રે, બચ્ચાં મેલ્યાં બેટમાં રે,**
> **બચ્ચાં છોડી હાલ્યાં દેશવિદેશ;**
> **આઠ નવ માસે રે આવી બચ્ચાં ઓળખ્યાં રે,**
> **લીધી છે કાંઇ સૌએ સૌની સંભાળ...**

મહેરામણના બેટમાં ઊછરેલ બચ્ચાંને મહેરામણ ઓળંગીને સાથે કેવી રીતે લઇ જવાય? બચ્ચાંની પાંખોમાં એટલું જોર કયાંથી હોય? આથી બચ્ચાંને છોડીને વિદેશ ચાલ્યાં! પછી લોકોએ ઊભી કરી માતૃત્વની અદ્‌ભુતતા! આઠ–નવ માસ પછી પાછાં ફરતાં પંખીઓએ પોતપોતાનાં બચ્ચાંને ઓળખી લીધાં! કયાંક તો લોકકલ્પના એથી યે વિશેષ અદ્‌ભુતતા ધારણ કરે છે :

> **હેત તો વખાણીએ કુંજતણું, એ તો મેલી મેરામણ જાય,**
> **સેવાઈ સેવાઈને સામાં મળે, એ તો આપે આપનાં ઓળખાય રે...**
> **તમે એસો દિલ રાખો રામશું–**

બચ્ચાં નહિ, ઇંડાં જ મુકીને પંખી ચાલ્યાં જાય, ઇંડાં પોતાની મેળે સેવાઇ જાય અને પખીઓ પાછાં આવે ત્યારે પોતપોતાનાં બચ્ચાંને ઓળખી જાય.!

બચ્ચાંની આવી કલ્પિત નિરાધારિતા આપણી કોમળહૃદયી સ્ત્રીઓની નજર ન ચુકાવી શકી. એમણે કોઇ જુવાનડીના અવસાન બાદ છાજિયાંમાં ગાયું કે:

હાં રે સખી ! સાંભળ્ય ને રે ! કુંજ વિયાણી રાનમાં.
હાં રે સખી ! સાંભળ્ય ને રે ! બચ્ચડાં મેલ્યાં તે એણે બેટમાં.
હાં રે સખી ! સાંભળ્ય ને રે ! ચાંચ વિના તે શેણે ચૂગશે.
હાં રે સખી ! સાંભળ્ય ને રે ! પાંખ વિના તે શેણે ઊડશે.

પણ આ બધી યે મનોહારી અને વિવિધરંગી કલ્પનાઓને વાસ્તવિકતા ચીરી નાખે છે અને જણાવે છે કે: કુંજ પોતાનાં બચ્ચાં દક્ષિણ યુરોપ અને ઉત્તર તથા મધ્ય એશિયાનાં વિશાળ મેદાનમાં જળાશયોની સમીપ ઉછેરે છે. કોઇ કોઇ તો ઉત્તરમાં ઠેઠ સાઇબીરીઆ અને લાપલાન્ડ સુધી પહોંચે છે.

ફાગણ ઊતરતાં અહીંથી પાછાં વળ્યા બાદ એમનો સંવનનકાળ શરૂ થાય છે. પોતાના જીવનમાં જેણે અનેક અદ્‌ભુતતા રચી છે એ કુંજની સંવનનક્રિયા પણ અદ્‌ભુત કહેવાય છે. એ સમયે મૃદુ-સૌંદર્યમંડિત આ પક્ષીસમાજ અન્ય પંખીઓની પેઠે મસ્ત બને છે અને એ મસ્તીમાંથી ઉદ્‌ભવે છે એક મનોહારી સમૂહનૃત્ય. સવારને પહોર જ્યારે સૂર્ય-નારાયણ હળવી રંગ-પિચકારીથી પોતાનાં તેજ પૃથ્વી-દેહ પર છાંટતા હોય છે એ સમયે આ કુંજડાં કોઇ સરોવર કે જળકાંઠે હારબંધ ઊભાં રહે છે. એ પછી અંતરના કોઇ એકસરખા અગમ્ય આવેગથી એક જ ક્ષણે એક સાથે જમીન તરફ શિર ઝુકાવે. બીજી ક્ષણે શિર ઊભાં થાય; સોકોલની વ્યાયામપદ્ધતિ અનુસાર માનવ-દેહધારીઓ સમૂહનૃત્ય કરે એટલી જ તાલબદ્ધતાથી, એટલી જ કુશળતાથી. એ નૃત્યને એનાં પાંખનાં પીછાં અને આંખની કલગીઓ વિશેષ શણગારે છે. આટલા પ્રાસ્તાવિક નૃત્ય પછી એમનો થનગન નૃત્યારંભ ફેરફૂદડી સહિત શરૂ થાય. એ ફેરફૂદડીઓ આગલી હારને દૂર લઇ જાય, પાછલી હારને આગળ લાવે અને એ જ



કુંજનું સંવનનકાળનું સમૂહ-નૃત્ય

આવેગથી એમનો નૃત્યવિધિ શરૂ થાય. આ નૃત્યવિધિ હંમેશા સવારે અને સાંજે તેઓ દિવસો સુધી નદીકાંઠે ચલાવે.

એના થોડા દિવસોના આ સંવનન કાળના સમૂહ–નૃત્યવિધિ બાદ આવે છે ઇંડાં મૂકવાનો સમય. સૌ ત્યાંનાં જળમય વિશાળ મેદાનોનાં ઘાસમાં બબ્બેને જોડકે વહેંચાઇ જાય; મોટે ભાગે બબ્બે ઇંડાં મૂકે. બચ્ચાં ઉછેરે અને બચ્ચાં મોટાં થતાં તેમને સાથે લઇને વળી સમૂહ સંગાથે પાણીકાંઠે નિવાસ કરે અને થોડા સમય બાદ ટોળાં રચી વિહગ–પંથે ઊપડે, આકાશી પટ પર તોરણો અને અનેક દૃશ્યો રચતાં, વચલા પ્રાંતોમાં થાકેલા ખાતાં. આપણા આકાશનો ચોમાસાનાં વાદળાં ખાલી થતાં શરદની નિરભ્રતા કબજો લે એ સમયે તેઓ અહીં આવી પહોંચે અને એને નીરખતાં જ ગામ–પાધરે આવેલાં છોકરાં લલકારી ઊઠે કેઃ

કુંજડી કુંજડી...મારા મામાને રામરા...મ...કહેજે...

## ૨ઃ કુલંગ અથવા ઘઉંલાં

આપણે ત્યાં આ કુંજની જેટલી જ સંખ્યામાં એની એક બીજી જાત આવે છે. એનું નામ કુલંગ. ભાલમાં ઘઉં–ટાણે જે પંખી હજારોની સંખ્યામાં ઊતરી પડે છે તે આ જ. આથી ભાલમાં તેને ઘઉંલાં તરીકે જ લોકો ઓળખે છે. ત્યાં એને કુંજ કે કુલંગ કહે તો લોકો ઓળખે જ નહિ. ચણાના વાવેતરમાં એ ભારે રંજાડ કરે. તાજા કાંટા ફૂટેલ ચણાને ખોતરીને ખાઇ જાય અને ખેતરનાં ખેતર સાફ કરી નાખે. ખેડૂતો એને ઉડાડવા માટે ખડે પગે રહે, નહિ તો ખેતરમાં કાંઈ રહેવા ન દે. એનું અંગ્રેજી નામ The Common Crane.



'કુંજ કરતાં અધોક ફૂટ મોટા આ પંખીને આંખની પાછળ પીછું

નથી હોતું અને ગળાના આગળના ભાગમાં કાળાં ઢળકતાં પીછાં નથી હોતાં. વધારામાં એની પૂછડીનાં પીછાં ગુચ્છા જેવાં હોય છે. એનું માથું, દાઢી, ગાલ અને ડોકનો આગલો ભાગ શ્યામ હોય છે. માથાની ચામડી સારસની પેઠે લાલ હોય છે. આંખની પાછળ થઈને ટિટોડીની પેઠે ડોકની બન્ને બાજુ સફેદ. બાકી આખા દેહનો આસમાની રંગ, ચાંચનો લીલો રંગ, પગનો કાળો રંગ વગેરે કુંજના જેવા રંગો. આ રંગોની જેમ જ એનો આહાર–વિહાર અને આગમન–નિર્ગમન, આપણાં કુંજ જેવાં જ. એની ઊડવાની રીત પણ કુંજ જેવી જ. કુંજ મધ્ય યુરોપમાંથી આવે, કુલંગ મુખ્યત્વે આફ્રિકામાંથી આપણે ત્યાં આવે. આવીને એ પણ કુંજની પેઠે ખેતરોમાં પથરાઈ જાય છે અને મોલને ખાધા કરે છે. લગભગ સરખી સંખ્યામાં જ આવવા છતાં એને પણ આમજનતા 'કુંજ'ના નામથી જ ઓળખે છે. કુંજ કાઠિયાવાડમાં હાલાર, સોરઠ બાજુના પ્રદેશમાં આવીને પથરાય છે; આ કુલંગ કાઠિયાવાડના પૂર્વ કાંઠા તરફ અને ભાલમાં મુખ્યત્વે ઊતરે છે.

આ કુલંગ પ્રથમ ઇંગ્લાંડમાં માળા બાંધતું, પણ ત્યાં એનો શિકાર વધારે થતાં અને હવામાન બદલાતાં હવે તે માળા બાંધતું નથી.

એડવર્ડ ચોથાના સમયમાં એક બેન્કવેટમાં ૨૦૪ કુલંગ પંખી અપાતાં. પાશ્ચાત્ય પ્રદેશોમાં ઘરડા લોકો માનતા કે એના પર હલ્લો કરવા આવતા ગરુડ–બાજનો સામનો કરવા માટે. કુલંગ ઊડતી વખતે પોતાની ચાંચમાં પાણો રાખે છે. બીજી માન્યતા એમ હતી કે રાત્રે એનાં ટોળાં જ્યાં ઊતરે ત્યાં અમુક પંખા ચોકીદાર નિમાય. ચોકીદાર કુલંગ એક પગે ઊભું રહીને બીજા પગમાં પાણો પકડી રાખે; જો ઝોલું આવી જાય તો હાથમાંથી પાણો પડી જાય, એનો અવાજ થાય અને ચોકીદાર જાગી જાય !